# માનસી

વર્ષ ૧૦ : ગ્રંથાંક : ૧

માર્ચ ૧૯૪૫



પૂર્ણસંખ્યા ૩૭

સંચાલક :

**પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય**

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષય દર્શન

વ. ૧૦, અં. ૧ : પૂર્ણસંખ્યા ૩૭

માર્ચ ૧૯૪૫ [ પ્રકટ, જુન '૪૫ ]

## સર્જન અને નિબન્ધો



## નિકષ



માનસી ગ્રન્થશ્રેણી; સંચાલક વિજયરાય ક, વૈદ્ય: ૬૨૭ મહેતાશેરી, નાનપરા; સુરત. લવાજમ ૧૯૪૪ નું, ૨ ૬-૪-૦; ૧૯૪૫ નું, રૂ. પાંચ; છૂટકનો રૂ. દોઢ.

શાખાઓ મુંબઈ: એન. એમ; ત્રિપાઠી લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ: સુરત પ્રતાપ પ્રેસ, કણપીઠ: વડોદરા, સાધના પ્રેસ, રાવ.

# શુક્રતારક

## નવલરામ લક્ષ્મીરામનું જીવનચિત્ર

કર્તા: પ્રા. વિજયરાય; કિ. રૂ. બે.

"Following closely on his classic History of Gujarati Literature, comes Prof. Vijayarai Vaidya's શુક્રતારક–a pictorial, almost dramatic narrative of the life and times of Navalram, a leading pioneer of the modern renaissance in Gujarat. Only a rare artist of biography can render an uneventful life with such truthful, vivid, humorous detail and be to his subject so respectful without sacrificing its human interest." V. M. D. in *The Sarvajanikan* (Mar. '45).

# માનસી

વર્ષ ૧૦, અંક ૧] ═══════════ [ માર્ચ '૪૫


## પરમ ભાગવત પ્રેમ

[ શ્રીમાતાજીના પ્રવચન 'પરમ શોધ'માંથી પૃ. ૮-૯ : ભાષાન્તર, રા. પૂજાલાલનું ]

આ [ દેખાવો, શબ્દો તથા સર્વ "અંતરાયોની આરપાર થઈને ઊંડાણો એક અખંડ અનુસન્ધાન રાખનાર" ] મહિમાવન્ત પરમ ભાગવત પ્રેમ કે જે આપણી નિર્બળતાઓને લાડ લડાવતો, આપણી ભૂલોને સુધારી લેતો, આપણા ઘા રૂઝાવી દેતો, પુનર્જીવન અર્પતા એના પ્રવાહોમાં આપણા આખા આત્માને અંઘોળતો આપણા અસ્તિત્વના અંતરતમ ઊંડાણમાંથી આપણી ઉપર ઢળી રહ્યો છે, તે ભાગવત પ્રેમની આગળ આપણા આવેગો અને કામનાઓ, આપણી યાતનાઓ અને દારુણતાઓ, આપણી પીડાઓ અને આપણી મથામણો, તથા આપણી અનિયંત્રિત કલ્પના જેને અણઘડ નાટકીયતાનો વેશ પહેરાવે છે તે બધા અંતરંગી આત્મપલટાઓનો તે શો ભાર ?

કેમ કે અન્તરમાં રાજતી ભગવતી દિવ્યતા પોતાના પ્રભાવનો દાબ દાખવતી નથી, કોઈ પણ પ્રકારનો કશો દાવો કદી કરતી નથી, કદી ડરાવતી નથી; તે તો આત્મનિવેદન કરે છે, પોતાની જાતને સમર્પી દે છે, ભૂતમાત્રના ને વસ્તુમાત્રના હૃદયમાં પોતાની જાતને છુપાવી રાખે છે ને તેને વીસરી જાય છે. તે નથી કાઢતી કોઈનો વાંક, નથી કોઈનો ન્યાયાધીશ બનતી, નથી કોઈને શાપ આપતી કે નથી કોઈને ગુન્હેગારની સજા ફરમાવતી; પરંતુ તે સતત કાર્ય કરતી રહી, જરાકી નાખ્યા વગર પૂર્ણતા પ્રકટાવવાનો પ્રયત્ન કરે છે. ઠપકાનાં વચનો ઉચ્ચાર્યા વગર સમારવાનું સમારી સૌ

છે, ધીરજ ખોયા વગર પ્રોત્સાહન આપ્યે જાય છે, પોતપોતાની ગ્રહણશક્તિ અનુસાર સૌને સ્વ ભંડારથી સમૃદ્ધ બનાવતી રહે છે. એ છે મા, પોતાના પ્રેમ વડે ધારણ કરતી, પોષતી, ચોકીદાર બની રક્ષા કરતી, હિતવાક્ય કહેતી, આશ્વાસન આપતી મા. તે સર્વેને સમજે છે, તેટલા માટે તે બધાંને આધાર આપે છે, ચૂકો જતી કરી બધાંને માફી આપે છે, સર્વેને માટે આશા સેવે છે અને સૌને તૈયાર કરે છે. સમસ્તને પોતાનામાં વહન કરતી હોવા છતાં તેની પાસે એવું કશું જ નથી કે જે સપગાંનું પણ ન હોય. સર્વની ઉપર તે અમલ ચલાવે છે તેથી તો તે સર્વની સેવિકા છે; ને એ કારણથી તો જેઓ તેના સમાન રાજત્વ ઈચ્છે છે તથા તેનામાં રહી દેવત્વ પામવા માગે છે તેઓ નાના હોય કે મોટા, તમામ પોતાના માનવબન્ધુઓની મધ્યે આપખુદ નહીં પણ તેની માફક સેવકો બને છે.

સેવક તરીકેનો નમ્રતાભર્યો આ સ્વાંગ કેવો સુન્દર છે! આ સ્વાંગ તો તેઓ સર્વેનો છે જેઓ સર્વમાં બિરાજમાન પ્રભુનો, વિશ્વસકલમાં ચૈતન્યનો સંચાર કરનાર ભાગવત પ્રેમનો આવિર્ભાવ કરવાના છે, તેની વધામણી આપવાના છે. ...

# કાવ્યમાનસી

## માની પદરજે[1]

: મનહર :

ઓ રે મારી મૂઢ આંખો !
વ્યાકુલ દૃષ્ટિ કાં નાખો ?
આકાશની શૂન્યતામાં ફરી વારે વારે ?
શોધો છો જે બની કવિ
શાશ્વત કુમારી છવિ
અકલંકતાની નથી તે અસીમ-ધારે.
સૂના વ્યોમના વિસ્તારો
સૂનો સ્વર્ગંગાનો આરો,
સૂના છે નિહારિકાના એકાંત ઉચ્છ્વાસ;
સૂની ચમક તારાની,
સુધાકરના ફુવારાની
સૂની અતીન્દ્રિય શીળી આવતી સુવાસ;
દૂરે દિશાનાં ઊંડાણો
મહીં પડયા સૂના પ્રાણો
ન તહીં એનાં એંધાણો દેખાતાં જરાય;
કાળ લાંબી ભરી ફાળો :
શોધે શુચિ એનો માળો,
પણ એને હાથ આવે કાળી ભૂતછાય.

---

1. આ તથા પછીનું કાવ્ય કવિના અપ્રકટ સંગ્રહ 'અપરાજિતા'માંથી છે.
—સં. માનસી

જુઓ અહીં નેણાં મારાં
રડતાં ભવ-અંધારાં
લળી લળી ચૂમતું આ ઊતર્યું છે કોણ !
અકળ અકલંકતા
બની દિવ્ય દેહલતા,
વર વદને આનંદ-અધર શા શોણ !
નયને તારકસાર
ભાલે કિરણ-અંબાર
અણુ અણુ તનુરૂપ ચિદંબરી ચંદ
પદે પદે શી અમિતા
પમરે શી પ્રફુલ્લિતા,
શ્વાસે શ્વાસે વહે વિશ્વે અમર આનંદ
છોડીને અગમ્ય ધામ
તજીને મા અભિરામ
પૃથ્વીએ પધારિયાં છે પાવન સ્વરૂપ
નેનો ! બીજે ક્યાં સંચરો ?
માની પદરજે ઠરો
સેવો શુભ્ર સિદ્ધિઓનું સૌંદર્ય અનુપ.

પૂજાલાલ

## દયાનંદ સરસ્વતી

: પૃથ્વી :

ભગાડત ભર્યો હશે સુભટ આ મહાવીર કે
ડગે ડગ અજેય ઓજ પડઘાવતો ભૂપરે ?
શરીર શુભ બ્રહ્મચર્યતણી દીપ્તિએ નિર્મિયું
અદમ્ય પુરુષાર્થ મૂર્ત થઇ આવિયો જન્મ વા ?
થયો પ્રકટ વીર્યપુંજ અમ પૂર્વ-આર્યોતણો
ધરી વદનજ્યોત, જયઘોષ મંત્રોતણા
અમોઘ જલનો કરી તમસલીન આ લોકને

જગાંતે, અપૂર્વ આર્ય મહિમા ફરી સાધવા?
વિશાલ નયનો, શી વીજ ઝબકી રહી આંજતી!
વિદીર્ણ લવ દૃષ્ટિએ ય થઇ દર્પ સૌનો જતો.
મહોજ્જ્વલ સ્વભાવ વ્યોમ સહ મિત્રભાવે હસ્યો
જ્વલંત ફરકાવતો ધ્વજ અગર્ત્ય આર્યત્વનો,
પ્રબુદ્ધ થઈ યજ્ઞનો અમર અગ્નિ યા ઊતર્યો
અવેદમય અંધકારતણી આણુ સૌ લોપવા?
હશે પરશુરામ ભીષણ સ્વરૂપ ધારી ફરી
કુઠાર લઇ રૂઢિનાં વન વિદારવા આવિયા?
શકે અવતરેલ વા દૃઢપ્રતિજ્ઞ ગોવિંદ એ
પિવાડી રસ મૃત્યુનો, અભય કેસરી વીરનો
સમાજ સરજી, અકેલ લખ સાથ ઝૂઝાવતા.
પ્રચંડ ગિરનાર સોરઠતણા દયાનંદ હે!
ભલે તવ છબી સમીપ પથ્થરે શીષ ઝૂકી પડે.

૨૯-૩-૩૩ પૂજાલાલ

## મેઘઘટા

મેઘઘટા ઝૂક આવી,
હે હંસલા! મેઘઘટા ઝૂક આવી,
તારી માનસની મંખના જગાવી,
હે હંસલા! મેઘઘટા ઝૂક આવી.
દૂરની દિશાને પડખામાં લેતી,
ગર્જનમાં માતી બનાવી,
રહી ડુંગરની ટોચે તોળાઇ. હે હંસલા!
ધખતી ધરણી પર પથરાતી વાદળી,
ઝરણીને આશા અપાઈ,
સુણી મોરના કંઠની વધાઈ. હે હંસલા!

---

૧. 'પંજ' કેમ કે જુદા જુદા પાંચ ભારતવીરો સંબંધી જે કાવ્ય-ઝૂમખું 'અપરાજિતા'માં છે (જેમાંનું એક 'શ્રીઅરવિન્દ' જુન'૪૪ના માનસીમાં આવી ગયું છે), તે પાંચમાંનું આ કાવ્ય છે. —સં. માનસી.

ભીંજે છે ગામ, શહેર, ન્હાયે છે સીમકેશ,
સઘળે એકાકાર છાય,
રહી રસબસ આ ધરતી ધરાય. હે હંસલા !

રાયણ, આષાઢી, જાંબુડી, કેતકી
ફૂલી ફાલી લચકાય,
રહી બહરી આખી વનરાય. હે હંસલા !

મૃગનાં લોચનને જોતી વરદાઈ,
સુણતી દરખાતી, સવાઈ,
રંક ચાતકના કંઠની ફુહાય. હે હંસલા !

આષાઢી સાંજના સુણીને ગર્જના,
પંથની આંખો છલકાય,
એને અલકાની યાદ રહી સતાવી. હે હંસલા !

હે હંસલા! મેઘઘટા ઝૂક આવી.
તારી માનસની મંનખા જગાવી,
હે હંસલા! મેઘઘટા ઝૂક આવી.

પારાશર્ય

## આદર્શ

શોભા ગ્રામ દરેકનાં અવનવાં છે પાદરોની ખરી,
કિંતુ એ સહુથી હિમાદ્રિવરની યાત્રા અનેરી વડી.
પામે તત્ત્વ પિપાસુ વસ્તુ સહુમાં સૌંદર્યની નિર્ઝરી,
તેને સાધન માત્ર કિંતુ સમજી, ઝંખે વરં શ્રેયુચિ.

પારાશર્ય

## ઉરબંધ

" હવે ઉર કમાડ બંધ: પગલી ય છાની અહીં
કદી ન પડજે ફરી, બસ વિદાય છેલ્લી સખી ! "
" વિદાય! અહ રે ન નાથ! બધિરી બની જાઉં હું
અચિંતિત સુણી સહુ શબ્દ ઘોર ને કારમા.
ખરે વદવું રે ન એમ. પછી જીવવું શું રહ્યું ? "

"પૂછી જીવવું શું રહ્યું ?. ખરું હવે જ તો જીવવું
શુરૂ કરીશ હું, થયું બસ - ઘણું. ફટાટોપનાં
તુફાન નહીં ખાલી સૌ. હવે ઘટે એકલાં.
વિદાય !"

"ઠીક નાથ, જો ગમ્યું જ આજ જુદાં થવું
જઉં જ, જરી આટલું : જમ વિશાળ આ વિશ્વમાં.
સુનેરી સુપને રસી હૃદયસ્પર્શી જો મળે
કૃતાર્થ બહુ તો ! પરંતુ કદી એવું મેં જો અને
ઘૂમી ભગી હગાઇ ભોળું ઉર ઘોર નૈરાશ્યથી
પછાડ વસમી ઘકી સમસમી મરે ડૂસકું
અને અવગણ્યું જ જો નયન ઘેલુડાં ત્યાં ઠરે,
–ઠરે નવ ઠરે પરંતુ તુજ જિંદગીની ઘડી
જરીક અરધીક યે સ્મરણરંગભીની બને
પિયુ ! પ્રણયનાથ ! તો જીવન જીવ્યું જીવ્યું મને."

ઉપેન્દ્ર પંડયા

## યાચના

ન જીવન મહીં પડે ઝહર માહરે રે પીવું
કશી વિફળ ઝંખના ઉરતરંગ એવા કશા ?
ગણી છ મતુ. જિંદગી અટપટી જ રંગીન ને
અકલ્પ્ય ગુલઝૂલતી કદિક ડંખતી કંટકે,
પીઉં ગરલ ના કદી અબુધ ઔરતા શા તહીં ?
અને અમૃત જો પીવાં નકી જ દોહ્યલાં દોહ્યલાં,
પ્રસન્ન દિલથી પ્રશાંત ઉરથી ઝૂકી ઔરસે
પીઉં મરલઘૂંટ કાં હસી હસી ન હૈયે પછી ?
અમી ઝહર જ્યાં બને ઝહર યે અમી થૈ જતું ?
પરંતુ રસવંત ક્યાં જબર ચંડ ઝંઝાનિલે
અસંગ ઉર નિશ્ચયો હચમચી સહુ જાય ને

મૂર્જંત ઉર જોરથી ફફડી ઊડે ઝડાવડું,
—જડું અટગટાવી સાં, દરદ બૂમ ચિત્કારના
વિભુ! વરદ નીલકંઠ! જરી એટલી યાચના.

ઉપેન્દ્ર પંડ્યા

## રૂપમાધુરી

વિરૂપતા તો ન ગમે મને જરી,
પૃથ્વી ભરી છો લખલૂટ વિસ્તરી;
આકૂંઠ પીધા કરું રૂપમાધુરી,
સરોવરે જેવી જ માછલી સરી.
હું જાણું કે રૂપ બધે ન કાંઈ,
હું જાણું કે રૂપ બધું ન કાંઈ;
ને જાણું કે રૂપની રમ્ય સૃષ્ટિ
અરૂપની તો અદકી જ સૃષ્ટિ.
વિરૂપતા તો સહી જાય ના જરી,
અને મને એવી ન દૃષ્ટિ રે મળી,
વિરૂપમાં રૂપ હું શોધી શોધી,
ઠરી મૂકું સુન્દર ચાહી ચાહી.
વસન્ત લાવણ્ય તણી લકીર,
વિરૂપમાં ન્યાળું મુતી કદીક,
તો માધુરીની મદિરા જ પીપી
લયલીન થૈ ભૂલું સહુ અજંપી.
લકીર જ્યાં લોચન નાચતી તરે,
ડોલે ઝૂમે મંદ હસી રહે રમે,
વિરૂપતાના પટ પાથરી પડ્યા,
ક્ષણૈકમાં તો શું જતા ઊડ્યા ઊડ્યા!
ને એવી દુનિયા અમૂદીક ભીતરે,
અજબ જાદુભર રેલી ગુંજનો
ઝૂલે ખીલે મ્હેકે રૂપરૂપ તણાં નંદનવનો.

ઉપેન્દ્ર પંડ્યા.

# દેશભક્તિનો વ્યોમકળશ

'ધ ગુડ અર્થ' (દૂઝતી ધરતી) આદિ અનેક સુંદર રસિક નવલો
માટે નોબલ પારિતોષિક મેળવનાર નામાંકિત

પર્લ એસ. બક—

વિ ર ચિ ત

'વિલ ધિસ અર્થ હોલ્ડ' (આ ધરતી ઝીલી શકશે કે?) નો

કિ ર ણિ કા—

(કિરણ-નાટિકા=રેડિઓ-પ્લેલેટ) નો

અનુવાદ : કર્તા

બલવંત ક. ઠાકોર

જીવનવિરામ જીવનવૈચિત્ર્યકારા એક જ ક્રમ હોજો,
ધનતનમોભન સુધાર નવ આઝાદી જ્યાં જન-છોજો.

## નિવેદન

પર્લ એસ. બકનાં 'ધ ગુડ અર્થ' વગેરે નવલો આખી દુનિયામાં વંચાય છે. એ સર્જિકાની કલમની એક ખાસિયત આ છે, કે શૈલીમાં તે 'ગલિવરની મુસાફરીઓ'ના સર્જક સ્વિફ્ટ અને 'યાત્રાળુની પ્રગતિ'ના સર્જક બનિયનના જેટલી સરસ છે. પર્લ બકના વિચારમિનારનું ગૌરવ આમાં છે, કે તે ગૌર પીત બદામી તામ્ર ઘઉંવર્ણ શ્યામ અને મિશ્રવર્ણ દરેકદરેક પ્રજાની સંપૂર્ણ આઝાદીની હિમાયત બેધડક અને પૂરેપૂરી નિષ્ઠાએ કર્યા જ કરે છે. માણસજાતિ આખી એક અને અવિભાજ્ય એ સૂત્રને સર્વત્ર વ્યવહારમાં ઉતારવા તે મથ્યા જ કરે છે. પર્લ બકના ચિંતનની મહત્તા આ છે, કે પોતે અમેરિકન છે, પણ તેને અમેરિકનો માટે જેટલી સહાનુભૂતિ છે, તેટલી જ ચીનાઓ માટે છે; વળી અમેરિકનો તેમ ચીનાઓ આજના સંજોગોમાં જાપાનીઓના કટ્ટા દ્વેષી છે, તથાપિ પર્લ બક જાપાનીઓની પણ દ્વેષી નથી. એ માતા જેવા સમુદાર હૃદયમાં તમામ પ્રજાઓને સ્થાન છે. અને આ સર્જિકાની અસાધારણ પ્રતિભાનો ફુવારો ઊડ્યા જ કરે છે. કોઇ દિવસ તે પચીશત્રીશ છાપેલાં પાનાં જેટલું સર્જી નાખે છે, કોઈ દિવસ તે બે કામળો જ લખે છે, પોતાના વિશાળ અને વધતાજતા જ્ઞાનક્ષેત્રની મર્યાદામાં આવતાં રોજ

૧. 'એશિયા એન્ડ ધ અમેરિકાઝ' એ જાણીતા માસિકમાં મૂલ પ્રકટ થયું નવેંબર '૪૪ના અંકમાં, જેની નકલો મુંબાઈ પહોચી જાન્યુઆરી '૪૫ અંતે; આ તાજુમો લખાયો, ફેબ્રુઆરી '૪૫ 'મા મુંબાઇ. વ્યોમકળશ : કળશ દેવળની ટોચે રોપ; એટલે વ્યોમકળશ=વ્યોમાદિમત્‌– 'ઓનિયં' 'ઠઠ્ઠં'('સ્તૂપાગ્ર'), કિરટિકા (કિરણનાલિકા), જેવા શબ્દો સંસ્કૃતો ભાષાઓમાં અને પાણિનિના વ્યાકરણની રચનાથી વધુઓછા પરિચિત લોકોમાં વિચિત્ર ન લાગવા જોઇએ. પાણિનિનાં સૂત્રોની આખી પરિભાષા બે કે વધારે શબ્દોના આવા સંકલનની પદ્ધતિએ રચાયલી છે.

ને રોજ પ્રકટ થતાં પુસ્તકોનાં સમભાની ગુણદર્શી અવલોકનો તે સંખ્યાબંધ લખ્યે જાય છે. આપણો પણ વારંવાર કરે છે. આ બાઈની બુદ્ધિ અહર્નિશ નિતાંતોદ્યોગી રહેતી જણાય છે. દુનિયાભરના સાહિત્યમાં મોખરે આવેલી અને સતતોદ્યોગી શક્તિશાળી ભાવનાભક્ત અને સ્વીકૃત સિદ્ધાંતોને દૃઢ વળગી રહેતા ચારિત્રવાળી આવી પર્લ બકના જોટાની બાર વ્યક્તિઓ પણ મારા જાણવામાં નથી. અગર જો કે એ તો હું દુનિયાને આ પછાત ખૂણે પડેલો છું તેને, વળી બેશક મારી પોતાની અનેકાનેક મર્યાદાઓને લઈને હોવું જોઈએ, એમ માનું છું. પર્લ બકને એનાં સર્જનો માટે નોબલ પ્રાઈઝ મળેલું છે એ તો સૌજાણીતી હકીકત છે. હિંદની આઝાદી માટે સક્રિય પ્રયત્નો કરવામાં એ બીજા કોઈ પણ અમેરિકન કે ગોરાથી પછાત નથી, એ હકીકત હિંદ જ ન જાણતો હોય તો હિંદનાં કમનસીબ.

આપણે ત્યાં અનેક નવલકથામાલાઓ ચાલે છે. તેમાં હાલની દુનિયાની આ નામાંકિત સર્જિકાની એક પણ નવલ હજી કેમ લેવાઈ નહીં હોય વારુ? એ માલાઓના સંપાદકો વ્યવસ્થાપકો માલેકો વગેરેનો આવો પ્રમાદ શેને આભારી હશે? અથવા આ હકીકત એ વર્ગોની કોઈ ને કોઈ મર્યાદાની સૂચક તો નહીં હોય? અહીં પર્લ બકની એક અતિ ટૂંકી નાટિકાનો અનુવાદ પ્રકટ કરવામાં આવે છે. આશા રાખું છું કે આનાથી આકર્ષાઈને આપણા સાહિત્યની અભિવૃદ્ધિ માટે મથનારા આ કે બીજા લેખકો આખી દુનિયામાં વખણાઈ રહેલ આ સર્જિકાનાં નવલો આપણી પ્રજાને આપવા લલચાશે અને હામ ભીડશે.

પર્લ બક પોતાના આ સર્જનને એક નામ આપે છે, હું બીજું આપું છું, "બી-૨૯", "અતિકાય વિમાનોચિત ચોગાન" "આઝાદી વિમહે જોગ" એવાં એવાં નામ પણ આને ઘટે. વિશેષનામ ટૂંકામાં ટૂંકું હોય તે ઉત્તમ એવું એક લક્ષણ છે, વિષય વસ્તુ, આદિનો કંઈક નિર્દેશ તો જોઈએ, એવું બીજું લક્ષણ જણાય છે. આ પ્રકારના રુચિભેદો પ્રવર્તતા હોય એવા ક્ષેત્રમાં 'પણ ઉત્તમોત્તમ શું મનાય?' એવા સવાલ નકામા જેવા છે.

નામ પાડવામાં છૂટ લીધી છે. તરજુમામાં ય સ્થળે સ્થળે જરૂરી છૂટ લીધી છે. ગુજરાતી વાચકને વસ્તુ આશય ભાવ ધ્વનિ જરૂર ગળે ઊતરે, વળી આપણી ભાષાભંગિયો ઇંગ્રેજી—અમેરિકન ઇંગ્રેજી બોલી—થી

સારી પેઠે નિરાળી, એ બંને કારણે અક્ષરશઃ શાસ્ત્રીય ચીવટ અને વફાદારીનો આદર્શ જતો જ કરવો પડે છે. ફેરફાર મેં તેટલા, પણ બનતી આ કૃતિના આત્માનું પ્રતિબિંબ ગુજરાતી ભાષાના વાહનમાં ગુજરાતી વાચકો માટે આલેખવાને હું મથ્યો છું. ફાવ્યો છું કેટલે દરજ્જે તે જાણે મૂલ અને તરજુમાને જાતે સ્વતંત્રપણે સરખાવી શકે એવા અધિકારી વાચકો.

પણ બકે કવિતા લખેલી જ નથી; પણ આ નાટિકામાં કોઈ કોઈ ઠેકાણે ગીત મૂક્યાં છે તેમાં પ્રાસ સાચવવાનો પ્રયાસ છે. ઈંગ્રેજી કવિતાના છંદ પ્રયત્નબંધી હોય, તેને બદલે એ લખાણ ઉભડક જ. જણાય છે. એટલે આ તરજુમામાં પણ મેં ગીતોને ઠેકાણે ઉભડક અતિ સાદી રચનાઓ જ રાખી છે. ઇતિ શુભં ભૂયાત્.

× × × ×

[ગીત–'અમેરિકા ધ બ્યૂટિફુલ' ઢોલક અને રણશિંગામાં ગવાય છે. મકાનમાંના અને બહાર નાના શા ફૂલબાગમાંનાં પુરુષો અને સ્ત્રીઓ ગાવામાં ભળે છે, તેઓમાં ત્રણ અવાજ ચોકખા વર્તાય છે,–મિસિસ બ્રોડરનો ઝીણો, મિ. બ્રોડરનો ઘેરો, અને છેવટે તેમની પુત્રી મેરીનો કોમલ કેળવાયેલો, જે હલ્લી પંક્તિને ધ્વજ ફરકાવતી હોય એમ ખુલ્લે સાદે લલકારે છે. આ ગીત પૂરું થતાં જરા ગડબડ ધાંધલ સાથે 'ગુડ નાઈટ,' 'જહોનિ, ઘર પહોંચ્યો તેની ખુશાલી, દોસ્ત,' વગેરે સલામીનાં વાક્યો બોલતાં બોલતાં લોક વિખરાઇ જતાં સંભળાય છે. અંતે ઘરનું બારણું ઠેકાણાતું વસાય છે. તે પછી પ્રકટ થતી રંગભૂમિ પર ખુરશીથી ઊઠતો મિ. બ્રોડર ઘરમાં આવેલ પુત્ર જહોનિને—

મિ. બ્રો. જહોનિ, ઉશ્કેરાવું શાને, કશો અસાધારણ બનાવ જાણે ના જ બન્યો હોય, એમ શાંતિ રાખ; લે બેસી જા, આ મારી ખુરશીમાં. નિરાંતે બેસ.

જહોનિઃ હું ઊભો રહીશ, મને ઊભવામાં મઝા છે. મારી ફિકરચિંતા કરો જ ના.

મિસિસ બ્રો. (પોતાના સ્થાનથી) હાશ્તો, જહોનિ, તું તારે હંમેશ મુજબ સ્વસ્થ છો જ. ઓ આ મીઠી ભાખર ('કેક') તો જો મેરેકી ઊઠી! ચાલ, લઈ આવું (ઊઠી રસોડામાં જાય છે.) (કોઇ દોડતું હોય એવો અવાજ. હોકને નજાતી પાછી આવતી મેરી બારણું પછાડતી અંદર આવે છે.)

મિં. બ્રો. તારી બાને દેવા પડયા, જ્યારે ને ત્યારે કંઈક ખાસ રાંધવું; તું ભૂલ્યો નથી ને, એ તો એની આદત જ છે.

જ્હૉનિ: હારતો, ભલે એ એને ફાવે તે વાનીઓ રાંધ્યા કરે. આપણે એવું એવું ખાઇ નાખવાની આનાકાની ય કર્યાં છે?–હું પણ આ મારાથી સમું ચલાતું નથી, તેથી ટેવાઇ જ ગયો છું ને. લશ્કરીઓમાં ઘણાઘણા એમ થોડાઘણા ઘાયલ થાય છે, ને તે ય સૌ જોતજોતામાં પોતપોતાની કસરથી ટેવાઇ જાય છે.

મિ. બ્રો. ખરું કહ્યું, ખરું જ કહ્યું.

મેરી: જ્હૉનિ, ગીત ગાવામાં તું કંઇ ભળ્યો જ નહીં?

જ્હૉનિ: શું સાચું કહે છ?

મેરી: હા ભાઇ, મેં બરોબર ધ્યાન આપેલું. તું તો આંગણા વચ્ચે ઊભો સૌના માથા ઉપરતું કંઇક દૂર દૂરતું જોઇ રહ્યો 'તો, એકી ટશે, હા વળી.

જ્હૉનિ: મને કની એકાએક કંઇક સાંભરી આવ્યું, સન્મુખ તરી રહ્યું. એ તે કેવું વારુ, આપણે એક ઠેકાણે દિવસ પર દિવસ ગાળિયે, ત્યારે ત્યાંનું કંઇ નહીં, મુદ્દલ નહીં, બીજા જ કોઇ પ્રદેશે દીઠેલ અનુભવેલના ટુકડા, આડા ને અવળા, આગલા ને પાછલા, ગમે તે પ્રકારે ભેળાઇ જતા ધ્યાન રોકી લેતા આંખ આગળ કોઇ અજબ શેતરંજી પથરાતી હોય, આકાશપટે કોઇ અજબ મુદ્રા ઊડતા હોય, એમ દેખાયા જ કરે છે. એ તે શું હશે વારુ?

મેરી: આંગણા વચ્ચે ઊભેલો ત્યારે એ તું શું જોઇ રહ્યો 'તો વારુ?

જ્હૉનિ: હાં, કોઇ ચીનાઓને રતો.

મેરી: એમ બે ત્રણ બોલે ન વળે, તારી એકાગ્રતા અદ્ભુત હતી, કંઈક વીગતે કહે જોઉં.

જ્હૉનિ: તને કેવું લાગશે તે કેમ કહેવાય. એ કોઇ ખાસ તરી આવે એવા ય નહીં; હું જેને જોઇ રહેલ તે એક છેક જ સામાન્ય ચીનાઓનું કુટુંબ: બધા જ કેવળ કણબી, ગામડિયા છેક નીચલા થરના બિચારા શ્રમજીવી. પોતીકાં ખેતર ખેડે અને પચતાને થોડા ચાવલ કઠોળ ને ભાજીપાલાએ આખો ભવ ગુજારે. પોતાનાં ગામ ખેતરખેતીને વળગ્યાં રહે,

બીજું કશું જાણે જ નહીં, પણ હું ત્યાં એમની સાથે હળી ગયેલો, જરા વખત મળે ને એમની પાસે જતો. મને એમની સાથે ગોઠી ગયેલું. 'અમેરિકા ધ બ્યૂટિફુલ' એ ગીત ગવાતું'તું ત્યાં જાણે એ સુરાવટ ઊઠતાં જ એ લોક એ કણબીકુટુંબ મારી નજરને બાંધી રહ્યાં. શાને વારુ, તે તો શું જાણું, મેરી?

**મેરી:** વાહ રે ઘેલછા! શું આપણા આ ક્લિફ્ટન, પેન્સિલ્વેનિયા, ના શાયાળુ પાડોશીઓ તને ભાવભર્યો આવકારનું ગીત ગાઈ રહ્યા'તા, ત્યારે પણ?

જ્હૉનિ: સાંભળ તો ખરી, એ અમારાં વીતક મંથન તનતોડ ઉદ્યોગ ગેરે પણ એક કહાણી જેવાં છે જો! અમે એક વિશાળ હવાઈ નાવો 'એપરોપ્લેન') માટેનું ચોગાન બનાવવાની મહાભારત યોજના પાછળ ાઈદઈને મંડેલા. રાત ને દિવસ જાણે બીજું કશું જ અમને સૂઝે ાહીં, સમજી? આપણાં જંગી અતિકાય હવાયાનો ('એપરોપ્લેન') હેમાલય વાટે હિમાલયનાં શિખરોથી પણ ઊંચે ઊડીને એ શિખરો અને ર પ્રદેશનાં તોફાનોને વટાવીને આવવાનાં હતાં, તેમને નાગરવા-અને પછી જાપાન પર બૉમ્બમારો કરવા જવા ઊડવાને એક સુવિશાળ તેટલું જ નક્કર ચોગાન અમારે ટૂંક મુદતમાં જ તૈયાર કરી દેવાની અગત્ય હતી. બી-૨૯ વર્ગનાં અતિકાય વિમાનો ('એપરોપ્લેન') હતાં, જે તે નહિ, સમઝી? હિમાલયનાં ઊંચામાં ઊંચા શિખરો ઓળંગીને આવનારાં. તેમને ઉતારવાં ક્યાં, એ જ અમારો મહાવિકટ પ્રશ્ન થઈ પડેલો. અમે તે ભોગે વળી અતિ ટૂંકી મુદતમાં જ પૂરતું વિશાળ વળી આરસની ફરસ જડી હોય એવું નક્કર ચોગાન એમને સારુ તો અવશ્ય જોઈએ. નહીં તો ઊતરે ને તેવી જ ધરતી એમને મળી જાય, અને આપણી યોજના, આપણી બધી જ મહેનત ને હિકમત બરબાદ જાય. આ એકદમ તૈયાર કરી દો એવા અમને હુકમ મળેલા. લશ્કરી હુકમ! ન સામી ચર્ચા થાય, ના અવગણાય, અક્ષરેઅક્ષર પાળવા જ પડે!

**મેરી:** તે એમાં તે એટલી બધી અડચણો પણ શી?

જ્હૉનિ: અરે, ચીન દેશનો એ ભાગ એવો કે ત્યાં માઈલો લગી પત્થરનું ન નામ કે નિશાન. પચાસ હાથ જમીનમાં ખોદો તો ય ગોરમ જ

મોરગ. વળી વસ્તી એટલી બધી કે માણસોનો જાણે રાફડો. જ્યાં જુવો ત્યાં ખેતર કે દેવળ કે ગામડાં કે કબ્રસ્તાન. અહીં અમેરિકામાં આપણે રસ્તે જતા હઈએ ત્યાં માઈલે બે માઈલે કોઈ કોઈ માણસ જ ગળે. ત્યાં તો માણસોનાં જાણે એક ઉપર એક કીડિયારાં. એવી પાર વિનાની વસતીમાં વિશાળ ચોગાન તે લાવવું ક્યાંથી? ખેતર ને ગામડાં, દેવળ ને કબ્રસ્તાનનો એકસરખો દાટ વાળવો જ રહ્યો! ખેતરો ન્હાનાં ન્હાનાં, ચાર વીઘાનું ખેતરે કોઈક જ. ને ગામડાં દેવળ ને કબ્રસ્તાન બેશુમાર. અમારે એ બધું જમીનદોસ્ત કરાવી સરખું ટીપાવી ટીપાવીને જ સવિશેષ નક્કર ચોગાન બનાવવાનું, તે ય વળી જોતજોતામાં જાણે જાદુગરો હોઈએ એમ-સ્તો! એ બધાં લોકલોકડિયાંને એમ લાગે જ ને કે આગળ જે થવાનું હો તે થાવ, આ તો આજે જ મરી ગયા, મારા બાપ! અહીં આપણા લોકોને માથે એવો કોઈ તાત્કાલિક કેર ગુજરે, તો એમ જ લાગે, ખરું ને!

મિ૦ પ્રો૦ મેરી, આ ઉખેળી બેઠી તે તેં કૈં ઠીક કર્યું કે? જ્હોનિ, ભાઈ, ભૂલી જા એ બધું. બે ઘડી નિરાંતે જંપીને બેસ.

જ્હોનિ: (સાંભળ્યું જ ન હોય એમ) વારુ હુકમ છોડનારે તો છોડ્યા, બજાવવાના અમારે, છૂટકો જ નહિ. અમારી સાથે દુભાષિયા હતા. તેમણે જ્યાં ને ત્યાં ટોળેટોળાં માણસોમાં એ તમામ ખુલ્લેખુલ્લું સમજાવ્યું. જુવો, ભાઈઓ આ તો લશ્કરી મામલો! તેમના વડેરા કહે, હા રે મહેરબાનો, શિરત તે શિરત, અમે ય જુવાનીમાં પાંચ વરસ કે પંદર ભરતી કરેલી, ને અમલદારને જરા બી વાંકું પડતાં ગોળીએ દેવાતાં હારબંધ માણસોના દાખલા દીઠેલા.

[ દૂર દૂરથી સંભળાતું એક સાદું ચીની ગીત. અને તેમાં વચ્ચે વચ્ચે—

ચીની: જુવાનો: (શુદ્ધ ઇંગ્રેજીમાં, જાણે હાર્વર્ડનાં જ ઉચ્ચારણ) નાયક સાહેબ. તમામ વીગતે પૂરેપૂરું સમજાવી ચૂક્યા, પણ લોકને આમ પોતાનો સર્વનાશ પોતાને જ હાથે કરવો રુચે ખરો કે? તથાપિ એમના ચિત્તનો મોટામાં મોટો દૂણાટ બાજે જ છે.

જ્હોનિ: *(ચીનમાં ચીનાઓ સાથે બોલતો હોય તેવી લશ્કરી

* આ પ્રેક્ષકો સામે રંગ ઉપર ઊભેલો જ્હોનિ નથી બોલતો, ચીનમાં હતો તે લેફ્ટેનંટ જ્હોનિનો અવાજ રેડિયો સંભળાવે છે.

આપણી કબ્રો હોય છે તેવી એમની નહીં; ખેતરોની વચ્ચે મકાનો ફરતી, દીવલો પડખે, જે જ્યાં જમીન ખરીદી શકે ત્યાં પોતાના કુટુંબની કબ્રો સ્થાપે; માટીની જરા ઊંચી ટેકરી, હાર ને હાર લાંબી ચાલી જાય, અથવા જોડે જોડે હોય તો ટેકરી તેટલી પહોળી બને. માટીના થર ટીપી ટીપીને જ બનાવેલી. થોડો વખત ગયો ને હું પણ ટેકરીઓ ભણી વૉંગ્ કુટુંબની દૃષ્ટિએ જ જોતો થઇ ગયો. ઘરડો વૉંગ્ પોતે દાદાજી હતો. એના દાદાના દાદા કે તેના ય બાપની કબ્ર બીજી બધીની પાછળ અને ઊંચી હતી. એ ઊંચેરી કબ્ર ખોદાઇ ત્યારે એણે છેક નજીક જઇને એ ધૂળ હાથમાં લીધી. એક હથેળીથી બીજીમાં અને ત્યાંથી ભોંય પર પડવા દીધી. એણે જોઇ લીધું કે ધૂળ જ રહી હતી, કૂલ જેવા કશા અવશેષ રહ્યા નહોતા. એ બધી ધૂળ એણે પોતાના કબ્જાની ચાળમાં રજેરજ સાંભરી લીધી, ત્યાં મિસિસ વૉંગ્ એક પાકી ચળકતી ને ભાતીગળ બરણી લઇ આવી; ચીનાઓના કીંમતી વારસામાં આવી ઉમદા કારીગરીની બરણીઓ પેઢી દર પેઢી ઊતર્યે જાય છે. ચાળમાંથી ડોસાએ એ બધી ધૂળ સન્માનપૂર્વક તે બરણીમાં રેડી અને આખું કુટુંબ એ ધૂળ રક્ષતી બરણીને, જાણે સાક્ષાત વડેરા પોતે હોય એમ, અનેક નમનો કરી રહ્યું. પાસેની કબ્રોનો વારો આવતાં એક છેક જ ન્હાની અને તાજી હતી તેમાંથી એક બાળકનું હાડપિંજર આખું નીકળ્યું. એને જોતાં બૈરીઓ મોટેથી રોઇ પડી, મિસિસ વૉંગે તેને પોતાના હાથ પર ટેકવી છાતી સરસું દાબ્યું તે ક્ષણે એનો શોક તો માય નહિ.

મિ૦ પ્રો૦ અરેરે, જહોનિ, બિચારું બાળક !

જહોનિઃ મને સાંભરી આવે છેઃ જાપાની બોંબ અમારી ટુકડીમાં અચાનક પડેલા, ત્રણ ચારના કુચેકુચા ઉડી ગયેલ, ત્યારે મને કશું જ લાગ્યું નહોતું, ખાણાનો વખત હતો ને મેં મારું ખાણું નિરાંતે પૂરું કર્યું ને પાણી પીધું'તું. પણ-પણ-આ, આ વૉંગોની કબ્રો સાંભરે છે ત્યારે આવા ભાખર જેવું પણ રુચતું નથી.

મિ૦ પ્રો૦ એટલા બધા પોચા ન થઇએ.

બાપડો હોય એમ જ, સારો દિવસ ભાંગ, ભાંગ, ભાંગ : ટીપ, ટીપ, ટીપ! ... ...

[ દૂર દૂર હજારો હથોડા જમીન પર પછડાતા હોય એવો અવાજ, કાન ફોડતો, બેસૂરો. વચ્ચે વચ્ચે મજૂર મજૂરણોની વાતચીત બાળકોનાં રુદન......

મિસિસ વાં૰ (પુત્રીના બાળકને) બાપુ, છાનો રહે.

મિ૰ વાં૰ એ જંપતો જ નથી કેમ ?

મિસિસ વાં૰ આપણી દીકરીના થાનમાં ધાવણ ખૂટ્યું છે. એ છે જ એવી કાચી દૂબળી ક્યું, જ્યારે શહેરની ફિકર-વાળી વાત છે. આપણું શું થવા બેઠું છે ? અરે ભગવાન; કબરો ય ખોદી નાખી, આપણે જ હાથે ! વગેરે વગેરે ખયાલ એના દૂબળા મગજને છોડતા જ નથી, ફરીફરીને આવે. ચિંતાદરિયે ડુબી ગઈ છે, દિલ પર જરા ય કાબૂ રાખી શકતી નથી. પછી ધાવણું ક્યાંથી હોય, એ પોતે પણ સાજી કેમ રહે ?

મિ૰ વાં૰ અરે મૂર્ખી ઠેંગુના* ગુલામ બનીશું તો આપણા શા હાલહવાલ થવાના તેનો તો વિચાર રાખ. ] ટીપો, ટીપો, ટીપ્યે જવ. : જુવોને ઘરડાં દાદા કેવા મંડ્યા છે ! અત્યારે આપણું કામ ને કાજ એ એક જ છે. રોવું, લાગણી, વિચારમાત્રને ધકેલી કહાડો !

એ ટીપણીનો અવાજ દૂર જતો સંભળાતો બંધ પડે છે. ]

જહોનિ૰ બધું એટલી ઝડપથી કરવાનું હતું. તમે માની ન શકો એટલાં માણસ આપમેળે ભેગાં થઈ ગયાં અને દિવસ પર દિવસ મંડ્યાં જ રહ્યાં: માણસ અડૂગડું માઈ શકે એટલી જગામાં એક એક માણસ. પછી જ્યાં ને ત્યાં થાકેલાને થોડી રાહત આપવા બીજા પણ તૈયાર. શી એમની નિષ્ઠા ! શો એમનો તનતોડ ઉદ્યોગ ! મને તો ઇજિપ્તના પુરાતન કાળના પિરામિડો ને ચીનના પોતાના ઇતિહાસના મધ્યકાળની "મહાભારત દિવાલ" (ધ ગ્રેટ વોલ) જ સાંભર્યા કરે. એ દેખાવ કલાક પર કલાક જોઈ રહેતાં ચક્કર આવતાં, અંધારાં વળતાં બેસી જઈ આંખો

* જપાની પ્રજા ઠીંગણી છે. ચીનાઓ તેમને તુચ્છકારમાં ઠેંગુઓ જ કહેતા આવ્યા છે, સૈકાઓથી.

મીંચી લેવી પડતી....તડકો પણ કહે મારી મોસમ! વરસાદ આવે પણ ખરો, તાપ આટલો કડક, તે વચ્ચે એકાદ દિવસ કે સત ઠંડક કરી પણ જાય, એ બ્હીકે ચીના અને અમેરિકન સૌ ધ્રૂજી જતા. એ અસંખ્ય હાથ ઊપડતા ને પડતા, પડતા ને ઊપડતા, ધીબ! ધીબ! ધીબ!.........

[એ ટીપાતા હથોડાનો અવાજ. વચ્ચે વચ્ચે માણસોના દૂર દૂરથી સંભળાતા બોલ—

કેટલાક : આ ભોં' પાછી અમારી થવાની ખરી ? ઓ પ્રભુ!

બીજા : જો ટેંગુને હાથ ગઈ, તો તો સત્યાનાશ! આ મોગરીઓ આપણે ટીપિયે છ તે ય આપણા ઉગારાનું એક સાધન છે. આ બને હવાઈ નાવોની ગાહ, અને અહીંથી ઊડી એ જાય રે ટેંગુ ટાપુઓ ઉપર, ત્યાં આગ અને કાળો કેર વરસાવવાને! ટેંગુને પાધરો કરવા એના વતનમાં જ ચોતરફ બૉંબમારા રેલાવી દેવા જોઈએ. એવા વિજય માટે તો છે આપણી સરસારુ આહુતિ! અમારી આ ભોંની પણ આહુતિ!

આ અમારી ભોં,' પવિત્ર ભોં'
રૂપાળી ભોં' ખુશબોદાર ભોં!
જ્યાં અમારા વડેરા સનાતન નીંદરે પોઢે છે,
જ્યાં અમારાં બાલબચ્ચાંની જુવાની ગ્હોરે છે,
જંગી વિમાનોના બરનું બનો આ ચોગાન,
એ ભીમ વિમાનોનું વિસામાસ્થાન,
એ પવિત્ર પંખાળાંનું વિજયપ્રયાણ!

એ મોગરાઓનો અવાજ: અંધારું થવા આવતાં ધીરે ધીરે બંધ પડી જાય છે.]

જહોનિ : આખો દિવસ અમારો સર્વવ્યાપી સાથી એ વિરાટ અવિરત ટીપણી. વચ્ચે વચ્ચે એ સાદાં કંઠમાં તો ય તાલ સાચવતાં ગીત. એ ને એ લલકાર, એ ને એ મતલબ. અમારી નાડીઓ ય એ પ્રાણે ધબકે.

[ફરી એ ટીપણી. અમેરિકન અફસરો અને સૈનિકોને ચીડિયા બનાવતો એ ચાલુ સંભળાયા જ કરતો અવાજ—

અફસર : અરે આ, કેમ પાછો ઝોંકાં ખાય છ રે? ઊઠ, ઊભો થઈ જા, ચાર હજાર મારી આવ: આ ચીનાઓ તને કેવો ધારશે?

સૈનિક : ઓ પ્રભુ! પાછો મારા વતનની ઠંડક ભેગો ક્યારે થવાનો!

અફસર : ચૂપ ! હું કહું છું તેમ કર.]

જહોનિ : એ ધૂળ પણ સર્વવ્યાપી અમારા પાણીમાં, ખોરાકમાં, જોડામાં, વાળમાં, ગળામાં, જ્યાં જુવો ત્યાં ધૂળ જ ધૂળ !

[ એ હથોડારવ: વચ્ચે વચ્ચે અમેરિકનોના અવાજ—

એક: આ તે પાઉં છે કે નરી કાંકરી ?

બીજો: ને આ બૂન તો કેવળ કાચર !]

જહોનિ : સામી બાજુ, રાતે શાંતિ એવી તો જાગતી કે ડરાવી રહેતી, મૂંઝવી દેતી. જાણે અમે એના ઓથાર તળે ચંપાતા ! સૌ થાકીને લોથપોથ થઈ ગયેલ ને આખું ચોગાન ઝીણાં ઝીણાં ફાનસે ભરચક, તે એ અસંખ્ય ટપકીઓનાં વર્તુલો, લાંબી આડીઅવળી હારો, અને વિચિત્ર આકૃતિઓ કોઈ ભૂતાવળની અનહદ દીપમાળ જેવી ચોપાસ પથરાઈ રહેતી જેનો છેડો જ નહીં, ને અમે જાણે એ કારમી માયાથી ડઘાઈ જ જતા ! ચીનાઓ મૂઠી બે મૂઠી ભાત ને થોડા ભભરા સોયા* વટાણા ને પાપડ ધીરે ધીરે ખાતા, ઉકાળાના ઘૂંટ પીતા તેને ચ.હ કહેતા ને ચુંગીઓ ચૂસતા. હું પરવારીને ઘડી વોટો કને જતો.

[ મિ. વો. બાપુ તહમારા કટોરામાં ભાત એટલો ને એટલો છે. ખાવ ને ?

વોક દાદો ભા!, ભૂખ નથી.

મિ. વો. દિવસે એટલી મહેનત કરો તો સારું. તમારી કાયા પડી જશે તો તમારી કોઈ રહી નથી !

વોક દાદો ના રે ના, આપણી ઘો.' પાણી આપણી ધરાની જ, ને એ દિવસ આવશે ને ત્યાં લગી મને કશું થનાર નથી, નિરાંત રાખ. અને વિજય થઈ જાય ને, તે પછી મને વાજતેગાજતે કોઈ પધરાવજે, આ પંચકોશીનું કુસેક, હો કે ! આ પંચકોશીમાં છે કોઈ મારી ઉંમરનો ?]

જહોનિ : વાંસવળી પરની ચાદરો તળે આવા આવા વાર્તાલાપ થતા તે હું એમના મોં હાવ ભાખના ચાળાથી કળી શકતો. પ્રપિતામહની પેટી કથવાળી ધૂળની બરણી પણ ત્યાં રાખેલી હતી. મળરકું થતુ

* 'સોયા' બીન આપણા વાલથી કંઈક મોટા દાણા. એની વાસ પણ વધારે, હીંગ લસણની વાસની જેમ એનાથી ટેવાઈ જાય તેનાથી જ એ અમ ખવાય.

ને સૌ કામે વળગી જતાં. ચીનાઓમાંના કેટલાક પણ આ તનતોડ ને એકસરખી મજૂરીથી ગાંડા સૂનમૂન જેવા બની જતા. આ ભોંય પૂરતી નક્કર બનાવાશે કે કેમ તેની પણ કેટલાકને ચિંતા થવા લાગી. હિમાલયનાં શિખરો ઠેકીને બી–૨૯ વાયુનાવો આવી પહોંચે તે પહેલાં કાર્યને પહોંચી વળવું જોઈએ, ખરું ને? એ સમય નહીં સચવાય તો?

[એ મામાના સૂર, વચ્ચે વચ્ચે—

અમેરિકનો : અરે આ ધૂળ બધાઈને નક્કર આરસ જેવી થવાની-તે ય આ મોગરીઓ વડે? કહે તે ય ગાંડડ, માને તે ય ગાંડડ!

મામાનો અવાજ દૂર દૂર જઇ બંધ પડે છે.]

જહુંાનિ : કોણ જાણે કેમ પણ અમને અમેરિકનોને આશા પડતી નથી તે ચીનાઓ કળી ગયા. એમણે હતાશ થાનો ડંગનાં જ કંડેલાં. આ બી–૨૯ કેટલાં લાંબાં હશે, કેવાંક ભારે હશે, વગેરે એમને કૌતુક થયું. હાથની નિશાનીઓ વડે પૂછવા લાગ્યા. દુભાષિયા હજી કોઇક કોઇક હતા. તેમણે એમને વીગત જણાવી; બે ફ્રૂટી ફ્લોર ભોંય એમને માપી દેખાડી પછી તો ઘણા ચીનાઓ ટોળે મળીને એ જ વિચારી રહ્યા. આટલાં બધાં લાંબાં? અને આપણાં સામાન્ય દેવળોના કદનાં બોંબોથી ચિકાર ભરેલાં? એક એક બોંબે આખા ખેતરવાને સળગાવી મૂકે? એ એક એક બોંબ કેટલા વજનનું? બોંબે ભરેલ એક એક બી–૨૯નો ભાર કેટલો? અધધધ! તથાપિ તેઓ હિંમત હાર્યા નહીં. પોતાને જે એક સિદ્ધ હતું તેને જ વળગી રહ્યા. વડેરાઓએ ઠરાવ્યું ગાત્ર અન્વળે ટીપિયે છ તે પૂરતું નથી. એમણે રાતપાળી પણ ફરમાવી. જુવાનો ને યુવતીઓ રાત ને દિવસ અખંડ ટીપણી ટીપવા લાગ્યાં

[દૂર કશી ચીનાઓના અવાજ—

આ આપણા દેતુઓ ધારે છે કે આપણી ભોં' શીક ઝીલી નહીં' શકે, ને આ બધી મહેનતમજૂરી ને આશાઓ બરબાદ જવાનાં. પણ એ આપણી ‥

આ ભોંના ગુણ શું જાણે?<br>
એ આપણુનેય શું જાણે?<br>
આપણે તો જાણ્યું યે છ ખરા ને<br>
આપાઢી પૂરનાં ચતાં જેવી એ માતબર ભોં!

ચીના પથ્થર જેવી કઠણ પણ એ આપણી જ ભોં !
માત્ર માગી લે આપણી દિલોજાન લોહીચૂસ મજૂરી
બદલો દેવામાં ના કસૂરી ના અધૂરી
આ..આપણી બેનમૂન ભોં
સેંકડો પેઢી પાળી છે સેંકડો પાળશે એ આપણી ભોં !
દીપો દીપો રે જુવાન, દીપો દીપો રે જુવતી, આ આપણી ભોં !
ભલે આવો ભલે આવો એ હવાઈ નાવો !
એક આવો, દશ આવો, સેંકડો આવો !
એમને ય વહાલો ! આ ઘરડીખખ ભોંને ય નવતર વહાલો !
વિજય ! વિજય ! આપણા શુભાશય ત્રાતાઓનો વિજય !
આપણી આપણી ભોંનો ય વિજય !
ભલે આવો એ વાયુયાન
એ હૈયાના એકોએકમાં ફેલાવો ઘમસાણ !

ધીરે ધીરે શાંત પડે છે. ]

જહોનિ: શી એમની લોકોત્તર દૃઢતા. અને એ જોઈ રહેલ અમારામાંનો કેટલાકની શી અલ્પતા, શી નિર્બળતા, શી દીનતા ! બાપુ, શું કહું ? એ પ્રાણ એમના સ્નાયુઓનો જ નહોતો; એમના હૃદયનો, અરે એમના અંતરાત્માનો પણ એ પ્રાણ હતો. (આંસુ આવી જાય છે)

[મિ. ઓ. જહોનિ, મરદનું ભૂષણ સંયમ છે; સંયમ જ મરદની મરદાની છે. સાંસતો પડ.

જહોનિ: (આંસુ લૂછતો) હા, બાપુ. એ વેળા ને એ ચીનાઓની દીપતાં દીપતાં પોતે પણ દીપાવે ગયા. સુદૃઢ કાયાઓ પણ માત્ર હાડ-ચામડાં રહી, એકવડી કાયાઓ તણખલાં શી બની ગઈ તથાપિ એ દીપણી ચાલુ જ રહી. એ તડકા તળે એ ચામડીનો રંગ બદલાતો ગયો, એ ધૂંસ ઓછી ઓછી થઈ ગઈ, ઉઘાડ પણ ચાલુ જ રહ્યો. જાણે કુદરતી બળો ને સત્ત્વોને પણ આ પ્રજાની વેદનાની દાઝ પહોંચી અને તે શરમથી કે સહાનુભૂતિથી વર્ત્યાં.

એ લૂથી રક્ષણ માટે અમને સૌને ખાસ ટોપ હતાં. ચીનાઓ પાસે કશું નહોતું. પૂરતો ખોરાક અમે એમને દઈ શકતા નહીં. બાઈઓ જાળિયલ કપડાનો લીરો હાડી માથે વીંટી રાખતી. પુરુષોને માથે ખડની

ટોપીઓ હતી. બાળકો કુટુંબીઓની આસપાસ નાગાં જેવાં ભમ્યા કરતાં. ઘડી બેટીને ઊંઘી પણ જતાં.

કૂવાનાં પાણી તળિયે ગયાં. નાળાંનહેરો નામનાં જ રહ્યાં. પાણી ખૂટશે તો કરીશું શું એ ભયે અમે લશ્કરીઓએ બધાં જલસ્થાન કબજે કર્યાં અને સૌને માપબંધી જ આપવાનું શરુ કરવું પડ્યું. ચીનાઓએ ન્હાવું છોડ્યું, અમે હાથમોં પણ એક વાર જ ધોવા લાગ્યા. ધૂળ શમતા આવેલી એટલી રાહત ખરી.

એક રાતે હું પાછો ચોકી પાસે જઇ ચડ્યો. તેમના ઓટા ચિમળાઇ ગયા 'તા. સ્થળે સ્થળે ભોંયમાં જરા કાણું કરી ધૂપશલાકાઓ ખોસેલી ને ચેતતી મારા જોવામાં આવી. આકાશ ચડતો ધૂમ સુગંધથી હવાને ભરી દેતો. મેં ઇશારે પૂછ્યું, આ વળી શું ?

વોંડ દાદો બોલતાં બોલતા હાથ ઊંચા ઊંચા કરે, બે હાથ જોડી નમનની સંજ્ઞાઓ કરે, ગગન દેખાડી દેખાડી, વરસાદની ધારાઓ પડવાનાં સૂચન કરીને, પછી નમન કરી કરીને ધસીને નકારની સંજ્ઞા કરે છે. હું ધીરે ધીરે સમજું છું કે આ સેંકડો ધૂપશલાકા પ્રભુને વિનવે છે કે ભલો થઈને હમણાં વરસાદને ન મોકલીશ. બીજું ગમે તે દે, તડકે બાળી દે, સામસામા તેફાની પવને ભલે ઝૂડ, પાણીની તાણે ભલે અમે અધમુવા થઇ જઇએ, તથાપિ હે ભલા ભગવાન, એ હરાયાનો આવી જાય અને અહીંથી પાછાં પોતાનું કર્તવ્ય બજાવવાને ઊડે ને, ત્યાં લગી એક ટીપું પણ વરસાદ ન મોકલીશ. આ તમામ ધૂપશલાકા પ્રભુને આ એક જ પ્રાર્થના કરી રહી છે.

હું સમજી ગયો. મેદાન લગભગ તૈયાર થઇ ગયું હતું. અમને પણ આશા પડવા માંડી'તી. બીજા દોઢ બે અઠવાડિયાં ઉઘાડ રહે, તડકો તપે, ને પવન ફૂંકાયા કરે, તો આ ચાલુ ટીપ ટીપ ટીપ વડે આરસી ફરસને પણ ટક્કર મારે એવું ચોગાન બની જાય ખરું, પણ—પણ આ તણખલાં અને આ મરવા વાંકે જીવી રહેલ ઓીપુરુષ બીજાં બે અઢી અઠવાડિયાં ટકી શકે ખરાં ?

[ટીપ ટીપ ટીપ અને વચ્ચે વચ્ચે અવાજો—
પાણી ! પાણી !
અરે ઓપરેટર એક પવાલું પાણી મળશે. હજુ તો કલાકની વાર છે.
એક બાળકનું રુદન.]

મિસિસ ઓ. જરા થોભ, બાઇ, હું ડા લેમનેડની સુરાઈ બનાવી લાવું.

મેરી બેસો, હવે, થઇ રહેશે એ તો; આ બયાન પૂરું થવા દો.

મિ. ઓ. અરે, થોડો તો સંયમ કેળવી જાણો!

જહોનિઃ અમને અમુક તારીખ જણાવવામાં આવેલી એ તારીખે કામ પૂરું થવું જ જોઇએ, એવા હુકમ છૂટેલા. બી–૨૯ એ તારીખે પહોંચવાનાં કે. તે પછી, કોઇને જ ખબર નહોતી, પણ ચીનાઓએ માની લીધું એ તો એ તારીખે જ ઊતરવાનાં. ઘરડાં દૂબળાં પણ બનતું ટીપવા મંડી પડ્યાં. એક પળ પણ એ હથોડા-હથોડીના અવાજ વિનાની રહી નહીં. બધાનાં જ ચિત્તો ઉપર એ ટીપણી ટીપાવા લાગી. વાતચીત, ચેનચાળા, ચીડમિજાજ બધું જ ઊડી ગયું. વિચારણા માત્ર ઠીજી ગઈ. આશાએશ અને વિરામવિસામા સ્વપ્નવત્ થઇ ગયાં. ઊંઘ માણસને ઘેરી લે તથાપિ માણસ ઊડી ઊઠીને તેને દૂર રાખવા મથવા લાગ્યા. કામ, કામ, ને કામ–ટીપ, ટીપ, ને ટીપ!

[એ અવાજ અને વચ્ચે વચ્ચે કોઈ કોઈ ચીનાઓના ત્રાંગ્યાતૂટ્યા બોલ—

ચીનો : (વહુને) ક્રીડાની મા, તું કેટલી રાતથી ઊંઘી નથી?

વહુ : તમેય ઠીક છો; કોઈ ઊંઘે છે કે મારાથી ઊંઘાય?

કેટલાક ચીના : આપણું ચોગાન પૂરતું નક્કર નહીં ઉતરે તો? આપણે તો હૂંડાં ટપોરવા એમાં ખળાવાડનાં ઓયવળિયાં કરી નાખીએ, અને આ આવડું મોટું અફાટ ચોગાન ક્યાં ને એ ખળાવાડ કે આપણાં ઝુંપડાંનાં ઓયતળિયાં ક્યાં? બધે જ પૂરતું નક્કર થયું બનિયે પણ કંઈ તરેહ?

અવાજે બંધ પડે છે.]

જહોનિ : પૉડદાદો આ છેલ્લા દિવસોમાં એટલો તો ધમાઈ ગયો કે એને જોતાં મને આપણા કૉન્ગ્રેસસભ્ય હેઇન્સ સાંભરતા. હું બાળક હતો ને એ ગુજરી ગયેલ, કેટલામે વર્ષે, બા?

મિસિસ ઓ. : છન્નુગે વર્ષે. છેલ્લાં પાંચ વર્ષ ચાલી પણ શકતા નહીં. સવાર પડશે એમને પથારીમાંથી ઉપાડીને કોચ ઉપર ગોઠવતા, પલંગ સાફસૂફ થઈ રહે અને એ નાસ્તા પછીનાં ઝોકામાંથી જાગે એટલે પાછા એમને ઉપાડીને પલંગે ગોઠવવા પડતા. એંશીની ઉમર બાદ, એમનું ૨૦૦ રતલનું વજન હતું તે ઘટી ઘટીને ૮૫ રતલ પણ નહોતું રહ્યું.

જહોનિઃ વોડદાદો તો હજી ડગુમગુ આવીને મોગરી ટીપ્યે રાખતો. એના તદ્દન ઘસાઈ ગયેલ હાથ ધ્રૂજી ઊઠે ત્યારે વળી ધડીક થંભે અને એનો પુત્ર એની મોગરી પોતાના બીજા હાથમાં લઈને બે હાથે ટીપણી ટીપતો. થોડી વારમાં ડોસો પાછો તેને પોતાના હાથમાં લઈ લેતો. પુત્ર કહેતો બાપુ, રાખો રાખો હવે, તમારા કરતાં તો મારો ડાબો હાથ ઠીક ટીપે છે, પણ ડોસો ધીરે ધીરે ખોંખારતો કહેતો, ભાઈ, આ ખોળિયે શ્વાસ છે ને ત્યાં લગી આ ધરમનું કામ કેમે કર્યું છૂટે નહીં. આ બધા ય શ્વાસ ને પ્રાણ ધરી દીધા છ આઝાદીને. મરીશને તો ય અહીં આ બે ઈંટો પર, વારે વારે શું કહેવડાવ છ. જોતો નથી આ શ્વાસ ભરાઈ આવે છ તે? ડંગુનો ધારકો ટળશે ને તે પછી જ હું સ્વર્ગીય વિશ્રાંતિમાં મહાલીશ. એ મહાકાય હવાઈ જહાજો હવે તો ચારે છ દીમાં જ આવી ગયાં જાણું. આખો સાગર તરી આવી કાંઠે તે ડુબાતું હશે! શું બસે બે હાથે ટીપ્યે રાખ! ટીપ્યે સિદ્ધિ! ટીપ્યે આઝાદી! ટીપ્યે જ ડંગુ દુશ્મનની બરબાદી! પણ આ છેલ્લા બોલ બોલતાં ડોસાને ખરેખરી હાંફ ચડી તેથી તે એટલા તો ધીમા પડી ગયેલ, તેનો પુત્ર કાન છેક હોઠ પાસે ધરીને જ સાંભળી શકેલો.

(જહોનિ ચાલુ રાખે છે) શું કહું બાપુ, આવી નિષ્ઠાવાળા લોક હારે જ શેના? એ ધૂળનો પત્થર અરે પત્થર શું આરસ બની ગયો. હથોડા કડંગ કડંગ કડંમ ચોતરફ ધાતુઘન નિર્ઘોષ ફેલાવી રહ્યા. અને ઠેરવેલી તારીખે આવી લાગી. કોઈ ઊંઘ્યું નહીં; હજારો બત્તી આગિયા જેવી ચોગાનને ઝળકાવી રહી. સૌ પોતપોતાના તંબુ કે જેવું હતું તેવા સ્થાનની બહાર બેઠા રહ્યા, ચુપચાપ, સુમસામ, કોઈ ન બોલે ન ચાલે. ધૂપસળિઓ દીવાને ઝાંખ વળે એટલો ધૂમ ગગને પાઠવતી રહી એ વિશાળ ચોગાન આખું મધમધી રહ્યું, જાણે કે બી રહને આવકાર દેવા રતો!

અને પછી જહો ફાટતાં—

[દૂર દૂરથી અતિ ધીમા અવાજ—

મિ. વો. એ બી-૨૯ આથમણે આકારો દેખાશે.

વો. દાદો ભાઈ, જે ખવાય તે બે કવલ ખાઈ લે.

મિ. વો. આ ચિંતામાં ખાવા બઠું તો, એ કવલ જ મારો શ્વાસ રૂંધી નાખે—

વો. દાદો અરે ગાંડક, હવે ચિંતા શી ? આપણી માં'માં શ્રદ્ધા નથી ?

મિ. વો. પણ આવી આકરી કસોટી ? હાંન' અગાઉ ભય એવા મોટા છે. એ બીકનું વજન છે—

વો. દાદો ભલે ને છે તેથી ય બમણું હો. મને તો ભૂખ લાગી છે હું તો કરૂરે બે કવલ ખાઈ શકીશ. આપણી માં' આપણે હાથે આપણે હૈયે આપણે આત્માએ દીપી, પ્રભુએ પણ આપણી ઓપરી બણી—બે કવલ ખાઇ લે' તો સારું.

મિ. વો. ના, હું તો બહાર બીજા હલરો સાથે આથમણું આકાશ જોઈ રહીશ.

વો. દાદો ભલે, ભાઈ, હું તો જમી પરવારીને પછી જ બહાર નીકળીશ. અત્યારે શાંત.]

જહોનિ: ધારતા'તા કે એ વિમાનો મોડામાં મોડાં સૂરજ આથમતાં તો આવી જશે. બપોર થયા. આથમણા ડુંગરામાં વરસાદ થયો વા થતો હશે તે સંધ્યા પણ જાજવલ્યમાન ખીલી. અને ત્યાં જ—

[રેડિયોમાં દૂર દૂરથી

વોક દાદો: અરે સળગાવો આપણી ધૂપસળિઓ સળગાવો, બત્તીઓને ૬૭ વાર છે.

મિ. વો.: અરે બાપુ. જુવો જુવો, આ મારી આંગળી ચીંધે છે ત્યાં જુવો, ૬૭ તો આથાં છે, પણ જુવો એ તો એ જ, આવા મોટા પંખી હોય જ નહીં!

બીજા ચીનાઃ એ આવે, એ આવે, શી ઝડપ. પાંખોનો અવાજ પણ હવે તો સંભળાય છે, આવો, આવો, આવો, ભલે પધાર્યાં !

દાદો વો : ધન્ય ઘડિ ! ધન્ય દહાડો !

ઘણા ઘણા એ વડેરાના બોલ ઉપાડી લે છે ત્યાં તો એ એંજિનોના ઘરરર ઘરરર અવાજ બીજા અવાજોને ડુબાડી દે છે. તુર્ત સૌથી આગળાં ઊતરવા માંડે છે.]

જહોનિ : પશ્ચિમમાંથી એ ગાજતાં આવ્યાં. ઊતરવા લાગ્યાં ત્યાં અમેરિકનો ને ચીનાઓ ચડીચૂપ થઇ ગયાં. એકી ટશે જોઇ જ રહ્યા. વોક કુટુંબ મોખરે આવીને ઊભું હતું. દાદા વોકનો આખો ચહેરો હસી રહ્યો. મિ વોકનું આખું ડીલ સ્વેદની ધારાઓએ ન્હાઇ રહ્યું. પ્હેલું બીર—૯ જમીનને અડયું. પેડાં જાણે પોતાના ડીલ પર ફરતાં હોય એવો મિ. વોકનો દેદાર હતો. તુર્ત એ ખડખડાટ હસી ઊઠયો.

ત્રમ વો : આ અમારી માં ! વાહ રે આ બાબાની સંગીનતા વાહ !

દાદો વો : હું જ્હોનો કહેતો, આ આપણી ધરતી તો મારો એની લોકડી છે, ચાહો તેટલી માખણિયા છે. ]

જ્હોનિ : હા રે, વિરુદ્ધ દોડ બકનારાનાં મોં કાળાં થયાં. એ સુંદર અને બલિષ્ઠ અતિકાય નાવો જાણે પીછાં શાં હળવાં હોય એમ ઊતર્યાં થોડું ઠેકતાં ઠેકતાં પોતપોતાને સ્થાને હારદોર ગોઠવાયાં, ચોગાન તો જાણે પરાપૂર્વથી એ હવાઈયાનોના તબેલા માટે નિર્માણ થયેલું હોય એમ સોહી રહ્યું.

[મિ. વો : સોના સમ લેખે લાગ્યા છે ! વાહ રે પ્રભુ, વાહ !]

મિસિસ વો : (આંખો પર હાથ ફેરવતી) એ વોડ દાદા અને કુટુંબને જાણે હું વર્ષોથી ઓળખતી હઉં એમ લાગે છે.

મેરી : અરે જ્હોનિ, બસ. પૂરું ય થઈ ગયું શું ?

જ્હોનિ : સૌની લાગણીઓની તંગદશાનો અંત આવી ગયો. પણ, બેશક, એ સૌ નાવોને ઠેકાણે પગપાળાં અને તેમાંથી ઊતરતાં માણસોનાં બરદાસી બંદોબસ્ત કરતાં કરતાં આગે કોણ જાણે ક્યારે પરવાર્યાં અને સૂવા પામ્યા. એક ઊંઘે જ ભળકડું થઈ ગયું ત્યાં તો એ નાવોના માણસો પાછા એમને ઉડાડવાની ખટપટમાં ગુંથાઈ ગયા. ચીનાઓ એ ક્રિયાઓ દરમિયાન પણ ટાંપીને જોઈ રહ્યા હતા, દૂર-દૂરથી બીજા ચીનાઓ પણ આ કૌતુક જોવાને ધાઈ આવેલા; ચીનાઓનો જાણે દરિયો જ ઊલટ્યો હતો. એક રાતમાં જ ક્યાં ને ક્યાં ખબર પહોંચી ગયેલ અને ક્યાં ક્યાંનાં માણસો બધાં કામકાજ પડતાં મૂકી અહીં દોડી આવેલ. સીમાડોરીની લગોલગ આવીને એક પાછળ એક પચાસસાઠ લાંબી લાંબી હારમાં ગોઠવાઈ ગયેલ. વોડ કુટુંબ સૌમાં મોખરે જ હતું.

[ રેડિયોમાં:

મિ. વો. જુવો જુવો, હાંકનારા પણ ચઢી બેઠા, આ પાંખો ફરતી થાય, જુવો !

દાદો વો. ચૂપ, શું તું એકલો જ જોનારો છે કે ?

નાવોનું ઘરરર ઘરરર ચાલુ થઈ, તે એક પછી એક સપાટાથી ઊડીને જાય ચડી જાય છે. ચીનાઓ ગાઈ ઊઠે છે—

પાંખો અરે એ આભ વીંઝતી પાંખો

અરે આ ચોગાન સર્યોતો કાલ આજ ખાલી આખો.
એ અમને વ્હાલો કેમ તમે કંઈ જાણો છો?
એ છે તે શું શું શું શું છે શું જાણો છો ?
એ જ અમારાં ઘર ખેતર દેવળ કબ્રો:
ચણ્યાં અમે અમ વડવાએ, તે ધૂપછાયનાં અંબો
ગયાં ગયાં હજાર લાખ ત્યાં એક દિવસ એવો ફૂટ્યો
એ સાર્વતણો આ સગે હાથ દરિયો ફૂટો
એ દેવળ એ કબ્રો ય રહી ના અંગૂઠો !
એ સપાટ કીધું સર્વ
વળિ ખૂબ ધરી ધરિ ગર્વ
હજારો હાથે ઉછળી ઉછળી ટીપ્યો આ ચોગાન,
પ્રભુની મ્હેર, ન મેઘ વચ્ચે વાળ્યું કીચડ ઘમસાણ
આઝાદી કાજે હોમ્યાં અમ ઘર ખેતર દેવળ કબ્રો
આઝાદી કાજે ટીપ્યો ચોગાન કડક તાપે બળબળતાં અભ્રે,
હાથે ટીપ્યો, હૃદયે ટીપ્યો, ટીપ્યો આંતરડે,
હજારો સ્ત્રીપુરુષે ટીપ્યો પ્રબળ સંઘબળે
આઝાદી કાજે એ ટીપ્યો ટીપ્યો ટીપ્યો
હતી ધૂળ ત્યાં આરસ શો દીપ્યો !
નભોનાવ એ ભીમકાય એ, દિવ્ય આદ્ય એ વાયુયાન એ
ઉતર્યાં આ ચોગાને કરારે, ઊડી જતાં ક્યાંથી જ કરારે
ઠેંગુ બેરમાં આગ વરસશે, કેર વર્તશે ત્યહાં ક્યારે
—આઝાદી વ્હાલી અમને
ઘર ખેતર કબ્રો દેવળથી
તનથી રે જોબન પરિમલથી
એ શા વ્હાલેરી અમને !
જીવનનિશાન જીવનવ્યોમકળશ એક જ અમ હૈયે,
ધનતન જોબન ખુવાર જવ આઝાદી જ્યાં જન છૈયે !
પડદો પડે છે. ]

પરિશિષ્ટ

આરંભમાં " અમેરિકા ધ બ્યૂટિફુલ " નામે ઓળખાયલું ગીત

નાયક ચીનથી પાછા સહીસલામત આવી ગયા છે તેની ખુશાલીમાં એના પાડોશીઓ ગાય છે; એ જાણીતી અમેરિકન કવિ કેથેરાઈન લી બેટ્સની ચાર કડીની અમેરિકામાં અત્યંત લોકપ્રિય રચના અહીં આપી:—

## AMERICA THE BEAUTIFUL

O Beautiful for spacious skies,
  For amber waves of grain,
For purple mountain majesties
  Above the fruited plain!
America! America!
  God shed His grace on thee
And crown thy good with brotherhood
  From sea to shining sea!
O beautiful for pilgrim feet,
  Whose stern, impassioned stress
A thoroughfare for freedom beat
  Across the wilderness!
America! America!
  God mend thine every flaw,
Confirm thy soul in self-control,
  Thy liberty in law!
O beautiful for heroes proved
  In liberating strife,
Who more than self their country loved,
  And mercy more than life!
America! America!
  May God thy gold refine,
Till all success be nobleness
  And every gain divine!
O beautiful for patriot dream
  That sees beyond the years
Thine alabaster cities gleam
  Undimmed by human tears!
America! America!
  God shed His grace on thee,
And crown thy good with brotherhood
  From sea to shining sea!

Katharine Lee Bat

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# મુંબાઈમાં

## વધુ અભ્યાસ

[ 'સંસ્મરણો' : લેખાંક ૪થો: ગયા અંકથી ચાલુ ]

તે વખતે બી. એ. થયા પછીજ એલએલ. બી. ની 'ટર્મ' ભરાતી. શરૂઆતના વર્ષને જ્યુરિસપ્રુડન્સનું વર્ષ કહેતા અને બાકીનાં બે વર્ષ એલએલ. બી.નાં. આમ હોવાથી એલએલ. બી.ની પરીક્ષાએ પહોંચતાં સુધીના ગાળાનો ઉપયોગ એમ. એ.ના અભ્યાસ માટે કરવો એમ વિચાર કર્યો. આ અરસામાં પ્રિન્સિપલ વર્ડ્સવર્થ-પ્રખ્યાત અંગ્રેજી કવિ વર્ડ્સવર્થના પૌત્ર એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રિન્સિપલ હતા. પોતે પણ કવિ હતા. બહુ જ માયાળુ હતા એમના શિષ્યો પર ઘણું હેત રાખતા. પોતે સાધુજીવન ગાળતા. તે એટલે સુધી કે એમના પગાર ને નાણાંની વ્યવસ્થા બીજા કરતા. દક્ષિણ અમેરિકામાં બ્રાઝીલ સ્ટેટની લોનમાં નાણાં રોકેલાં તે નાણાં એમણે ખોયાં: તો તેનો પણ એમને શોક ન હતો. એમ. એ.ની પરીક્ષા માટે મેં ઐચ્છિક વિષય-ભાષાઓ અંગ્રેજી અને ફારસીનો લીધો હતો. એ અભ્યાસ અંગે વર્ડ્સવર્થનાં કાવ્યો વાંચવાનાં હતાં. તે કવિનાં પૌત્ર પાસે શીખવાં એવા લોભને વશ થઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવાનો ઇરાદો કરેલો. બીજું કારણ એ કે મારા ભાવનગરના મિત્રો માણેકભાઈ, મનુભાઈ, ઠાકોરરામજી એ સૌ પણ એ કૉલેજમાં શીખેલાઃ એ ટોળીમાંથી હું જ એકલો બાકી રહી ગએલો તે ઊણપ પૂરી પાડવી અને એમની પાછળ ન પડી જવું એમ પણ ઇચ્છા ખરીઃ કારણ એ કૉલેજની પ્રેસીડેન્સી કૉલેજ તરીકે પ્રતિષ્ઠા ઘણી હતી, અને મુંબઈના જાહેર જીવનના અગ્રેસરો એ જ કૉલેજમાં શીખેલા, એટલે મેં

પણ ત્યાં જ દાખલ થવાની અરજી કરી. પ્રિન્સિપાલ વર્ડસવર્થે એ અરજી જોઇ, અને તેમાં મેં મારી લાયકાત તરીકે બી. એ. માં ફર્સ્ટ ક્લાસ મેળવેલો તે હકીકત જણાવી હતી. સાધારણ રીતે પોતાની કૉલેજના શિષ્યોને પ્રિન્સિપલો એમ. એ. ના વર્ગમાં દાખલ કરતા; પર-કૉલેજનાને નહિ. પ્રિન્સિપલ વર્ડસવર્થ બહુ મોટા મનના હતા અને વળી મારી લાયકાત ઉપર પ્રમાણે ફર્સ્ટ ક્લાસને લીધે ઊંચી હતી, એટલે એમણે વિચાર કર્યો કે આવી લાયકાતવાળો વિદ્યાર્થી એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થાય તેમાં વાંધો શું? માટે તેમણે મને દાખલ કર્યો એટલું જ નહિ પણ દક્ષિણા ફેલો નીમ્યો. સાધારણ રીતે એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી પાસ થએલાઓને ફેલોશિપ આપવાનો રિવાજ હતો; બીજી કૉલેજનાને નહિ; છતાં બીજાઓને મુકાબલે હું ફર્સ્ટ ક્લાસમાં પાસ થએલો હોવાથી, મારી લાયકાત વિશેષ ગણી તેમણે મને એ જગ્યા પર નીમ્યો. મને તો સ્વપ્ને પણ એ બાબતનો ખ્યાલ હતો નહિ અને એ દિશામાં મેં દૃષ્ટિ નાંખવાની પણ ધૃષ્ટતા કરેલી નહિ; છતાં જ્યારે એ હકીકત મારા જાણવામાં આવી ત્યારે મારા સાનંદાશ્ચર્યનો પાર રહ્યો નહિ. એ ફેલોશિપનું વેતન માસિક રૂ. ૬૦) હતું, પણ તે ઉપરાંત એ પદની પ્રતિષ્ઠા બહુ હતી. પ્રિન્સિપલ વર્ડસવર્થને રીટાયર થવાને માત્ર આઠ મહિના ખૂટતા હતા. તે પૂરા કરી તેઓ પોતાને વતન સીધાવ્યા, પણ જેટલો વખત તેઓ મુંબઇમાં રહ્યા તેટલો વખત તેઓ એમ. એ.ના વર્ગ પણ લેતા અને અમારી જોડે વર્ડસવર્થનાં કાવ્યો વાંચતા. એવી વિદ્વત્તાથી તે શીખવતા, ને તેનું વિવરણ કરતા કે તેની છાપ હજુ સુધી મારા મનમાંથી ભૂંસાઇ નથી.

વખત થતા હું એમ. એ. ની પરીક્ષામાં બેઠો. તે વખતે એમ. એ. ના અંગ્રેજીના પરીક્ષકોમાંના એક મુંબઇના લૉર્ડ બિશપ; Bishop Mylne હતા. તેઓ વર્ડસવર્થના બહુ અચ્છા 'સ્કૉલર' હતા. મારા જવાબો જોઇ તેઓ બોલ્યા કે આવા સારા જવાબો આપનાર મેં કોઇ Indian Student હજી જોયો નથી. આમ કહી ફર્સ્ટ ક્લાસ માર્ક આપ્યા. હું એ સંબંધે આટલી પ્રશંસા પામી શકયો તે પ્રિ. વર્ડસવર્થના પ્રતાપ. તેઓ રીટાયર થતાં ચાન્સેલર લૉર્ડ હેરિસના પ્રમુખપદે એમને ડૉક્ટર

ઓફ લૉઝની ઓનરરી પદવી યુનિવર્સિટીએ બક્ષી એટલું જ નહિ પણ તેમના શિષ્યોએ તેમને બળતી મશાલનું સરઘસ Torch Light Procession કાઢી ફેરવ્યા. વિલાયત ગયા બાદ એમનું હૃદય નબળું રહેવાથી તેઓ ત્યાંની ઠંડી ખમી શકતા ન હોવાથી શિયાળામાં હમેશ દક્ષિણ યુરોપમાં જતા. ત્યાંથી પણ તેઓ પોતાના શિષ્યો જોડે સંપર્ક રાખતા. પોતે બનાવેલાં કાવ્યોનું એક પુસ્તક ત્યાંથી મારા પર મોકલેલું, તે હજી મારી પાસે છે.

## પ્રો. મીરઝા હૈરત

મારી બીજી ભાષા ફારસી હતી એટલે મને ફારસી, અરબ્બીના વિદ્વાન પ્રોફેસર મીરઝા હૈરતના હાથ નીચે મૂકવામાં આવ્યો, અને પ્રીવિયસ તથા ઇંટરના વર્ગોમાં મારે ફારસી શીખવવું એમ તેમણે ઠેરવ્યું. તેમ થવાથી તેમનો એટલે દરજ્જે ભાર ઓછો થયો. એમ. એ. માટેનાં ફારસી પુસ્તકો સંબંધે તેઓ મને દોરવતા. કારણ એ વર્ગના શિષ્યોને શીખવવા રીતસરનો વર્ગ રાખવામાં આવ્યો ન હતો.

એ પ્રોફેસર મીરઝા હૈરત એમના જમાનાનાં એક અસાધારણ પુરુષ, પંડિત, સંત હતા, અને જમાનાના દાદેસા (Vicissitudes of Time) અનુભવી, જહાના અને વખાના માર્યો મુંબઈ આવી ચઢ્યા હતા. ઓગણીસ વરસની ઉંમરે એમને ઇરાન છોડવું પડયું હતું. ત્યાંના રાજદ્વારી વાતાવરણને એઓ અનુકૂળ થઈ પડેલા નહિ, જો અનુકૂળ થઈ પડયા હોત તો માત્ર ઇરાનના શાહથી જ ઊતરતો દરજ્જો તેઓ ભોગવી શકત. તેઓ યુરોપી તુર્કીના પાટનગર ઇસ્તંબૂલમાં રહી તુર્કી ને ફ્રેંચ શીખ્યા. પછી મિસર ગયા, ત્યાંથી એડન થઈ તેઓ અરબસ્તાનના પ્રખ્યાત શહેર સનામાં સાધુજીવન ગાળવા જતા હતા. તે વખતે રશિયા જોડે ઇંગ્લાંડને યુદ્ધ (Caprimean war) ચાલતું હતું. મીરઝા હૈરતને તુર્કી, ફ્રેંચ, ફારસી, અરબ્બી ભાષાઓ બહુ સારી રીતે આવડતી હતી. ફરતાં ફરતાં તેઓ એડનના કિલ્લાનાં બાંધકામ જોતા હતા, ત્યાંથી તેમને તેમના વિશાળ ભાષાજ્ઞાનને લીધે શક પરથી રશિઅન જાસૂસ તરીકે પકડી હિંદુસ્તાન મોકલવામાં આવ્યા. ગોરાઓની જે પલટણ જોડે

એઓ હિંદુસ્તાન આવ્યા તેની જોડે તેઓ બેલગામ ગયા. ત્યાં અંગ્રેજો તેમની પાસે ફારસી શીખતા અને એઓ તેમની પાસે અંગ્રેજી શીખ્યા. પછી એમના પરથી વહેમ ઓછો થતાં એમને ઇરાની ખાતાની તાર ઑફિસમાં મોકલ્યા અને પછી મુંબઇની Oriental tranlatorની ઑફિસમાં ફારસીખાતામાં એમને નીમ્યા. એલ્ફિન્સ્ટન કૉલેજમાં ફારસીના પ્રોફેસરની નવી જગ્યા સને ૧૮૭૨માં કાઢવામાં આવી. તે ખુરસીએ બેસવાનું પહેલું માન એમને મળ્યું. ત્યાં ૨૬ વરસ સતત સેવા બજાવી એઓ નિવૃત્ત થયા અને પછી થોડે વખતે ગુજરી ગયા (સને ૧૮૯૮). ગુજરી ગયા ત્યારે એમની ઉમર ૬૧ વરસની હતી. અંગ્રેજીનું જ્ઞાન ઘણું ઉત્તમ હતું. એઓ કહેતા કે Gibbon's Dectline and Fall of the Roman Empire મેં બાર વખત સાદ્યંત વાંચ્યો છે, અને તેના વડે મારું અંગ્રેજીનું જ્ઞાન સુધાર્યું છે. ફારસીનો અભ્યાસ એવો વિશાળ ને યાદદાસ્તની શક્તિ એવી પ્રખર કે એમ કહેવાતું કે કોઇ કારણને લીધે આખું ફારસી સાહિત્ય નષ્ટ થઇ જાય, તો તે આખું સાહિત્ય એકે તડાકે પ્રોફેસર હૈરત પાછું જીવતું કરી શકે. સાદી કે હાફેઝની ગઝલો વિદ્યાર્થીઓને શીખવતી વખતે પોતાની પાસે ચોપડી બિલકુલ રાખતા નહિ. યાદ દાસ્ત પરથી જ એ ગઝલો શીખવતા. આવા એક પ્રખર ફારસી પંડિતના હાથ તળે મારો ફારસીનો અભ્યાસ આગળ વધારવાનો સુયોગ મને પ્રાપ્ત થયો છતાં મારા એ અભ્યાસમાં ખોડખાંપણ કાઢનાર પરીક્ષક મળી આવ્યા અને મારું એક વરસ ખોટું કરાવ્યું.

બન્યું એમ કે સન ૧૮૯૦ માં હું એમ. એ. ની પરીક્ષામાં બેઠો તે વખતે મારા ફારસીના પરીક્ષક એક પારસી ગૃહસ્થ હતા. તેમના મગજમાં એવો ખ્યાલ બેસી ગયો હતો કે ફારસી ભાષા આવડે કાં તો પારસીને કાં તો મુસલમાનને, હિંદુ તો તેમાં ચંચુપ્રવેશ પણ કરી શકે નહિ. આવાં ખ્યાલથી તેમણે મારા જવાબો તપાસ્યા. બીજા પેપરોમાં જવાબ બરાબર આપેલા એટલે તેમાં મને નાપાસ કરવાનો અવકાશ ન હતો, પરંતુ અંગ્રેજીમાંથી ફારસીમાં ભાષાંતર કરવાના પેપરમાં તો ઓછાંવધતા માર્ક આપી શકાય તેવી સગવડ જોઈ તેમણે સોમાંથી પચીસથી પણ ઓછા માર્ક આપી મને નાપાસ કરી, પોતાની ભાવનાને

સંતોષી. હવે પરીક્ષકોની આખરની મીટિંગમાં મુંબઈના લોર્ડબિશપે મારા ફર્સ્ટક્લાસ માર્કસની વાત ઉલ્લેખી મારાં વખાણ કર્યાં. ફારસીમાં એક બે માર્ક ઓછા એટલે હું નાપાસ હતો. પેલા પારસી ગૃહસ્થે પોતાની ભૂલ જોઈ, કે એક આવા સારા વિદ્યાર્થી માટે માત્ર પૂર્વગ્રહ (Prejudice)થી પોતે દોરાઈ ગયા હતા. તેમણે મીટિંગમાં પોતાની ભૂલ સુધારવા માટે વધારે માર્ક આપવાની ઇચ્છા જણાવી, પણ તે વખતે તેમ કરવા માટે બહુ મોડું થયું હતું અને હું નાપાસ થયો. મેં યુનિવર્સિટીને અરજ કરી કે મારા જવાબપત્રો ફરી તપાસો અને તે જવાબો પ્રો૦ હેરસ પાસે મૂકી તેમનો અભિપ્રાય લ્યો. યુનિવર્સિટીએ તેમ તો ન કર્યું, પરંતુ ત્યારબાદ તે ગૃહસ્થને પરીક્ષક નિમાતા બંધ કર્યા. બીજે વરસે ફરી પાછો પરીક્ષામાં બેઠો ને પાસ થયો.

પ્રોફેસર હેરસે સર જોન માલ્કમકૃત History of Persia નામના જાણીતા ઇતિહાસના પુસ્તકનું ફારસીમાં ભાષાંતર કર્યું છે. તેમણે ફારસીમાં કાવ્યો લખ્યાં છે તે "મનઝુમાતે હેરસ" એ નામથી એ બહાર પડ્યાં છે. હાફિઝ ને સાદીની ગઝલોની બરાબરી કરે એવી એ કાવ્યકૃતિ છે.

સ્વ. કાસમ હુસેન થારીઆણી—હાલના મુંબઈના પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ મિ. હાજીના સસરા ત્યારબાદ ફારસી શીખવતા અને પછી આવ્યા ભાવનગરવાળા મારા પ્રોફેસર શેખમહમદ ઇસ્ફહાની કે જેમને પ્રોફેસર હેરસે ભાવનગર મોકલ્યા હતા અને અંતે જેઓ તેમની જ ખુરસીએ આવી બિરાજ્યા. જે એ ત્રણ વરસ મેં એલ્ફિન્સ્ટન કૉલેજમાં ફારસી શીખવ્યું તે વખતના મારા ઘણા શિષ્યો જીવનમાં સફળ થઈ ઊંચે દરજ્જે પહોંચ્યા. રાજકોટના કુંવરજી કોયાજીના ચિરંજીવી સ્વ. સર જહાંગીર કોયાજી તેમાંના એક હતા.

મુંબઈની જાણીતી ફોર્ટ અને પ્રોપ્રાયટરી હાઇસ્કૂલના પ્રિન્સિપલ મિ. માણેકજી કૂપર તે વખતના કેળવણીકારોમાં બહુ જાણીતા - મણાતા હતા. તેમના પુત્ર સ્વ. નસરવાનજી કૂપરે તે વખતે કૉલેજ તથા સ્કૂલના અભ્યાસમાં દાખલ કરાવવા માટે પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરવાના ઉદ્દેશથી Cooper and Cooper એ નામની કંપની કોટમાં કાઢી હતી.

મારી પાસે, મારા એલ્ફિન્સ્ટન કોલેજના ફેલો ને પ્રો. હેરનના મદદનીશ તરીકેના ઓહદનો લાભ પુસ્તક પ્રસિદ્ધકારની દૃષ્ટિએ લઇ (૧) હાફેઝ, (૨) સાદીની ગઝલોનાં ભાષાંતર, (૩) અનવાર સોહેલીની પ્રસ્તાવના, (૪) સએલાક મોહસિની અને (૫) ફારસી પિંગળ પર પણ પુસ્તક લખાવી પ્રસિદ્ધ કર્યું. Persian profody & the Figures of speech હજુ પણ અત્રેની કોલેજમાં વપરાય છે, કારણ એ કોટિનું બીજું કોઇ પુસ્તક હજુ સુધી આપણા ઇલાકામાં રચાઇ બહાર પડયું નથી.

ભાયખાલા પર આવેલું એલ્ફિન્સ્ટન કોલેજનું ખાસ મકાન જેમાં દી. બ. હાકોરરામ, મનુભાઈ તથા માજુભાઈ શીખેલા તે તો કયારનું-એ વિક્ટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઇન્સ્ટીટયુટના ઉપયોગમાં લઇ લીધેલું હોવાથી મારા વખતમાં હાલમાં ફોર્ટમાં પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમની સામે જે મકાન આવેલું છે તે કોલેજ તરીકે વપરાતું ને હજુ વપરાય છે. એ મકાન મૂળ સરકારી રેકર્ડ રાખવાને માટે બાંધેલું એટલે તેમાં કોલેજને માટે જોઇતી સગવડ બિલકુલ નથી. એ જ મકાનમાં અમારા કાયદાના વર્ગો પણ બેસતા

### કેટલાક સહાધ્યાયીઓ

એમ. એ.ના અભ્યાસ માટે કોલેજના વર્ગોમાં હાજર રહેવાની જરૂર હતી નહિ એટલે અભ્યાસ ઘેર રહી કરવો પડતો. ફારસીનો અભ્યાસ મેં જુનાગઢ કોલેજના માજી પ્રિન્સિપાલ શાવકજી કાવસજી હોડીવાળા સાથે તથા કેટલોક વખત સ્વ. મિ. રૂસ્તમ બરજોરજી પેમાસ્તર જોડે કરેલો. હું જેવી રીતે ફારસીમાં નાપાસ થયો તેવી રીતે મિ. પેમાસ્તર પણ નાપાસ થએલા. પછાથી અમે બે છુટા પડયા ને પાછા ઇ. સં. ૧૯૦૫માં હું સ્મોલકોઝ કોર્ટનો જજ થયો ત્યારે એઓ એ કોર્ટમાં વકીલનો ધંધો કરતા હતા તે વખતે ભેગા થયા. અમારી બંનેની મિત્રાચારી ઠેઠ સુધી ચાલી. કવિ અરદેશર ખબરદારના એઓ સંબંધી હોવાથી પણ એ મિત્રાચારી વધારે દૃઢ બનેલી. મિ. પેમાસ્તરને પણ ગુજરાતી સાહિત્યનો શોખ હતો. "પારસી પ્રકાશ" નામે મરણ પામેલા પારસીઓના જીવનની ટુંક રૂપરેખાનું પુસ્તક પ્રસિદ્ધ કરવાનું ચાલુ રાખી એમણે પોતાની કોમની સેવા મરતાં સુધી ચાલુ રાખી.

આ અરસામાં પ્રોફેસર બળવંતરાય ઠાકોર પણ એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરતા. સાહિત્યની એમની પ્રવૃત્તિ તે વખતે પણ ચેતનવંતી તો હતી જ. અમે Litt નામે એક સોસાયટી કાઢી, તેમાં દરેક સભ્યને Original લેખ લખવાનો હતો. મને સાંભરે છે કે સૂફીવાદ પર મેં એક લેખ Sufism-un grande Revolution de Chritienne-એવા શીર્ષકથી લખી એમને વાંચવા મોકલેલો, તે એમણે મને પાછો મોકલ્યો હતો. તે હજુ વખતે મારી પાસેના જૂના કાગળોમાંથી મળી આવે. ફ્રેંચ ભાષાનું શીર્ષક રાખ્યું તેનું કારણ કે અમારે એમ. એ.ની પરીક્ષા માટે Carlyleનું French Revolutionનું પુસ્તક વાંચવું પડતું તેમાં એટલા બધા ફ્રેંચ શબ્દો ને પ્રયોગો છે કે મારે તે સમજવા ફ્રેંચ ભાષા થોડી શીખવી પડેલી. ઊંચા ફારસી ભાષાના જ્ઞાન માટે અરબ્બી ભાષાની એટલી જ જરૂર હોવાથી થોડોઘણો અરબ્બીનો અભ્યાસ કરવો પડેલો. એલ એલ. બી.ની ટર્મ વખતે સર (ત્યારે, રા) રમણભાઈને મુંબઈ રહેવું પડેલું. તે વખતે જૂની સરકારી બુક ડીપો જે ગિરગામ બેક રોડ પર આવેલી હતી તેની સામે રામજી ભગવાનની ચાલી હતી ત્યાં રૂમ ભાડે લઈ રહેલા વિધવા પુનર્વિવાહવાળા જાણીતા કપોળ ગૃહસ્થ શેઠ માધવદાસ રૂગનાથદાસનો બંગલો તેમ જ પ્રાર્થનાસમાજ-મંદિર પણ પાસે હતાં. સદ્ગત નરસિંહરાવ દીવેટીઆ દક્ષિણમાં આસિસ્ટંટ કલેક્ટર હતા. તેઓ રજા લઈને મુંબઈ આવે ત્યારે શેઠ માધવદાસને ત્યાં ઊતરતા. વળી ભાઈ હિંમતલાલ ગણેશજી અંજારીઆના સસરા સદ્ગત ડા. હીરાલાલ ધ્રુવ એ જ ચાલીમાં રહેતા, એટલે સર રમણભાઈને એ ચાલીમાં ગોઠી ગયું હતું. અજમેરના રાયસાહેબ ચન્દ્રિકાપ્રસાદ, જેઓ પાછળથી બી. બી. એન્ડ સી. આઈ રેલવેમાં ઊંચે ઓધ્ધે ચઢ્યા હતા તે પણ ત્યાં જ રહેતા. અમે બંને સાથે વાંચતા અને વર્ગમાં હાજરી આપતા.

એમ. એ. થયા બાદ અને ફેલોશિપની મુદત પૂરી થયા બાદ એલ. એલ. બી.ના અભ્યાસની શરૂઆત કરવી પડી: એ અભ્યાસ માટે સર રમણભાઈ પાછા મુંબઈ આવ્યા. તે વખતે ગિરગામ પાસે આવેલી બેન્ડામ લેનવાળી ગલીમાં આવેલા કૃષ્ણાનંદ બિલ્ડિંગમાં એમણે બે રૂમ રાખી. અને અમે બંનેએ સાથે અભ્યાસ આરંભ્યો. શેઠ પ્રાણજીવનદાસ

જે એ બિલ્ડિંગના માલિક હતા તેમને સર મંગળદાસ, નથુભાઈ, સર હરકિસનદાસ, શેઠ હરજીવનદાસ માધવદાસનાં કુટુંબો જોડે નિકટનો સંબંધ હતો. તેઓ એ બિલ્ડિંગના પાછલા ભાગમાં રહેતા. તેમને રમણભાઈ જોડે એટલી બધી મૈત્રી થઈ ગઈ કે તેમને ઘેર અડી. ઓપટીએ સર રમણભાઈનો રસોઈઓ રસોઈ કરવા જતો.

એલ. એલ. બી ની પરીક્ષામાં અમે બંને સાથે બેઠા ને પાસ થયા. પરીક્ષા વખતે સુપરવાઈઝર સદ્ગત કિસનલાલ દફતરી હતા કે જેઓ પાછળથી સોલિસિટર થયા હતા અને આજે પણ તેમની જાણીતી પેઢી–દફતરી, ફેરેશરાન ને દીવાનની–ધીકતો ધંધો કરે છે. એ પરીક્ષા પાસ કર્યા બાદ હવે શું કરવું તે પ્રશ્ન ઊઠયો. સોલિસિટર થવા માટે કોઈ સોલિસિટરને ત્યાં શીખવા રહેવું પડે છે. Apprentice થવું પડે છે. તેમ શીખવા માટે રાખવા બદલ તેઓ ફી લે છે. મારે ભાઈશંકરને કાંગાની ઓફિસમાં રહેવું હતું. એમને આપવાની ફીના રૂ. ૪૦૦૦) તૈયાર રાખી, મારા પિતાજી સાથે ભાઈશંકરભાઈને મળવા ગયો. તે વખતે એઓ હાલ કાંદેવાડીમાં જ્યાં ચંદાનામજીની કન્યા હાઈસ્કૂલ છે તે બંગલામાં રહેતા હતા. તેમણે મને apprentice તરીકે લેવાની હા કહી. પણ મારા મોટા ભાઈનો વિચાર મને કાયમનો મુંબઈ રાખવાનો નહિ હોવાથી હું એ ધંધામાં પડતો બચી ગયો. ભાઈશંકરભાઈ જોડે ત્યાર બાદ બીજી ઘણી બાબતો અંગે ગાઢ સંસર્ગમાં આવવાનું મને પ્રાપ્ત થયું હતું. ફાર્બસ ગુજરાતી સભાના મેંબર તરીકે, ગોકળદાસ તેજપાળ ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે, અને છેવટ કાશીવિશ્વેશ્વરનાં દર્શનના પ્રવાસ માટે પણ એમની જોડે જ જવાનું થયું હતું. કાશીના પ્રખ્યાત લક્ષાધિપતિ ગૃહસ્થ મુનશી માધોલાલજીના કુટુંબમાં પાર્ટિશન–વડીલોપાર્જિત મિલકતની વહેંચણી સંબંધે ઝગડો ચાલતો હતો. મુનશીજીના એઓ સલાહકાર હતા. એટલે કાશીમાં એમના બંગલામાં જ ઊતરતા અને મને પણ ત્યાં જ ઉતારો આપેલો. કાયદાનાં પુસ્તકોની મોટી મોટી પેટીઓ ભરી સાથે રાખતા કે જેથી એમની વિદ્વત્તાનો ખ્યાલ એમના અસીલને આવે. ભાઈશંકરભાઈને કાશીવિશ્વેશ્વર પર શ્રદ્ધા ઘણી હતી એટલે એમનાં પત્નીને નામે ત્યાં કાશીમાં એક ધર્મશાળા બંધાવવા પણ વિચાર કર્યો હતો.

પારાશર્ય

# સાહિત્ય અને ધર્મ

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥ ईशावास्योपनिषद्

**સા**હિત્યનો ધર્મ કે ધર્મનું સાહિત્ય એ નહીં પણ સાહિત્ય અને ધર્મ એ આજનો વિષય છે. સાહિત્ય અને જીવન, સાહિત્ય અને પ્રગતિ, સાહિત્ય અને રાજકારણ, સાહિત્ય અને સામ્યવાદ આ પ્રકારના વિષય પર ઘણી ચર્ચાઓ થાય છે અને ગણું લખાણ છે. સાહિત્યે જ્યારે આપણા જીવનના ઘડતરમાં જાણ્યે અજાણ્યે પણ આગળ પડતો ભાગ લે છે અને આપણા નિત્યના ખોરાક જેવી વસ્તુ થઇ પડી છે ત્યારે તે સાહિત્યનાં જનક અને પોષક બળો સાથે સાહિત્યનો સંબંધ દર્શાવવો તથા ઉભયનું મૂલ્યાંકન કરી સ્થાન નક્કી કરી આપવું એ આવશ્યક છે. પણ આજનો વિષય એ એક એવો જ ચર્ચાનો વિષય છે માટે ઉપાડ્યો છે એ હકીકત બસ નથી. આજની વાતમાં હું માત્ર બન્નેનો આંતર સંબંધ જે છે કે હોવો જોઇએ એટલી ચર્ચાથી પર્યાપ્તિ માનવા માગતો નથી. જીવનને કોઇ પણ વિષય સાથે નિકટતમ સંબંધ હોય તો તે ધર્મનો છે એમ સ્વીકારીએ તો એ ધર્મનો આજના સાહિત્યમાંથી અને પ્રજાજીવનમાંથી વિલય થતાં એ માનવજાતની પ્રજાનું ઘડતર ભાવીમાં માનવને કયા માર્ગ તરફ ઘસડી જશે તે તરફ આપ સર્વનું સહજ લક્ષ ખેંચવા ધારું છું.

પ્રથમ તો સાહિત્યનું આશ્રય અને ઉદ્ભવસ્થાન જીવન છે. સાહિત્યના ઉત્થાનને અવલંબન જીવનનું છે પણ જીવન એટલે શું એ પ્રથમથી સમજવું જોઇએ. જીવન એટલે દેહના જન્મથી મરણ પર્યંતનો કાળ ? કે જીવન એટલે અર્થપ્રાપ્તિ કે કીર્તિસંપાદન કે એ સર્વનો શંભુમેળો ? એવી

ખંડનમંડનાત્મક ચર્ચામાં ઊતરવું ઇષ્ટ નથી. જગતના મહાન તત્ત્વચિંતકોએ કહ્યું છે તેને અનુસરીને કહું તો જીવન કેવળ આ બાહ્યસિદ્ધિની નહીં પણ આંતરસિદ્ધિની સાધનામાં છે, અન્તસ્તત્ત્વને જાણવામાં છે. બાહ્ય દર્શનના સૌંદર્યની લોલુપતામાં નહીં પણ સર્વતોભદ્ર દૃશ્ય જગતને વીંટીને એમના આધારભૂત, નિયોજક અને અણુ અણુમાં વ્યાપી રહેલ **सत्यं शिवं सुन्दरम्** તત્ત્વની દર્શનઅભિલાષામાં જીવનવૃત્તિ છે. જીવન આ પરમતત્ત્વની ખોજમાં છે, પણ આ તત્ત્વપ્રાપ્તિ માટે દુઃસહ પ્રયત્ન કરવો પડે એવી વિકટ સ્થિતિ આપણી નથી. તત્ત્વને શોધવા જવાનું નથી. એ સન્મુખે છે. આપણને સ્પર્શી રહ્યું છે. એને ઓળખવું એટલું જ બાકી છે. જેમનો સ્પર્શ પુલકિત કરે છે એમને પકડવા હાથ સહેજે લંબાય છે એ આનંદ છે. એ આનંદ એ ચૈતન્યનો સ્વભાવ છે અને અવિદ્યાના આવરણમાં વીંટાએલા જીવનો સ્વભાવ પરતત્ત્વને સર્વતઃ ઓળખવું એ છે. ભાગવતકાર કહે છે **जीवस्तु तत्त्वजिज्ञासा** ! જીવનો એ સ્વભાવ છે કે તત્ત્વને જાણવું. જ્ઞાનપિપાસા, તત્ત્વજિજ્ઞાસા એ તો સહજતૃષા છે. આત્મા સ્વભાવને સિદ્ધ કરે, પોતાને ઓળખે, નિર્મલીકૃત અન્તઃકરણથી પરતત્ત્વના અનુસંધાનદ્વારા સ્વતઃ આનંદ-સ્વરૂપ બને એ અર્થનો પ્રયત્ન તે જીવન. બીજી રીતે કહું તો તત્ત્વપ્રાપ્તિ અને આત્મોન્નતિ માટે દેશકાલનો જેટલો ઉપયોગ તેનું નામ જીવન.

અને આ પ્રકારનું જીવન સિદ્ધ કરવાના નિયમનું બીજું નામ તે ધર્મ. એટલે ધર્મ જીવનથી જુદો પાડી શકાય નહીં. આત્મોન્નતિની ભાવના વગરનું, અન્તઃશુદ્ધિની કામના વગરનું અને પરતત્ત્વના અનુસંધાન વગરનું–ધર્મહીન–જીવન એ જીવન જ નથી. તે જીવન ગણાય છે એ કેવળ ઔપચારિક શબ્દોમાં જ; અન્યથા નહીં. એટલે જો હું સાહિત્ય અને જીવનનો પ્રશ્ન ચર્ચતો નથી તો પણ જીવનને છોડી દેતો નથી. બલ્કે આડકતરી રીતે જીવનની ચર્ચામાં ઊતરું છું. જીવનને સિદ્ધ કરતી ભૂમિકાની ચર્ચાથી જીવનને સાહિત્ય સાથે સંકળાવું છું.

ધર્મ અને સાહિત્ય એ ઉભયનો આંતરસંબંધ રજૂ કરતાં પહેલાં ધર્મને ઓળખવો જોઈશે. ધર્મ એટલે કેવળ નહાવું ધોવું, દેવદર્શને જવું, ટીલાંટપકાં કરવાં એ નથી એમ કહેવાની મારે ભાગ્યે જ જરૂર હોય. આત્માની અમરતા

આપણે સ્વીકારી છે. પુરાતત્ત્વવિદોએ, પ્રાગિતિહાસસમયની જે થોડીએક કબરો ખોદીને એ કબરોમાં મૃત શરીરની બાજુમાં જે રોજિંદા ઉપયોગના સાધનો મળી આવ્યાં તે ઉપરથી સિદ્ધ કર્યું છે તે મુજબ એ આદિ માનવ પણ પોતાની જંગલી અવસ્થામાં પણ મૃત્યુ પછીની જિંદગીનો સ્વીકાર કરતો હતો. આપણા પૂર્વજોએ આજથી ત્રણ હજાર વર્ષ પૂર્વે પણ આ વાત તર્કથી સિદ્ધ કરી બતાવી હતી. કારણકાર્યની પરંપરાના ન્યાયના સ્વીકાર વગર આ ઐહિક જીવનકાર્યનો તાળો મળતો નથી. આ વાત પારલૌકિક જીવનસંભવના પશ્ચિમના તત્વચિંતકો પણ સ્વીકારવા લાગ્યા છે. પોતાના તાજેતરમાં પ્રગટ થયેલા God and Evil નામક પુસ્તકમાં C. E. M. Joad લખે છે: "This life is not all, and something probably survives the break up of our bodies. Indeed unless there is a more abudant life before mankind this-world of material things in space and time is a bad joke beyond our understanding, a vulgar laugh braying across the mysteries."

જીવનની પર્યાપ્તિ આ દેહના અંતથી નથી. એટલે આ ઐહિક જીવનયાત્રાની સફલતા એ જીવનસાફલ્યનો અંતિમ કળશ નથી. ઐહિક અને પારલૌકિક યાત્રાસાફલ્ય એ સાફલ્ય ખરું છે. હિંદના ઘણા તત્વચિંતકોએ આમાં સાર્થકતા પ્રમાણી છે. આ ઉભય યાત્રાની સિદ્ધિ અર્થેની નીતિ અને રીતિ એનું નામ ધર્મ. જે કલ્યાણકારી અને પોષક છે તેમની સહાયતાથી સ્થિતિ ટકી રહે છે. એટલે જ કહ્યું છે કે **ધર્મઃ ધારયતે પ્રજાઃ**। સ્વ. આનંદશંકર બા. ધ્રુવ ધર્મની ઓળખ આપતાં કહે છે કે "વ્યવહારનો અધ્યાત્મભાષામાં જે અર્થ તેનું બીજું નામ ધર્મ." આદ્ય શંકરાચાર્ય કહે છે કે જગતનું જે સ્થિતિકારણ અને પ્રાણીઓનો ઉન્નતિનો અને મોક્ષનો સાક્ષાત્ હેતુ તે ધર્મ. તે ધર્મ કેવળ શબ્દપર્યાપ્ત નહીં, અમુક કોઈ સમય માટે જ નિયત થયેલો નહીં પણ કર્મશીલ વર્ણાશ્રમમાં સેવાતો ધર્મ, અને શાશ્વત પણ ખરો. Ethics વિષે બોલતાં કોઇએ કહ્યું છે કે "There are no holidays from virtue." આ સદાચારમાં-ધર્મમાં વિરામ

નથી. એ અસ્ખલિત અને અમર્યાદ છે. ધર્મમાં નીતિ અને રીતિ ઉભયનો અખંડ સ્વીકાર અને સેવન–પરિશીલન છે.

હિતકરનો સ્વીકાર એ બુદ્ધિનું લક્ષણ છે. એટલે બુદ્ધિવિકાસની સાથે ધર્મવિકાસ પણ ઇતિહાસે સાબિત કરી બતાવવો જોઈએ. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં પણ પ્રાગૈતિહાસ સમયમાં પશુમાંથી માંડ માંડ બુદ્ધિસાહાય્યથી આગળ આવતા છતાં જંગલી ગણાતા માનવમાં પણ ધર્મ હતો. મૂર્તિપૂજા, લિંગપૂજા, સૂર્યપૂજા એ એમની પૂજનવિધિ હતી. આપણે ભલે એના ધર્મને superstition કહીએ, ભલે એની માન્યતાને ભૂલભરેલી ગણીએ–અંધશ્રદ્ધા ગણીએ–મૂર્ખાઈ ગણીએ તો પણ એટલું તો સ્વીકારવું પડશે કે માનવથી પર એવાં કોઈ પારલૌકિક શુભતત્ત્વમાં એમને શ્રદ્ધા હતી. એ તત્ત્વને તેમણે નિયામક અને દયામય ગણેલું, અંગત ગણેલું અને એ ધર્મશ્રદ્ધાએ જ એને માટે ભાવિવિકાસ ગોઠવી આપ્યો. આ જંગલી અવસ્થાના માનવમાં શું કે યુગેયુગના મહાન તત્ત્વચિંતકમાં શું, એક વાત સ્પષ્ટ તરી આવે છે કે તેમણે માનવને આ વિરાટ સૃષ્ટિનો આંતર વિભાગ ગણ્યો છે અને આ અનંત અમાપ સર્જનમાં અનુસ્યૂત વ્યાપક એવું સ્થાયી તત્ત્વ તેને પોતાનું પણ આયોજક ગણ્યું છે. એની સાથેનો સંબંધ એ તો સ્વતઃ છે. એને પ્રમાણની આવશ્યકતા નથી.

આ પરમતત્ત્વની ઉપાસનાવિધિ વિવિધ છે. દેશકાળની પરિસ્થિતિ, મનનું બંધારણ અને વલણ તથા સંયોગોને અંગે–**रुचीनां वैचित्र्याद्**–ભિન્ન ભિન્ન પ્રસ્થાન વ્યક્તિ પસંદ કરે છે. તે પૈકી કોઈ પણ માર્ગ અયોગ્ય છે કે ઓછો હિતકર છે એમ નથી. ઉદ્ભવસ્થાન જુદું હોવાથી ઝરણની વહનદિશા જુદી જુદી હોય છે. પણ દરેક ઝરણની ગતિ ટૂંકા લાગતા પંથથી તેના અંતિમ આશ્રયસ્થાન સિન્ધુ પ્રતિ જ છે. મહાભારતકાર કહે છે **बहुद्वारस्य धर्मस्य नेहास्ति विफला क्रिया ।** ધર્મનાં દ્વાર અનેક છે અને દરેક દ્વારથી અંદર આવી શકાય છે. એટલે આ ભૂમિકા લઈને એ પરમ તત્ત્વના મંદિરના ગર્ભદ્વારમાં પ્રવેશ કરતા ઉપાસકોનું હું એક વિભાગીકરણ કરવા ધારું છું.

**सत्यं शिवं सुन्दरम्** એ પરતત્ત્વનાં ત્રણ વિશેષણો છે. એમના ઉપાસકો

પણ ત્રિવિધ. સત્યના ઉપાસકો તે તત્વચિંતકો; પ્લેટો અને એરિસ્ટોટલ, તથા બાદરાયણ અને શંકરાચાર્ય એ આ વર્ગના. બીજું તત્ત્વ તે શિવં. તેના ઉપાસકો ભક્તજન. વલ્લભાચાર્ય, ચૈતન્ય, મીરાં અને નરસિંહ મહેતો તે આ વર્ગના. ત્રીજું તત્ત્વ તે સુન્દરં. તેના ઉપાસકો તે કવિ. ઋગ્વેદ અને ઉપનિષદોના પ્રણેતા, હોમર ને દાન્તે, શેક્સપીઅર ને મિલ્ટન, વ્યાસ અને વાલ્મીકિ, કાલિદાસ અને ભવભૂતિ તે આ વર્ગના. તત્વચિંતકના કુશાગ્ર ચિંતનમાં સત્યની પરખ વધુ ઓજસ્વી. શિવતત્ત્વના ઉપાસકોમાં પરતત્ત્વમાં કલ્યાણ અને ઉદ્ધારકની આરોપિત ભાવના અગ્રસ્થાને. કવિદૃષ્ટિ એ પરમ સૌંદર્ય-પરખની દૃષ્ટિ છે. પણ આ ત્રણે ય વર્ગના ઉપાસકો કેવળ એક અંતિમ તત્ત્વને ઉપાસે છે. "There is an ancient quarrel between Poetry and Philosophy" એ પ્લેટોનું વિધાન આ રીતે યોગ્ય નથી. ઊલટું બન્ને અન્યોન્ય સહાયકાર છે. જે વ્યાપક પરતત્ત્વને તત્વચિંતક सत्यं ज्ञानं તરીકે અપનાવે છે તે જ તત્વનો એને સૌંદર્ય તરીકે પ્રેખીને કવિ આવિષ્કાર કરે છે. આ બન્નેની દૃષ્ટિ એક જ દશ્ય–જ્ઞેય પદાર્થને નીરખે છે. કવિ Keatsની પેલી અમર પંક્તિ: "Beauty is truth, truth is beauty," એ આ વિચારને સમર્થનરૂપ છે.

બાળપણમાં ગ્રીક કવિ હોમરનો પોતે ચાહક હોવાનો એકરાર કરનાર પ્લેટો કવિતાનું ખંડન કરતાં કહે છે: "Man is not to be reverenced more than the truth." આ વિધાન જેટલું સત્ય છે તેટલું જ ખોટું છે. પ્લેટોના કહેવા મુજબ જે પરતત્ત્વ, સત્યસ્વરૂપ છે તેના પ્રકાશને વાંસો દઇ બેઠેલ માનવ મૂળ જ્યોતિઃસ્વરૂપને નહીં પણ પડછાયાઓને નિહાળે છે. એ આ દશ્ય જગત છે: એ જગતમાંથી વસ્તુ લઇને ગૂંથેલું, જગતમાં બનતા બનાવોનો આધાર લઈ રચેલું કાવ્ય મૂળ સત્યથી ત્રિગુણિત દૂર હડસેલાએલું છે. અને કેવળ અનાવશ્યક અનુકરણ છે. હવે કવિની દૃષ્ટિ તો મૂળ સૌંદર્યને પકડવાની છે. કવિ જે પકડે છે તે તો મૂળ બિમ્બની પ્રતિબિમ્બિત રેખાઓને. અને એના જ અનુસંધાન દ્વારા એ મૂળ પ્રકાશનું દર્શન કરે છે. ઉષઃકાલે સૂર્યોદય પહેલાં આપણા ખંડમાં બારીમાંથી કે જાળિયાંમાંથી આછો પ્રકાશ અંદર દાખલ થાય છે, એ તડકો નથી. સૂર્યનાં

સીધાં કિરણો નથી, પણ પ્રતિબિમ્બિત થઈ, અનેક વગળમાંથી થઇને અંદર આવે છે. અને છતાં એને જોતાં તુરત સવાર થયાનો મનમાં સહજ ખ્યાલ આવે છે. બહારના પ્રકાશનું વાતાવરણ વગરજોયે મનમાં પ્રત્યક્ષ થાય છે. આ રીતે કળાકાર કે કવિઓ દૃશ્ય જગતમાં પ્રતિબિમ્બિત સૌંદર્ય-તત્ત્વને પકડી તેના અવલંબન દ્વારા મૂળ સ્વરૂપને પ્રત્યક્ષ કરવા યત્ન કરે છે. કળા એ અનુકરણ એટલા માટે નથી કે તે જે જે જેવું દેખાય છે તે તે તેવું જ હૂબહૂ નિરૂપવાનું યોગ્ય ધારતી નથી. એ વસ્તુને નહીં પણ તેના હાર્દને પકડે છે. અને સામાન્ય જણાતી દર્શનસૃષ્ટિમાંથી પણ કોઈ એક એવું તત્ત્વ પકડી સૌંદર્યનું નિગૂઢ દર્શન કરાવે છે કે અન્તઃકરણ એ અનુભવને અંગે વધારે સમભાવી સહૃદય અને સત્વશીલ પ્રસન્નતાભર્યું બને છે. એ કળાનો અનુભવ અંતરાત્માને જાગ્રત કરે છે. સૌંદર્યપરબથી કે સત્ય-પરબથી જે દરેક પ્રતીતિમાંથી સળંગ તત્ત્વને શોધવા ધારે છે તેને તે મળી રહે છે. આ રીતે જો પ્લેટોનું વિધાન ખોટું ઠરે છે તો બીજી રીતે તે તેટલું જ સાચું છે. દરેક આભાસ એ સત્ય નથી. મૃગજળ જોઇને ઝરણનાં જળનો ભાસ હરણાંને થાય છે એ જાણીતી વાત છે. પણ જે પોતાના જીવનસર્વસ્વથી વિવેકપુરઃસર સત્ય શું છે તે જાણવાનો પ્રયત્ન છેવટ સુધી કરે છે તેમની પ્રતીતિમાં સત્ય તરફનું ખેંચાણ હોવાને કારણે જ સત્ય આપોઆપ ધસડાઇ આવે છે. પણ અન્તરતત્ત્વ જાણવાની તીવ્ર ઇચ્છા વગરની તરલ કલ્પના કે વિવેકહીન બાલિશ કુતૂહલવૃત્તિ ભલે ઊડવામાં સમર્થ હોય તો પણ સિદ્ધ થતી નથી.

સર્વ કલાનું અને સાહિત્યનું ઉદ્‌ભવસ્થાન જીવન છે. એટલે જીવન જેમ વધુ ઉમદા, વધુ આદર્શની તમન્નાથી વિલસતું અને સવિવેક પ્રયત્નશીલ તેમ કલા અને સાહિત્ય વધુ ઓજસ્વી અને સત્વસંપન્ન બને. ચિરંજીવતાનું સત્વ તેવાં કલાસર્જનમાં વધુ. જે જીવનમાંથી કલાતત્ત્વ સાંપડે છે તે જીવન —સમાજનું અને કવિનું ઉભયનું—ઉમદા હોવું ઘટે. ખરું છે કે તટસ્થસમ રહીને કેવળ તર્કથી—બુદ્ધિબળથી માનવજીવનને ઘણે અંશે સમજીને કલા—સર્જન થઈ શકે છેઃ પણ સર્વાંશે સમજીને નહીં. જીવનને તથા તેનાં ક્રિયા-ક્ષેત્રને સમજવામાં નિર્લેપ સમી બુદ્ધિ સંપૂર્ણ સહાય નથી. જેમણે ક્ષિતિજ

પાર સમુદ્રની અમર્યાદ સફર માણી નથી–અનુભવી નથી, જે કેવળ તટસ્થ છે, નિષ્ક્રિય છે તે સમુદ્રનો તાગ મેળવી શકતો નથી તેમ ભરતી કે ઓટના બળને માપી શકતો નથી. એટલે જીવનને સમજવા માટે અનાધાર તર્ક નહીં પણ સમભાવશીલ, સર્વાંશે જીવનનો હોય તેવો અનુભવ જ આવશ્યક છે. કેવળ બુદ્ધિના અવલંબનથી કળાની ઉપાસના સિદ્ધ થતી નથી, તેથી કળાકાર જીવનસંપર્ક વગર કે સ્વાનુભવવિમુખ રહી શકતો નથી. કળાકાર પ્રથમ તો સૌંદર્યનો કળાનો ઉપાસક છે: કેવળ સર્જક નથી. તેમનું ધ્યાન ઉપાસનાનું છે અને સાધન સર્વસ્વથી એ આરાધનામાં રત રહે છે; એટલે કળાકારને મન જીવન એ જીવવાની વસ્તુ છે. મળેલું જીવન સંપૂર્ણ માધુર્યભર્યું જીવવા જેમને તાલાવેલી નથી–લગની નથી, જે પોતાનું છે તે જીવન માટે જેમને મમતા નથી તે જીવનને યથાર્થ સ્વરૂપમાં સમજી શકતો નથી. દશ્યમાં જ્યારે દ્રષ્ટા અને ક્રિયામાં જ્યારે કર્તા એકરૂપ બને છે, આત્મૈક્ય અનુભવે છે, પોતાને ભૂલી સામામાં તલ્લીન બને છે ત્યારે એ સ્થિતિને અનુભવ ગણાવાય છે. સ્વાનુભવના આધાર વગરની કલ્પના સર્જનને ગૌરવ અપાવતી નથી. સર્જનને તો ઠીક પણ એવા સર્જકને પોતાને અનુભવના સંસ્કારધનથી વિમુખ રહેવા દઇ દરિદ્ર જ રાખે છે; એટલે કલાસર્જન એ, સર્જકને જીવનના અનુભવોમાંથી જે સૌંદર્યનો આવિષ્કાર થાય છે તેનું સહજ પ્રકટીકરણ છે–હૃદય જે નિગૂઢ ઝણઝણાટ અનુભવે છે તેનો લાક્ષણિક સ્પંદનરવ છે. ઝરણનો લલિત મધુર ઝણકાર કે નદીનો ધીર ગંભીર નાદ એ તો ઉભયના સિન્ધુપ્રતિના વહનમાંથી સહજ ઉત્પન્ન થતું સાધનાસંગીત છે. કવિ કીટ્સ કહે છે: "If poetry comes not as naturally to him ( to a poet ) as the leaves to a tree, it had better not come at all." તત્ત્વચિંતક સર રાધાકૃષ્ણન પણ પોતાના 'An Idealist View of Life' નામક પુસ્તકમાં કવિતા વિષે લખતાં કહે છે: "Poetry is a form of life, a realization of the meaning of common life, by living it more intensely." આ ઉભય વિધાન માત્ર કવિને નહિ પણ સર્વ કલાકારને લાગુ પડે છે. કલા એ માનવજીવનમાંથી ઉદ્ભવ પામતું હૃદયગૌરવનું પ્રકટીકરણ છે. એ જ પલ્લવના અગ્રભાગે પ્રફુલ્લિત થતું પુષ્પ છે. એ પુષ્પમાં નિગૂઢ રીતે

નવજીવનનાં બીજ છે. એ અર્થે જ જગતના મહાન કલાકારો જીવનમાં સંપૂર્ણ રસ લેતા સહેજે અભિમુખ રહે છે.

આપણે સહુ કોઈ સ્વીકારીએ છીએ કે આજનું સાહિત્ય આપણાં મનને પૂરતો સંતોષ આપતું નથી. આજની સંસ્કૃતિ અને યુગ અગાઉ કદી પણ ન હતાં તેવાં સાધનોથી સંપન્ન અને બુદ્ધિપ્રધાન છે; એતદ્‌જન્ય વિચારો અને શોધખોળોથી આપણે અહર્નિશ પરિચિત રહીએ છીએ. માનસશાસ્ત્ર, રાજકારણશાસ્ત્ર સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, આવાં અનેક બુદ્ધિપ્રધાન અને પૃથક્કરણશીલ શાસ્ત્રોનાં અવલંબન છતાં કયાંક એવી તો ઊણપ રહી જાય છે કે સાહિત્યનો રસાયનગુણ નહિવત્ થઈ ગયો છે. હોમર, દાન્તે, કાલિદાસ, ભવભૂતિ, વ્યાસ, વાલ્મીકિનાં સર્જન સમાં સર્જન આજે નથી. માત્ર ગુજરાત નહીં પણ વર્તમાન સમસ્ત જગતમાં આ સ્થિતિ છે અને એ વિષે અસંતોષ ઘણો છે. આનું કારણ બહુધા પ્રજાજીવનમાં ઉત્કટ જીવન જીવવાની અભિલાષા પ્રબલ નથી એ છે.

આનો અર્થ એ નથી કે આજનો માનવ ઉત્કટ જીવનની અભિલાષા જ ધરાવતો નથી. હકીકત એ છે કે એ વિચાર હજી આચારનું સ્વરૂપ પકડી શકતો નથી. આજની સંસ્કૃતિ આપણે અનેકાનેક નવતર સાધનોથી ભરપૂર બનાવી દીધી છે. આપણે પોતે એટલી તો આંટાઘૂંટી, દોડધમાલ, બંધારણ, અને સાધનો વધારી મૂક્યાં છે કે આપણે મૂળ ઉદ્દેશ ભૂલી કેવળ આપણે ઉત્પન્ન કરેલાં સાધનમાં જ ઓતપ્રોત રહીએ છીએ. આપણે શું કર્યે જઈએ છીએ તે સ્વસ્થ મને વિચારવાને અવકાશ પણ ભાગ્યે જ મેળવી શકીએ છીએ. આપણું મન અસ્વસ્થ, વ્યગ્ર, કર્તવ્યના ઉત્સાહ અને આનંદ વગરનું પરાવલંબી અને ઉતાવળું બની ગયું છે. આ સ્થિતિ સામે ઊંડો ઊંડો વિરોધ સર્વત્ર જાગ્રત થઈ ગયો છે. પણ હજી ચકાવે ચઢેલાં મનને ઉપાય સૂઝતો નથી. હજી તો એ જ વમળમાં પાકેલું માનવ જીવન ઘૂમી રહ્યું છે. આથી જનતનું આપણું વ્યગ્ર, ઉપરછલ્લું, તલસ્પર્શી સંવેદન વગરનું જીવન અને તેમાંથી ઉદ્‌ભવતું સાહિત્ય આપણને તેમ જ ભાવી પ્રજાને હિતકર નહીં નીવડે એ દેખીતી વાત છે. જો ખોરાકમાં પૂરતાં પોષક તત્ત્વો નથી તે ખોરાક આપણે લેવો અને આપણાં સંતાનને આપવો એ આપણ-

ને કોઈને યોગ્ય ન લાગે તે સ્પષ્ટ છે.

આપણું સાહિત્ય–ઉત્પાદન સમૃદ્ધ નથી. આપણે સાહિત્યની સારી એવી મૂડી કમાયા નથી, આપણી કમાઈનું કહી શકાય એવું કશું વસાવી શક્યા નથી. એ હકીકતથી આપણી ભાવી પ્રજાનું ઘડતર હું સર્વાંશે નિરાશાની દૃષ્ટિથી જોઉં છું તેમ નથી. શોક કે અફસોસ મને ભાવી પ્રજા માટે એટલો બધો થતો જ નથી. માનવજાત વિકાસને પંથે વધી રહી છે. અને ભાવી પ્રજા દરેક શુભ બાબતમાં આપણાથી વધુ સમૃદ્ધ બનશે જ એવી મને સકારણ આશા છે. એક પેઢીએ કરેલી ભૂલ તે પછીની પેઢી સુધારી લે છે. ભાવી પ્રજા પોતે જીવનની મહત્તા સમજશે અને જીવશે તથા કળામાત્રને વિકસાવશે. વળી આપણા પૂર્વજોએ ભેગી કરેલ મૂડીની પણ વારસદાર બનશે. આજે જે હોમર, દાન્તે, શેક્સપીઅર, કાલિદાસ, વ્યાસ, ભવભૂતિ, વાલ્મીકિ આપણી વચ્ચે જીવે છે તેમજ એ કવિવરો ભાવીમાં પણ જીવશે, પ્રજામાં આંદોલન રેડશે ને પ્રતિધ્વનિ (Response) મેળવશે. મને જે સાલે છે તે એ કે ભાવીપ્રજાના જનક એવા આપણી પાસેથી ભાવીપ્રજા કંઈ પણ સત્ત્વશીલ વારસો મેળવ્યા વગરની રહી જાય એ યોગ્ય નથી. આપણી ફરજ એથી અદા થતી નથી. "દાદાઓ તો ઘણું મૂકી ગયા હતા પણ બાપ આપકમાઈવાળા ન થયા" એવું આપણી પ્રજા આપણને ન કહી જાય તો સારું. પોતાનાં સન્તાનનું હિત જોવું એ દરેક માબાપનો સ્વભાવ છે અને એ માટે આપણે જો વારસો મૂકવો હોય તો જીવનને જીવવું જોઈશે. ઉમદાપણું કેળવવું જોઈશે. માનવહૃદયમાં પૂર્ણકામ થવાની જે ઊંડી અપેક્ષા નિગૂઢ છુપાઈ રહી છે તેને સિદ્ધિ માટે અવકાશ આપવા ઉત્કટ સહૃદય અનુભવના ભાવ સંવેદનોના થડકાર ઝીલવા જોઈશે.

અને આજે ઇચ્છા અને યત્નથી બની શકે તેવી બાબત છે તેને આચરણમાં હવે તો તુરત મૂકવી જોઈએ; કારણ કે કેવળ વિચારથી આચારસિદ્ધિ પ્રાપ્ત થતી નથી. અસ્તુ[1]

૨૩-૧૨-૪૩

---

૧. શામળદાસ કૉલેજમાં ડે૦ '૪૩માં વાંચેલું વ્યાખ્યાન.

ગિરધરલાલ શેઠ

# સાધકની દૃષ્ટિએ

મારા ઘરથી દોઢ માઉ દૂર સ્ટેશન પસાર કરતી ઘણીએ રેલગાડીના અવાજ મેં રાત્રે સાંભળ્યા છે. દહાડે કદાપિ નહિ. અને કોઇ કોઇ વેળા બરાબર મધ્ય રાત્રે સ્ટેશન વટાવી જતી કોઈ ગાડી તો જાણે મારી પથારી આગળ થઇને જતી હોય એમ લાગ્યું છે.

એ સૌ શાંતિના પ્રતાપ.

આગગાડીના અવાજને પથારી સુધી આવવાની છૂટ, તો માનવ, તારા અન્તર્યામી અવાજને તારે રોમ રોમ વ્યાપી જવાની કેમ છૂટ નહિ?

સ્થૂલ શાંતિથી ઉચ્ચતર કોઈ અન્ય શાંતિને વરેલો યોગી દુનિયાના ગમે તે જીવતા હૃદયના ધબકારા ગમે તેટલો દૂર બેસી સાંભળી શકે એમ માનવામાં શો વાંધો?

એ ઉચ્ચતર અને સૌથી ઉચ્ચતમ શાંતિના પ્રતાપ?

× × ×

આજ જાગ્યો એમ રોજ જાગું તો, એ જ ચેતના, એ જ સ્ફૂર્તિ, એ જ રીતે તારા નામનું સ્મરણ કરતો, તારા મુખારવિંદની છબી નિહાળતો રોજ ઊઠું તો, મારાં દિવસ–રાત કેવાં ચેતનવંતાં, ઉલ્લાસભર્યાં અને પ્રગતિ–સાધક બનાવી શકું!

મારી એવી ઇચ્છા છે. તારી એમાં કૃપા ઉમેરાય એટલે બસ.

× × ×

મારા વિચારનું માધુર્ય, મારા જીવનનો જુસ્સો, મારા શરીરનું સૌંદર્ય, મને મળ્યાં છે, હે નાથ, તારી કૃપાથી.

એ મહા–ઋણનો નાનો સરખો અંશ ત્યારે જ ચૂકવાય કે જ્યારે

મારાં અંગપ્રત્યંગ તારા તરફ વળે; મારી છાતીના ધબકારા તારા સ્મરણ-રૂપ બની રહે.

× × ×

મારા ગુરુદેવે આપવામાં કંઈ મણા નથી રાખી, પણ હજુ હું એને ભોગવતાં શીખ્યો નથી.

આજે એમના જ ઉચ્ચારેલા પરમ જ્ઞાનભંડારમાંથી થોડા જ શબ્દોનો મારા અંતરાત્માએ આંતરધ્વનિથી ગુંજારવ કર્યો ત્યારે જ મને બરાબર ખબર પડી કે એમની પૂંજીમાંથી પાઈ જેટલાનો પણ ભોગ લેતાં હું શીખ્યો નથી.

આજે હું પ્રાર્થના કરું છુંઃ હે ગુરુદેવ તમારા સર્વસ્વનો દૈવી ભોગ લઈ શકું તેવો મને પૂર્ણ સિદ્ધ બનાવો.

× × ×

સાચી કરુણા વિના જીવન ઉન્નત થાય તોયે બાંડું રહે, પણ કાયરતાને, હૃદયદૌર્બલ્યને, આત્મદૈન્યને કરુણા માની, તોતો જન્મજન્મનાં ભોંતળિયાં જ દેખવાનાં. શબ્દો ગજબ ઉતરપિંડીઓ કરે છે; માટે સાવધાન.

મૂંગા દીકરાને એકાએક વાચા ફૂટે ને બાપ હર્ષ-ઘેલો થાય, વિર-હિણી પતિવ્રતા પ્રીતમના આગમનના સમાચાર સાંભળી અત્યંત પ્રમોદ અનુભવે એ અદ્ભુત પ્રસંગો છે.

પણ આજ હું જે અનુભવી રહ્યો છું તેની આગળ એવા આનંદ તુચ્છ છે.

આજ મારું માંસ કિલકિલાટ હસી રહ્યું છે. મારું આખું નાડીતંત્ર જ્ઞાનગીત ગાઈ રહ્યું છે. મારો સમગ્ર આધાર પ્રભુ-પિછાનનો ઓચ્છવ ઉજવી રહ્યો છે.

આજની મારી આંતર સ્થિતિ અલ્પ-વર્ણનીય છે.

× × ×

જડ પારસમણિનો સ્પર્શ કરી લોઢું સોનું બને એ વાત માણસે માને, પણ પરમ ચેતનાયુક્ત યોગીના ચરણસ્પર્શ કર્યે માણસનાં મન પ્રાણ શરીર નવા અવતાર પામે એ સત્યમાં એને શંકા પડે.

માણસની બુદ્ધિ એક નમૂનેદાર ચીજ છે ને !

× × ×

સિદ્ધોના આંગણે, સિદ્ધોના લાડકવાયા બાળ તરીકે મને પોતાને રમતો જોવાનો મને આજ અનુપમ લહાવો મળ્યો છે.

ધન્ય છે આજનો દિવસ.

અને અજબ આનંદની વાત એ છે કે આજનો દિવસ સ્વયં પુકારે છે કે "ધન્યતર છે હવે પછીના દિવસો."

"જીવન ધન્ય કરી માણવાના આજે તો મંગળ મુહૂર્ત મંડાયાં છે. મિત્ર."

× × ×

મા, આજે તારી કરુણાના નીરમાં નાહ્યા પછી મારી કાયા કાંચન-વર્ણી થઈ; મારું મન તેજોમય થયું; મારા પ્રાણ દિવ્ય–અગ્નિની શિખા-મય થયા.

મા, હું માટીનો મટ્યો; આનંદમય બન્યો.

ત્રિગુણમયી પ્રકૃતિનો ગુલામ મટ્યો; તારો, દૈવીશક્તિનો સાચો પુત્ર બન્યો. મને મારા સ્વરૂપનું અનુભવજ્ઞાન થયું.

હું તારો પુત્ર, તારો સનાતન અંશ, એ વાતનો મને સુદૃઢ અનુભવ થયો.

× × ×

હવે હું એકલો નહિ, મારી સકલપ્રજા, મારા લોહીનાં બુંદેબુંદ ભગવાનની સમજપૂર્વક ભક્તિ કરે છે.

અત્યારસુધીની મારી ભક્તિ, હું જેને ભક્તિ કહેતો હતો તે ચીજ, ભક્તિ નહોતી. એ હની ભક્તિ કરવા પૂર્વની તૈયારી.

હવે મારા લોહીનાં બુંદેબુંદ ભગવાનની નિકટતા અનુભવે છે.

× × ×

માનવ, તું મોટો કે તારી તિજોરી ? તારી તિજોરીના રક્ષણ માટે સંત્રી રાતદહાડો પહેરા ભર્યા કરે છે.

તારા આત્મધન પર, તપોધન પર, કોઈ ડાકુ, કોઈ કામના, દુષ્ટ વિચાર, કોઈ જડતા તરાપ ના મારે તે માટે પવિત્રતાને ઓજસની સંગીન

હાથમાં પકડાવી મહેરા ભરાવવા શરુ કર.

× × ×

અમ, મજૂર.

મજૂરીમાં નાનમ હોત તો પ્રભુ વિશ્વનો બોજો માથે ઉંચકી ફરત ખરો કે ?

તારા, ચાંદા, સૂરજ વ્યવસ્થિત મજૂરી કરે છે તે દેખી એમના દૈવતની કિંમત આપણે ઓછી આંકીએ છીએ કે ?

તારા અંતર્યામી દેવને ઓળખી તું કરે છે તે કર્યો જા મજૂરીમાં નાનમ નથી.

નાનમ છે અંતર્યામી દેવનું પૂજન કર્યા વગર કશું પણ કરવામાં. પછી ભલે એ રાજ્ય ચલાવવાનું કેમ ના હોય !

× × ×

માનવ એટલે ખાણે પડ્યો મેલે ભર્યો લોઢિયો પથ્થર. એને બનાવી દે સુંવાળો ને ચકચકતો તે એનો ગુરુ.

અગર માનવ એટલે ધૂળે પડ્યું સોનું. જેવું ને તેવું વેચવા જઈએ તો કોઈ હાથમાં ના ઝાલે એવું. એને શોધી વિશોધી એમાંથી સરસ્વતીનાં નૂપુર ઘડે કે એની સુવર્ણભસ્મ બનાવી અશ્વિનીકુમારોને ચરણે ધરે તે એનો ગુરુ.

ગુરુ રાખને પલટી રતન કરે. સીસને પલટી સોનું કરે.

એ સમીકરણમાં ના ટકે તે બધા ધંધાર્થીઓ ઓછા–વત્તા મુરબ્બીઓ. ગુરુ નહિ. ગુરુની પૂજ્યતાનું આરોપણ એમાં ના થાય.

× × ×

પ્રભુ, તારી ઉમર ?

નારદ હજુ યે જુવાન છે. પૃથ્વી ઘરડી થશે ત્યારે ય નારદ ઘરડા નહિ થવાના.

ને તમે તો પૃથ્વી જન્મી યે નહોતી ત્યારે ય જુવાન હતા. અને આજે ય જુવાન. તમારી ઉમ્મર જાણવાની કોઈ રીત ?

કે પછી ભૂત, ભવિષ્ય ને વર્તમાન એ ખાલી ભેદ છે અને ઉમરગણતરી એ નવરાઓના ખેલ છે ?

પોતાની ઉમર જાણવાની પરવા નહિ કરનાર સૂર્ય કેવો પ્રતાપી છે !

એથી ઊલટું, ઘડી, અર્ધઘડી, પળ, અર્ધપળનો હિસાબ રાખનાર માનવ કેવો ક્ષુદ્ર છે!

ઉમર જાણવાની વૃત્તિ આયુષ એળે ગુમાવવાનું મન થતું હશે તેને જ થતી હશે.

ઉમર જાણ્યે અમર નથી થવાતું. એની પરવા ના કર્યે સંભવ ખરો.

સૂર્ય એની સાક્ષી પૂરે છે,

અમરત્વના પંથે આંગળી ચીંધનાર એ સૂર્ય, તારી ઉમર કોઇ નથી જાણતું. ને નથી જાણતું પ્રભુની. અમારા જીવનવિધાયકો, તારું ચિંતન કર્યે અમે પણ અમર ના થઇ શકીએ!

× × ×

જો સ્વાતંત્ર્યની ભૂખ સ્વાતંત્ર્ય માટે નહિ હોય, તંત્રફેર માટે હશે તો તંત્રફેર થતાં આપણે તો એના એ જ બૂમાટા મારવાના બાકી રહેશે.

નવા ફેરફાર નહિ. સત્યસર્જન જ આપણો ઉદ્ધાર સાધશે.

× × ×

ગુજરાત તારા દીકરાઓમાંથી ઊર્ધ્વરેતસ કેટલા નિર્મમ નિરહંકાર કેટલા? આત્મરતિ આત્માનંદની પ્રાપ્તિ કરી બેઠેલા, મોક્ષ અને શુદ્ધ દિવ્ય ભોગને ભેગા હાથમાં નચવનાર સિદ્ધ કેટલા? એવા સિદ્ધપદની પ્રાપ્તિ માટે અસંગ અભિલાષા ધરાવનાર સાધક કેટલા?

એની સંખ્યા ગણી કાઢ અને જાણ કે તારા એ સત્પુત્રો તારી કૂખ દીપાવશે. તારી કૂખે જન્મેલા એ કોટ્યર્કો સ્થૂલ સૂર્ય આ શમી જશે ત્યારે ય જગને અજવાળાં પાશે. જનની જાણે તો આવા પુત્રો જણજે એવા આનંદોદ્ગાર સૌના મોંમાંથી વર્ષાવશે.

ગુજરાત તું પણ સ્પાર્ટનો કરતા હતા તેમ કર. પર્વત પરથી બીજાને નીચે ધકેલી દે. સ્પાર્ટનો વીરદેહને સાચવતા; અન્ય દેહને સાંપડ્યા ન સાંપડ્યા સરખા ગણી ભોંય ભેગા કરતા. ઊર્ધ્વરેતસ, નિર્મળ, નિરહંકાર ના નીવડે તેને તું ય તેમ ગિરનાર પરથી ગબડાવી દે.

સ્પાર્ટનોનું શરીરબળ જગમશહૂર થયું તેમ તારું સર્વ વાતે જગદુદ્ધારકપણું સૌને હૈયે અંકિત થશે.

ગુજરાત, તારા સર્વપુત્રો ગગનમાં ગાજે એવાં મકાન બાંધવા જેટલા

રિદ્ધિવંતા થાવ; પ્રતાપ અને હેમુનાં શરીરબળને શરમમાં નાખે એવા બખ્તરિયા દેહવંતા થાય એટલેથી તૃપ્તિ ના અનુભવીશ.

તારા પુત્રો ગગનના ગાભ ચીરી ઉપર વછૂટે એવી મહોમ્ય સત્યં મર્ત બૃહત્‌ની ચેતનાવંતા બને ત્યારે જ ટાઢકની હાશ કાઢજે.

## કાવ્યમાનસી-પૂર્તિ

### ઉષાને

ઉષા! તારી આંખે જગ નીરખવું; રમ્ય સરમાં
સમીરે લ્હેરાતાં કમળમૃદુને સ્પર્શ કરવો.
રહસ્યારે એકાન્તે રજનીપટને ઉદ્ધૃત કરી
નવોઢા સૃષ્ટિની જરી વદનવ્રીડા નીરખવી.
સ્ફુરે મુગ્ધાવસ્થા કમળનયનોમાં વિલસતી,
નવા રંગે ભાવે તરલ સરવારિ ચમકતાં,
સમીરે કંપેલી વનવિહગવીણા રણઝણી,
બધે વેરે રેલે તવ પ્રણયઝંકાર ઝરણી.
પહાડોમાં ઝંપ્યાં અગણિત ઊંડે વન્યઝરણાં
તરંગી અંગાંગે પુલકિત કરે નૃત્ય; તરણાં–
તવ દૃષ્ટિસ્પર્શે કુદરત બધી ઉત્સુક બની
પ્રસુપ્તિ છોડીને પુનઃ ગિરિ ગંભીર મલકયો.
નિશાન્તે સોત્કંઠી ગિરિવર વનોની દૃગ વિષે
છુપાએલાં અશ્રુ રજનીભરનું દર્દ સૂચવે.
અહીં શોકોદ્‌ગારે વિરહરટણે મ્લાન જલધિ
ગુફાઓમાં રેડે સઘનતર નિઃશ્વાસ ઉરનો.
ત્યહીં પર્ણે પર્ણે મૃદુલકર તારા સળવળ્યા.
દ્રવી પુષ્પે પુષ્પે તવ નયન માધુર્ય નિતર્યું.
તરંગોમાં આછી વિલસી રહી દિવ્ય સ્મિત-પ્રભા.
સમુદ્રે સલ્લોલે સરલ સુભગા કાન્તિ તુજની.
પ્રિયે! શબ્દોચ્ચારે તવ કથન મેં આ દિન કર્યું
કદિ ભાવાવેશે તવ પ્રભવ દિઙ્‌મૂઢ નિરખ્યો.
છતાં ગાઢાન્ધારે હૃદયદલ જે વિસ્મૃત પડ્યું
ત્યહીં સ્પર્શી ન્હોતી તવ કિરણની કોમળપ્રભા.
અચિંત્યું આજે આ ગૂઢ તવ રંગે ઉજ્જ્વલ બન્યું,
ફરી પાછો તારો વિભવ વિલસ્યો દૃષ્ટિપથમાં,
ફરી આંહી મારાં રમણવિસર્યાં આંગણમહીં

બધે દિધિં તારી ચરણરજની કોમળ ખરે:
પ્રફુલ્લ સત્ સૌમ્ય શુભ્ર પ્રકાશથી
તેં દૃષ્ટિની દૂર કરી વિભાવરી.
સરે સરે કુમ્ કુમ્ કેસરો વિષે
હું વિરમ્યો માનસસ્વપ્ન મારું.
સદય એ સહવાસ વિષે 'સખી !
વિકલ અંતર એકલતા ભૂલ્યું
કમળની સુખ—સૌરભમાં ફરી
હૃદયમુગ્ધ બની ઉતરી ગયું.[૧]

પ્રબોધ

અપ્રકટ 'ઉગા' નામક પ્રણયકાવ્યમાંથી

## બાની ગીતા

### મંદાક્રાન્તા

બા તું કેવી ધૂપદીપ કરી વાંચતીતી ગીતાજી !
ને જ્યારે હું તવ સમીપ બેસું યતી રાજી રાજી,
ચશ્મા ઊંચાં કરી નયન ચાળી કદી કહે મને તું
"ગીતા છે આ વિષમ જગમાં બિન્દુ સાચું અમીનું."
આરંભેલો જીવનમહીં તેં એ અનાસક્તિયોગ
આ સંસારે દુઃખ વિસરવા શસ્ત્ર ગીતા અમોઘ
આલેખ્યું તેં, અહરનિશ એને અખંડ સ્મરે તું,
પુષ્પે ગન્ધે પૂજન કરતાં શેષ આયુષ્ય વ્હેતું.
તું ગૈ. તારી સ્મૃતિ રહી અહીં માત્ર ગીતાસ્વરૂપ.
થોડા દહાડા બધું કરી લીધું—પુષ્પ ને દીપધૂપ.
મૂક્યું અન્તે બધું ય, કદી ના દૃષ્ટિ સામે ય કીધી
રોજિંદી આ ગડમથલમાં ભાળ ના કોઈ લીધી.
જાળાં બાઝ્યાં, ધૂળ પડી, ઉધાઈ ચઢી કૈ ગીતામાં
તેથી એણે અણસમજુએ નાખી એને ચૂલામાં.
હું તો રહેતો દૂર ઘર થકી ખ્યાલ ના'વો કદી યે
થાશે આવી સ્થિતિ કરુણ જેને ગણી વંદનીય.
બા તો ન્હોતી પણ હૃદય બાનું હતું જ્યાં વસેલું
એ બાળી તેં હદ કરી અરે ! બાળ્યું સર્વસ્વ મેલું.

રજનીકાન્ત ભટ્ટ

# નિકષ

## સરસ વિદ્યાસાધન

ગુજરાતના ઐતિહાસિક લેખો. (પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યંતના) ભાગ ૩જો, સંગ્રહ કરનાર—આચાર્ય ગિરિજાશંકર વલ્લભજી બી. એ, એમ. આર. એસ. એસ. નિવૃત્ત ક્યુરેટર, આર્કિઓલોજિકલ વિભાગ, પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈ. પ્રકાશક—શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, નં. ૩૬૫. વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ નં. ૪, ઈ. સ. ૧૯૪૨: કિંમત રૂ. ૬-૦-૦ )

શ્રી ફાર્બસ ગુજરાતી સભા-ગ્રન્થાવલિના ૧૫મા મણકા તરીકે છપાયેલ આ ગ્રન્થ ‘ગુજરાતના ઐતિહાસિક લેખો’નો ત્રીજો ભાગ છે. ગુજરાતના ઇતિહાસના સાધન તરીકે અતિશય ઉપયોગી એવા આ ગુજરાતના ઐતિહાસિક લેખોના સંગ્રહનો ઇતિહાસ પણ યાદ કરવા જેવો છે.

સ્વ. રણજિતરામ વાવાભાઈએ ઈ. સ. ૧૯૧૪-૧૫માં પુરાતત્ત્વનાં ‘ઇન્ડીઅન એન્ટીક્વેરી,’ ‘એપિગ્રાફિઆ ઇન્ડિકા’ આદિ સામયિકોને ફેંદીફેંદી એમાંથી ગુજરાતના ઉત્કીર્ણ લેખોને ઉતારી લઈ, એ ઉતારાનાં ચાર દળદાર પુસ્તકો બંધાવ્યાં. આ અવલોકનના લેખકને એ ઉતારાનાં પુસ્તકો ઉપયોગ કરવા માટે સ્વર્ગસ્થે સ્નેહથી આપેલાં એ હકીકત અત્યારે યાદ આવે છે. પછી તો એ ગુજરાતપ્રેમી સાક્ષરનો (૧૯૧૭માં) અકસ્માત્ સ્વર્ગવાસ થયો, પરંતુ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ એ પુસ્તકો શુભાશયથી ખરીદી લીધાં અને છપાવવા માટે પ્રયત્ન કરવા માંડ્યો. એટલે ફરતાં ફરતાં એ પુસ્તકો ઈ. સ. ૧૯૨૪માં ભાઈશ્રી ગિરજાશંકર આચાર્ય પાસે આવ્યાં. વચ્ચે, એ કામ ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીને સોંપવામાં આવેલું પણ એમનો યે દેહ કામ આગળ ચાલ્યા પહેલાં પડી ગયો (૧૯૨૩); અને જેમ જાણે પુરાતત્ત્વના આ કાર્યને કોઈ ખરાબ ગ્રહ નડતા

૮

હોય તેમ શ્રી આચાર્ય કાર્ય માથે લીધા પછી મંદાગ્નિથી પીડાવા લાગ્યા અને સંગ્રહનું કામ લગભગ પૂરું થવા આવેલું ત્યારે અકસ્માત થઇને અસ્થિભંગના વ્યાધિમાં સપડાઇ ગયા. પરિણામે છેક ઇ. સ. ૧૯૩૩માં ઐતિહાસિક લેખોનો પહેલો ભાગ પ્રકાશિત થઈ શક્યો.

રણજિતરામભાઇએ ઊતારેલા મૂળ સંગ્રહ અને આ છપાયેલા સંગ્રહ વચ્ચે ઘણું અંતર છે. મૂળ પુસ્તકોને પાસે રાખીને પણ 'ઇ. એન્ટિ.' વગેરે મૂળ સાધનો ઉપરથી જ નવેસરથી ઉતારા કરીને આ સંગ્રહ કરવામાં આવ્યો છે. એ ઉપરાંત પહેલા ઉતારા કર્યાને ઘણાં વર્ષો થવાથી વચગાળામાં જે ઘણા નવા લેખો શોધાયા તથા પ્રગટ થયા તે બધાને પણ આમાં સંગ્રહી શકાયા. આ રીતે સમય ગયો તેનો લાભ મળ્યો.

ઉપરકહ્યા પ્રમાણે ઐતિહાસિક લેખોનો પહેલો સંગ્રહ બાર વર્ષ પહેલાં બહાર પડ્યો ત્યારે એમાં શ્રી આચાર્યે સ્વીકારેલી સંગ્રહપદ્ધતિની ખામીઓ વિશે તથા સંગ્રહની અપૂર્ણતાઓ વિષે ઘણો ઊહાપોહ થયો હતો. પણ એથી લાભ એ થયો કે આડાઅવળા છપાયેલા અને તેથી નજર બહાર રહેલા લેખો સંગ્રહકર્તાના ધ્યાનમાં આવ્યા; પરિણામે બે ભાગમાં આ સંગ્રહ પૂરો કરવાની ફાર્બસ સભાની મૂળ યોજના છોડી દેવી પડી. અને વાઘેલા વંશના તથા પ્રકીર્ણ લેખોનો આખો ત્રીજો ભાગ કરવો પડ્યો. અલબત્ત શ્રી. આચાર્યે ત્રીજા ભાગના પ્રાસ્તાવિક વિવેચનમાં કહ્યું છે તેમ આ ત્રીજા ગ્રન્થમાં "કૃપમિત્રોની સલાહ અનુસાર ગુજરાત બહારના પણ ગુજરાતના ઇતિહાસને લગતા હતા તેવા" સાઠ લેખો પણ પુરવણીમાં દાખલ થવાથી ગ્રન્થનું કદ ઘણું વધી ગયું. પહેલા ભાગમાં ૧૦૭, બીજામાં ૯૮ અને ત્રીજામાં ૧૧૩ મળી કુલ ૩૧૮ લેખોનો સંગ્રહ થયો. રાજવંશવાર જોતાં મૌર્ય વંશનો ૧ (અશોકનો ગિરનારનો), ક્ષત્રપના ૧૨, ત્રૈકૂટકના ૨, ગુપ્તનો ૧, વલભી ૯૫, ચાલુક્ય (પાશ્ચાત્ય) ૬, ગૂર્જર ૧૨, રાષ્ટ્રકૂટ ૨૧, ચાલુક્ય (સોલંકી) ૯૩, વાઘેલા ૩૭ અને પરચુરણ ૪૫–એ રીતે લેખો લેવાયા છે. સંગ્રહના વિસ્તારનું માપ આ આંકડાઓ આપશે. બાકી સાચો ખ્યાલ તો આવા ગ્રન્થોનો ઐતિહાસિક કાર્યમાં ઉપયોગ કરવાથી જ આવે. આથી વધારે વીગતવાર અવલોકનની જરૂર

નથી છતાં આવા ગ્રન્થના સંગ્રહકારની મુશ્કેલીઓનો ખ્યાલ આવે માટે નીચેની વીગતો નોંધી છે.

ત્રીજા ભાગના પૃ. ૧૦૬ ઉપર ઉતારેલા ખંભાતમાંથી ઉપલબ્ધ શિલાલેખથી વાઘેલાવંશના લેખો પૂરા થાય છે. વાઘેલાવંશનો એ છેલ્લો લેખ છે. એ પછીનાં ૧૫૨ પાનાંમાં પરચુરણ લેખોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ સંગ્રહની પદ્ધતિ વિષે પણ ટીકાઓ સાંભળી છે. એટલે એ પદ્ધતિને જરા જોઇએ.

પહેલું તો એ કે નં. ૨૨૭ના લેખથી શરૂ થતા પરચુરણ લેખોના સંગ્રહમાં પૃષ્ઠાંક ચાલુ ન રાખતાં પહેલેથી શરૂ કરેલ છે. પણ નં. ૨૫૭ના લેખ આગળ એ વિભાગ પૂરો કરી પછી પુરવણીના લેખોનો નવો વિભાગ શરૂ કર્યો છે. પણ આ વિભાગ શરૂ કરતાં પૃષ્ઠાંક બદલાવેલ નથી —જ્યારે છેલ્લે અનુક્રમણિકાઓના પરિશિષ્ટના પૃષ્ઠાંક પાછા પહેલેથી શરૂ થાય છે.

બીજી આવી જ ગૂંચવણ પુરવણીના લેખોના લેખાંકોમાં કેટલાકને લાગે છે. દા. ત. પુરવણીના પહેલા લેખને નં. ૬ અ એ રીતે સંખ્યાંક આપેલો છે. એ જીવદામનનો જૂનાગઢમાંથી મળેલો ટૂંકો લેખ એપિગ્રાફિઆ-ઇન્ડિકા વો. ૧૮માં છપાયેલો છે. હવે પહેલા ભાગમાં છપાયેલ ક્ષત્રપ રુદ્રદામનનો લેખ જેને નં. ૬ આપ્યો છે તે પછીનો આ લેખ છે માટે એને નવો નંબર ન આપતાં નં. ૬ અ એ રીતે નંબર આપેલ છે. પછી ધ્રુવસેન ૧લાનું એક અપ્રસિદ્ધ (પહેલો ભાગ છપાયો ત્યાં સુધી) 'એપિ. ઇ.' વો. ૧૯માંથી ઉતાર્યું છે તેને નં. ૨૬ અ આપેલ છે; કારણ કે પહેલા ભાગમાં એ જ ધ્રુવસેન પહેલાનું વલભી સં. ૫૧૦ નું દાનપત્ર છે અને જેને નં. ૨૬ આપેલ છે. એટલે તે પછી આ મૂકવાનું. ત્રીજો દાખલો જરા બીજા કારણથી પણ જોવા જેવો છે. શીલાદિત્ય ૩જાના જેસરનાં પતરાંનો આ દાખલો છે. આ પતરાં શિલાદિત્ય ચોથાના તામ્રપત્ર તરીકે સનાઈન્તે ૧૯૧૫-૧૬માં આ. સ. વે. સ. રિપોર્ટમાં છપાયાં હતાં અને ઉપરથી ગુ. ઐ. લે. ના પહેલા ભાગમાં. નં. ૯૨માં છપાયેલાં પણ એ પછી એના ઉપર ઘણી ચર્ચા થઇને છેવટ 'એપિ. ઇ.' વો. ૨૨માં એ પત્રોવાળાં લખાણ ફરી વાર છપાયાં અને એની સાલ જે પહેલાં વ.

૨૮૭ વંચાયેલી-તેને બદલે આ નવાં સંસ્કરણમાં ૩૫૭ નક્કી થઈ છે. આ સંશોધનને પરિણામે આ પતરાં ફરી છાપવાની આવશ્યકતા દેખીતી છે. અને ત્રીજા ભાગમાં "નં. ૯૨ વિસ્તારપૂર્વક ફરીથી!" એ રીતે નોંધ કરીને છાપ્યાં છે. આથી વધારે દાખલા નોંધવાની જરૂર નથી. પણ જે અનેક લેખો કાળક્રમાનુસાર પહેલા અથવા બીજા ભાગમાં છપાવા જોઈતા હતા પણ શરતચૂકથી રહી ગયેલા અથવા પછી પ્રગટ થયા અથવા વિશેષ સંશોધનને પરિણામે ફરી છાપવા આવશ્યક લાગ્યા, તે બધા આ પુરવણીમાં છાપ્યા છે.

સંખ્યાંક અને પૃષ્ઠાંકની ઉપર નોંધી તેની ગોઠવણીથી ઉપરઉપરથી જોનારને એ ગૂંચવણવાળી લાગે પણ અભ્યાસીની દૃષ્ટિથી આરંભમાં આપેલી લેખોની અનુક્રમણિકાની મદદથી તથા છેવટમાં આવેલ દેશ, ગામો અને સ્થળોની તથા બીજી વિશેષ નામોની એ બે અનુક્રમણિકાઓની મદદથી ઉપયોગ કરનારને વિશેષ મુશ્કેલી જેવું લાગે એમ હું ધારતો નથી.

છેવટમાં કહેવાનું કે આ પુસ્તકો જે કાળે તૈયાર થયાં તે કાળ માટે લગભગ સંપૂર્ણ છે. 'લગભગ' કહું છું, કારણ કે કોઈક પ્રગટ થઈ ગયેલો લેખ પણ શરતચૂકથી સંગ્રહાવો રહી ગયો હોય એ બનવાજોગ છે. એક દાખલો મને સહેલાઈથી નજરે ચઢ્યો છે. કર્ણ વાઘેલાના વખતનો વિ. સં. ૧૩૫૪નો ઈડર ભીલોડામાં આવેલા મુરલીધરના મંદિરનો શિલાલેખ જે છેક ઈ. સ. '૧૯૧૦ના' બુદ્ધિપ્રકાશ 'માં સ્વ. તનસુખરામ મ. ત્રિપાઠીએ છપાવેલો અને મારા ગુ. મ રા. ઇતિહાસ (ભા. ૨જો, પૃ. ૪૨૮)માં ઉલ્લેખ્યો છે તે આ સંગ્રહમાં નથી. કદાચ ગુજરાતી ભાષામાં જ પ્રસિદ્ધ થયો હોવાથી રહી ગયો હશે, પણ આવો સંગ્રહ ગમે તેટલો સંપૂર્ણ હોય તો પણ નવી નવી શોધ થતી રહેતી હોવાથી થોડા વખતમાં અપૂર્ણ થઈ જાય એ સ્વાભાવિક છે. અને એ માટે શ્રી આચાર્ય કહે છે કે આ વિષયના દરેક શોખીને જે નવા લેખો પ્રગટ થાય તેને પોતાના સંગ્રહમાં ઉમેરતા રહી પોતપોતાનો સંગ્રહ પૂર્ણ રાખવો; અને એ જ માર્ગ છે.

બીજી વાત એ નોંધવાની છે કે આ વિષયનો અભ્યાસી ન હોય તેણે આ પુસ્તકના ભાષાન્તરમાં જોઈને જ ઐતિહાસિક નિર્ણયો કરવા ન બેસવું.

કારણ કે એક જ લેખનિષ્ણાતને હાથે એક વાર છપાયો હોય છતાં બીજી-ત્રીજી વાર પણ બીજા નિષ્ણાતોને હાથે છાપવાની જરૂર પડવાના અનેક દાખલાઓ છે, ઉપર એક સકારણ નોંધ્યો છે, પણ પરસ્પર મેળવીને જે વિવેક કરી શકે એવા અભ્યાસીઓ માટે ત્રણ ભાગના એક સંગ્રહગ્રન્થમાં ગુજરાતને લગતા સેંકડો લેખો મળી શકે છે એ ઘણું સરસ સાધન છે. અને આવું સરસ વિદ્યાસાધન પૂરું પાડવા માટે મારા મિત્ર શ્રી. ગિરિજાશંકર આચાર્ય તથા શ્રી ફાર્બસ ગુજરાતી સભા ધન્યવાદને પાત્ર છે.

ડુ. કે. શાસ્ત્રી

## સુબોધક અનુવાદશૈલી

અહિંસાની તાલીમ (રીચર્ડ ગ્રેગ, 'A Discipline for Non-violence'): પૃષ્ઠસંખ્યા ૬૨+૧+૧=૬૪, અનુવાદક: ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ. પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય: છ આના.

રીચર્ડ ગ્રેગ દ્વારા રચાયેલું મૂળ અંગ્રેજી પુસ્તક મેં વાંચ્યું નથી તેમ જ અત્યારે એ મારી સામે પણ નથી એટલે મૂળ લખાણનો આશય વગેરે કેટલે અંશે અનુવાદમાં ઉતારાયો છે એ હું કહી શકું તેમ નથી, પણ એટલું તો હું જરૂર કહી શકું કે આ અનુવાદની શૈલી સુબોધક છે અને ભાષા પ્રસન્ન છે. એમાં ગૂંથાયલા વિચાર પ્રૌઢ છે અને એનું દાખલા દલીલથી સમર્થન કરાયું છે.

મહાત્મા ગાંધીજીએ આ અનુવાદની એક પૃષ્ઠ જેટલી પ્રસ્તાવના લખી છે. તેમાં તેમણે શાંતિવાદને બદલે 'સત્યાગ્રહ' શબ્દ ભાળી જોઇને વાપર્યો છે. એનું કારણ દર્શાવતાં તેઓ કહે છે કે શાંતિવાદ (pacifism) અને સત્યાગ્રહ એ બંને એક વસ્તુ નથી.

આ પ્રસ્તાવનાના પૃષ્ઠના અંતમાં અનુવાદક તરફથી એ સૂચવાયું છે કે ગ્રેગની એક બીજી પત્રિકા નામે The Training for Peace-માંથી કેટલાક ઉપયોગી ભાગોનો આ અનુવાદમાં સમાવેશ કરાયો છે.

પૃ. ૪માં આ પુસ્તકનો ઉદ્દેશ નીચે મુજબ સમજાવાયો છે:—

"લશ્કરી તાલીમની પેઠે અહિંસાની તાલીમમાં પણ શારીરિક

કવાયત અને નિયમપાલનની જરૂર રહે છે; અને એવી તાલીમ હાથકામ વાટે મેળવી શકાય."

પૃ ૧૩માં લશ્કરી તાલીમ વડે ખીલતા એવા કેટલાક ગુણો ગણાવી એ જ ગુણો મોટા પાયા પર, નિયમિત રીતે ને સંમજપૂર્વક કરેલા હાથકામથી પણ વિકસે છે એમ કહ્યું છે- અને એ જ હકીકત એને અંગેના મુદ્દાઓનાં શીર્ષકો રજૂ કરી વિસ્તારથી બાકીનાં પૃષ્ઠોમાં સમજાવાઇ છે. એ શીર્ષકો નીચે મુજબ છે.

આજ્ઞાપાલનની ટેવ; સ્વમાન, સ્વાશ્રય અને સંયમ; દૃઢ સંકલ્પબળ; બીજાઓ પરત્વે ઐક્ય ભાવના; સુવ્યવસ્થા અને સહકારની ભાવના; સમાજની રક્ષા; કાર્યશક્તિ; હિંમત; શાંતિ અને સમત્વ; હથિયારોની અવેજીમાં વપરાતા નૈતિક ઉપાયો યોજવાની આવડત; સત્યાગ્રહને માટે આવશ્યક બીજા ગુણો; ધીરજ અને નમ્રતા; સત્યનિષ્ઠા; મનુષ્યસ્વભાવ વિષે વિશ્વાસ; વૃત્તિઓ; વધારાનો લાભ; હાથકામની તાલીમના પ્રકાર; ઉત્તમ તાલીમ કઇ ? ને શા માટે ? સૂત્ર કાઢવાની જરૂર; તાલીમની બીજી પ્રવૃત્તિઓ; લશ્કરી તાલીમથી ચઢિયાતી; સામુદાયિક હિલચાલને માટે જરૂરી તાલીમ; અહિંસક ખડી ફોજ; અહિંસક લડતની તાલીમમાં હાથકામ એ શારીરિક અંગ છે; સમૂહગાયન; લોકનૃત્ય કે તાલબદ્ધ સમૂહવ્યાયામ; ઐક્યના બીજા ઉપાય; સામુદાયિક ધ્યાન; વ્યક્તિગત ધ્યાન; વિચારો દ્વારા ઉત્સાહવૃદ્ધિ.

આ પ્રમાણેના સાર્થક શીર્ષકો દ્વારા કેટલીક વાર તો જાણે નિબંધિકા જ લખાઈ હોય એવી સુંદર શૈલીમાં અને સ્ફુટપણે વિચારો રજૂ કરાયા છે. આ શીર્ષકોની પૂર્વે પણ શીર્ષકો છે: લશ્કરી તાલીમ; સક્રિય કામની જરૂર; માનસિક કારણો; પ્રારંભિક શંકાઓ અને હાથકામની અસર લશ્કરી તાલીમ જેટલી જ. પૃ. ૬માં આલબર્ટ આઇનસ્ટાઇન, બર્ટ્રંડ રસેલ, એ. એ. મિલન અને બીવરલી નિકલસનો વિખ્યાત અહિંસાવાદીઓ તરીકે ઉલ્લેખ છે.

પૃ. ૫૮–૬૨માં એક પરિશિષ્ટ અપાયું છે. એનું 'હાથ અને ઓજાર' એવું મથાળું રખાયું છે. એમાં સ્પેંગ્લર નામના જર્મન લેખકના Man

and Mechanics ( 'મનુષ્ય અને યન્ત્રશાસ્ત્ર' ) નામના પુસ્તકના એક પ્રકરણના મુખ્ય ભાગનો અનુવાદ છે.

આ સમગ્ર અનુવાદ વિચારપ્રેરક સામગ્રી પૂરી પાડે છે અને વિશ્વશાંતિ માટે અહિંસાની ભાવનાની જરૂર સ્વીકારનારને માર્ગદર્શક બને છે. છપાઈની સફાઈને લીધે તેમજ વિચારોની ઉદાત્તતાને લઈને આ પુસ્તિકા ફરીફરીને વાંચવાનું મન થાય તેમ છે.

હીરાલાલ ર. કાપડીઆ

## પરિચય અને પરામર્શ

**પ્રાચીના :** ઉમાશંકર જોષી ( ૧૯૪૪: ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ ને મુંબાઈ; રૂા. ૨૫ ).—અહીં છપાયેલી સાત રચનાઓમાંનાં 'બાલ રાહુલ' તથા 'રતિ-મદન'થી ત્રૈમાસિકના વાચકો અજાણ્યા નથી. બાકીનાં પાંચનું વસ્તુ મહાભારત, ભાગવત કે જાતકકથામાંથી છે. બૌદ્ધ સાહિત્યનાં ઋણી છે તે બે ( રાહુલ વિશેનું ને 'આચંકા' ) સિવાયનાં પાંચેમાં—'કુબ્જા' તથા 'ગાંધારી'માં કદાચ સૌથી અધિક અંશે—જે ઓછું પણ સહજ નાટ્યતત્ત્વ વિલસે છે તેને આ રસભરી રચનાઓનું સૌથી મોટું આકર્ષણ કહી શકાય. પાત્રોના ઉત્કટ, સઘન કે લલિત મનોભાવોના આલેખનની દૃષ્ટિએ જોતાં 'કર્ણ-કૃષ્ણ' 'બાલ રાહુલ' 'રતિ-મદન' તથા 'આશંકા' ઘણાં સુન્દર છે. સંગ્રહમાંના દરેક કાવ્યના ઉત્તમ ભાગોમાં, આ કવિની કૃતિઓમાં જે સગૌરવ પ્રવાહિતા ને પદલાલિત્યની આશા આપણે રાખીએ છીએ તે ફળવાથી, કાવ્યાનન્દ સઘન પણ બને છે.

**ઊર્મિમાળા :** પૂજાલાલ (૧૯૪૫: શ્રીઅરવિન્દ આશ્રમ, પોંડિચેરી; રૂા, ૦॥૫) વિદ્યમાન ભક્તકવિઓમાંના પ્રથમ પંક્તિના કવિની એ પ્રકારની એક વધુ કૃતિ. "જંગદંબાનાં બાળકોના સરળ સ્નેહાળ શ્રદ્ધાળુ આત્માને કવિતાની વાણી આપવાનું" નિર્ધારીને, સંયોજિત હરિગીત અથવા (કવિ કહે છે તેમ) 'માતૃગીત' છંદમાં રચાયેલાં, આ અઢીસોથી 'વધુ સરલમધુર, આર્દ્રશક્તિની ભક્તિના રસે પદેપદે ભરપૂર, વૈવિધ્યયુક્ત ને લયવાહી મુક્તકો' આ કવિતાપ્રકારને સહજભાવે માણી શકનાર સૌ કોઈને અત્યન્ત આનન્દ આપશે. જન્મોજન્મના અજંપા લઈ બાળકો માતાને આશરે આવે છે ત્યારે—

> ...ની વેલી ભુવને છાઈ દઈ
> અમીએ ભર બધાં પર પાથરે. ( પૃ. ૮ )

—આવી ચિત્રાત્મક કાવ્યશૈલીની મનોગમ પંક્તિઓ અહીં વારંવાર વાંચવામાં આવે છે; અને એ સર્વ, ભક્તિની અમૂર્ત ભાવનાનો કવિનો ઊંડો સ્વાનુભવ જેમ વ્યક્ત કરે છે, ભક્તહૃદયોને તે પરમપ્રિય બને છે, તેમ સર્વ સહૃદય કવિતારસિકો માટે પણ એ અનુભવ તાદૃશ કરી દે છે.

**યોગદીક્ષા** : યોગ સંબંધી શ્રીઅરવિન્દના પત્રો; સં. અનિલબરન રાય ભાષાન્તરકર્તા મણિભાઇ શ. પટેલ (૧૯૪૪: શ્રી અરવિન્દ કાર્યાલય, આણંદ; રૂ. ૧.)—શ્રીઅરવિન્દની બીજી પત્રમાળાઓ ('યોગસાધનાના પાયા', જેવી)થી આ પત્રો એક બાબતમાં જુદા પડી આવે છે. પત્રોના સંપાદકના પોતાના સાધક તરીકેના પત્રો (૧૯૩૪-૩૫ના કારાવાસ દરમ્યાનના) પણ અહીં અપાયા છે ને એ પ્રત્યેકના શ્રીઅરવિન્દ તરફથી અપાયલા ઉત્તરો આશ્રમના એક મુખ્ય સાધક રા. નલિનકાન્ત ગુપ્તે આપેલા તે પણ પુસ્તકમાં છપાયા છે બલકે એ જ એનું મુખ્ય અંગ છે. વાંચનાર માટે આ વસ્તુસ્થિતિનો મોટો લાભ એ છે કે યોગાભિમુખ પરન્તુ એ વખતે પ્રધાનપણે રાજકીય કાર્યકર એવા એક સાધકનું ઘડતર કેવી રીતે થયું—બુદ્ધિગમ્ય તત્ત્વજ્ઞાનના એક સમર્થ પ્રાધ્યાપક પોતાના મનની અનેક ગૂંચો, શંકાઓ, ઊર્ધ્વ માર્ગે જવામાં નડતી પીઢીનાની ગંભીર અડચણો વગેરેને ગુરુના સ્વાનુભવસિદ્ધ ને તેથી પૂરેપૂરા શાસ્ત્રીય ('સાયંટિફિક') ઉત્તરોની સહાયથી પાર કરી કેવી રીતે રજોગુણપ્રધાન—તેથી, વિધિક્રમાનુસાર અનિવાર્યપણે જ આસુરી સંપત્તિના એક કાર્યક્ષેત્ર રાજ્યપ્રકરણમાંથી નિવૃત્ત થઈ પૂર્ણયોગના (હવે તો, પૂરાં વીશ વર્ષથી) એક અગ્રિમ સાધક બની શક્યા: આ સઘળું સારી રીતે જોઇ શકાય છે. એ યોગ કેટલો કઠણ છે, "અંતરની અંતરતમ ચેતનામાં જે સત્યેચ્છા છે" તેની તરફથી આદેશપ્રાપ્તિ થયા વિના એ માર્ગે જવામાં કેટલું જોખમ છે એ પૂંઠા પર જ ટૂંકામાં સ્પષ્ટ થયું છે એ પણ આની નાની વિશિષ્ટતા તરીકે ગણાવીએ. બીજી બાજુ, જેમનામાં અભીપ્સા પ્રકટી હોય તેમને માટેની થોડી વ્યાવહારિક ઉપયોગની માર્ગોપદેશિકાઓમાંની એક તરીકે 'યોગદીક્ષા' સરસ છે જ.

**ધર્મોનું મિલન**: આચાર્ય રાધાકૃષ્ણનકૃત: ચન્દ્રશંકર પ્રા. શુક્લ (૧૯૪૩: ભારતીય વિદ્યાભવન, મુંબઈ; રૂ. ૫).—આ પુસ્તકને ઔપચારિક નહિ પણ અન્તઃકરણનો આવકાર આપતાં આનન્દ થાય છે. એમાં જેમ જગતધર્મોનાં સૂક્ષ્મ તત્ત્વનું તથા એના ઉત્કૃષ્ટ ચિંતકોનું મિલન થતું અનુભવીએ છીએ, તેમ, અર્વાચીન ભારતના એક મહાન્ ધર્મવેત્તા ને એક સુપાત્ર ભાષાન્તરકારનું થએલું મિલન પણ જોઈએ છીએ. આચાર્યશ્રીની ધર્મપ્રવચનશૈલી જો 'પોતાની મહેકથી તેમ જ ત્રિવિધવર્ણી સુન્દરતાથી" (પં. સુખલાલજી, પ્રસ્તાવનામાં) વાચક કે શ્રોતાને એના વિષયમાં રસલીન કરાવે સમર્થ છે તો રા. ચંદ્રશંકરની બેને "ઉત્કૃષ્ટ ગુજરાતી

લખાણ ''માં ધારણ કરતી સુબોધ ને પ્રસન્ન ભાષાન્તરશૈલી, પ્રવચનો જાણે આપણી માતૃભાષામાં જ થએલાં એવા ધન્ય આભાસથી આપણને વિષયમાં તલ્લીન કરાવે ઓછી સમર્થ નથી. એ રીતે તેમણે ગ્રંથનામવાળા નિબન્ધ ઉપરાંત બીજા નવ નિબન્ધોનું ભાષાંતર આમાં કર્યું છે. વાંચનાર કે સાંભળનારને વિસ્મયમુગ્ધ કરે તેવી આ. રાધાકૃષ્ણનની જ્ઞાનનાં સર્વ ક્ષેત્રોની સંસ્કારિતા—એમના સર્વ ગ્રંથોની એ લાક્ષણિકતા—જ્યાં પાનેપાને આસાનીથી વિહરતી, વાચકને ઉત્તમ બુદ્ધિવિષયક ને હૃદયનો પણ આનંદ આપતી, અનુભવાય છે ત્યાં અમુક નિબંધોનો નિર્દેશ કરી એને અલગ પાડવાનું ગમે તેવું નથી. એવો નિર્દેશ કરવો જ હોય તો ઉત્તરાર્ધ-માંના 'ધર્મોનું મિલન' તથા 'જીવનનો પરમ પુરુષાર્થ—હિંદુ દૃષ્ટિએ'નો થઈ શકે. આ બહુમૂલ્ય નિબંધસંગ્રહની બીજી વિશેષતાઓનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. પં. સુખલાલજીની ગુણગ્રાહી પ્રસ્તાવના વિષયપ્રવેશ તરીકે મહત્ત્વની છે; ભાષાંતરકારની પોતાની ટીપો ને પરિશિષ્ટોમાંની માહિતી, અવતરણો વગેરે સ્પષ્ટ-પણે દર્શાવે છે કે તેમણે બે ભાષાઓ વચ્ચેનું અંતર કુશળતાથી કાપવા ઉપરાંત ગ્રંથ સમજવામાં વાચકના સહાય થવા માટે તીવ્ર કર્તવ્યબુદ્ધિથી ખાસ શ્રમ લીધો કર્યો છે; અને, વિસ્તૃત વર્ણાનુક્રમણી પણ અભ્યાસીઓની સગવડ બરાબર સાચવે તેવી છે.

સંસ્કાર: પ્રો. મોહનલાલ પા. દવે, સૂરત (૧૯૪૪: રૂ. ૧॥).—" આપણી સમાજરચનાને સંસ્કાર અર્પવાની " કર્તાની સ્વભાવસિદ્ધ ને પ્રશંસાપાત્ર વાંછના-ના પરિણામે અસ્તિત્વમાં આવેલા આ નવ લેખોમાંનો પહેલો 'આર્ય સંસ્કૃતિ' સંગ્રહમાં એ સ્થાન યોગ્યતાપૂર્વક પામ્યો છે. ખાસ કરી, એનાં પહેલાં ૧૫-૧૭ પાનાંમાં આર્ય સંસ્કારિતાના ઉત્તમ આભૂષણરૂપ જે ધર્મગ્રંથોનો સંક્ષિપ્ત પરિચય મળે છે તે ગુજરાતીમાં અન્યત્ર સુદુર્લભ છે; આવું લખાણ પરિપક્વ વિદ્વત્તાનું—પરિપક્વ છતાં સરલ વાણીપ્રવાહે વહેતી, વિદ્વત્તાનું—પરિણામ હોય તેમ વાંચનારને લાગે છે. બીજા લેખો કેળવણી તથા સમાજસુધારણાનાં તત્ત્વો વિશેના મુખ્યત્વે છે. સર્વમાં લેખકની સુસ્થ ને વિશદ વિચારણા જોવામાં આવે છે. એમની સલિલ ભાવનાપ્રિયતા પણ અછતી રહેતી નથી. વિદ્યમાન ગુજરાતી વિચારકોમાં ઊંચું સ્થાન પામેલા વિદ્વાનનો આ લેખસંગ્રહ વિચારશીલ યુવકયુવતીઓએ ખાસ કરી વાંચવાની જરૂર છે.

વિચારરત્નરાશિ: 'વિશ્વબંધુ' (છોટાલાલ જી. માસ્તર); ૧૯૪૪: શ્રી શ્રેયઃસાધક મંડળ, મુંબાઈ.—કર્તાનું નામ ચાલતી પેઢીના ઘણાખરા ગંભીર વાચન-પ્રિયોને પણ અજાણ્યું હશે, પણ સાદી રમણીયતાયુક્ત રૂપરંગમાં મઢેલા આ વિચાર-રત્નોના પ્રકાશન પછી તો એ વાચકવર્ગની એવી અજ્ઞાનતા માટે કાંઈ બહાનું પણ

તેને આ પહેલા ખંડમાંથી, આદિકાળથી માંડીને નેપોલિયનકાળ સુધીના હિંદ સમેત જગતના ઈતિહાસ વિશે પૂરતી માહિતી અને વારંવાર કર્તાની વિશિષ્ટ રાજકીય, સામાજિક, આર્થિક દષ્ટિના ઘેરા રંગે રંગાયલા વિચારો જાણવાનો મૂલ્યવાન લાભ મળશે. પ્રજાઓનાં સાહિત્ય ને કલાઓ વિશે અછડતા કે આડકતરા જ ઉલ્લેખે થયા છે એ આવી અન્યથા સરસ કૃતિની ગંભીર ખામી ગણાય. ભાષાન્તર એટલું સ્વાભાવિક ને સંતોષકારક ગુજરાતીમાં થયું છે કે છૂટીછવાઈ (પણ નિવારી શકાય તેવી, નજીવી નહિ એવી) ત્રુટીઓ નિભાવી લેવી ન જોઇએ એમ લાગે છે: 'નીરોગ (પૃ. ૩૪) જેવો શુદ્ધ તત્સમ વાપરનાર 'પુનરાવલોકન' (પૃ. ૩૧૧) જેવું ખોટું સંસ્કૃત વાપરી શકે નહિ. બીજું, જેમ ખોટી રીતે પ્રચલિત થએલો 'નીરોગી' નથી વાપર્યો, તેમ, 'મદદ'ના અર્થમાં 'સહાય' ચાલુ થઇ ગયો છે તે પણ (પૃ. ૪૦ ૬૫૬, ૬૫૭) છાંડવો જોઈતો હતો; એ સ્થળોએ 'સાહાયતા' 'સહાય્ય' કે 'સાહ્ય' જોઈએ. પરંતુ આવી ભૂલો થોડી છે એ પણ ખુશાથી સ્વીકારીશું.

# માનસી

વર્ષ ૧૦ : ગ્રંથાંક : ૨

જુન ૧૯૪૫



પૂર્ણસંખ્યા ૩૮

સંચાલક :

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

લાંબું આયુષ્ય
સુંદર સ્મરણશક્તિ
બલ તેજ અને
ચેતન મેળવવા

ઝંડુનું

# કેસરી જીવન

વાપરો
જેમાં

કેસર, કસ્તુરી
રસસિંદુર, અભ્રક
તથા બીજાં પૌષ્ટિક
ઔષધો મેળવેલાં છે.

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કર્સ લિ.

મુંબઇ નં. ૧૪

ભાવનગરના એજંટ
મેસર્સ જયંતીલાલ અમૃતલાલની કું. આંબાચોક


Lotus Ink
FOR ALL KINDS OF FOUNTAIN PENS
BLUE BLACK
LOTUS
BLUE BLACK
LOTUS
INK
KALES SALES ASSOCIATION
FORT
BOMBAY

# નવે વર્ષે નવું વાચન

## વિજયરાય ક. વૈદ્ય-કૃત

**ગુજરાતી સાહિત્યની રૂપરેખા**
[ અપભ્રંશકાળથી આજ લગીના લગભગ ૩૦૦ લેખકોનો ૪૦૦ પાનાંમાં રંગદર્શી પરિચય ] ૧-૧૨

**ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ**
[ સંશોધન અને સમાજચિત્ર ] ૨-૦

**લીલાંસૂકાં પાન**
[ નર્મદયુગ વિશેના ૨૦ નિબંધો ] ૨-૦

**નાજુક સવારી**
[ લાક્ષણિક હળવી નિબંધિકાઓ ] ૧-૮

**જૂઈ અને કેતકી**
[ વિશિષ્ટ શૈલીનાં વિવેચનો ] ૨-૮

### જગત્પ્રેરણા

કવિશ્રી ન્હાનાલાલે રચેલું સંસાર અને સંન્યાસનો સમન્વય સમજાવતું તદ્દન નવું નાટક ૩-૦

### ધરતીની પુત્રી

રામ, રાવણ અને સીતાનું નવી દૃષ્ટિએ મૂલ્યાંકન કરતી કરુણ પ્રણયકથા ૨-૦

### દયારામ-રસસુધા

રાસ-ગરબા અને ગીતોનો સંગ્રહ. રા. રાં ઁકરપ્રસાદ રાવળ-સંપાદિત ૬૪ પાનાંના વિદ્વત્તાપૂર્ણ નિબંધ સાથે : સુંદર રૂપરંગમાં ૩-૦

 બ. ક. ઠાકોર-કૃત

### નવીન કવિતા વિષે વ્યાખ્યાનો

નવીન કવિતાભાવની સમજાવતું, દૃષ્ટાંત તથા દલીલોથી ભરપૂર પુસ્તક ૨-૦

## કેટલાક કાવ્યસંગ્રહો

સંવેદના [ નન્દકુમાર પાઠક ] ૧-૮
રાવણહથ્થો [ સ્વપ્નસ્થ ] ૧-૮
બિન્દુ
(રામપ્રસાદ શુક્લનો સોનેટ-સંગ્રહ) ૧-૦
ભણકાર [ બ. ક. ઠાકોર ]
નવી સંપૂર્ણ આવૃત્તિ ૪-૦
કલ્યાણિકા [ ખબરદાર ] ૨-૦
રાષ્ટ્રિકા [ ખબરદાર ] ૨-૮
ચન્દ્રશંકર પંડ્યાનાં કાવ્યો ૨-૮
આપણી કવિતાસમૃદ્ધિ
[ બ. ક. ઠાકોર ] ૨-૪

## કેટલાંક નાટકો

શરતના ઘોડા [ યશવંત પંડ્યા ] ૧-૮
વરઘોડો [ ઈન્દુલાલ યાજ્ઞિક ] ૧-૪
રણસંગ્રામ [ ઇન્દુલાલ યાજ્ઞિક ] ૧-૮
સોવિયેટ નવજુવાની [ બ. ક. ઠાકોર ] ૧-૦
માલવિકાગ્નિમિત્ર [ બ. ક. ઠાકોર ] ૧-૮
હેમલેટ [ હંસા મહેતા ] અનુવાદ ૨-૦
સરી જતું સૂરત [ 'અમે બધાં' ઉપરથી ] સાત દશ્યોમાં ૧-૪
લગ્નની બેડી [ આચાર્ય અત્રે-કૃત પ્રહસન ] ૨-૦

### કવિશ્રી ન્હાનાલાલ દલપતરામના ગ્રંથોના બાંધેલા સેટ

ભેટ આપવા લાયક અથવા ઘરમાં વસાવવા લાયક સુંદર રૂપરંગમાં તૈયાર ૯ પુસ્તકો-એની કીંમતો, તથા અમારા નવા સૂચિપત્ર માટે એક પોસ્ટકાર્ડ લખો:

## એન. એમ. ત્રિપાઠી, લિમિટેડ

બુકસેલર્સ : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨

# વિષય દર્શન

## વર્ષ ૧૦, અંક ૨: પૂર્ણસંખ્યા ૩૮

જુન ૧૯૪૫ [ પ્રકટ, એપ્રિલ '૪૬ ]

## સર્જન અને નિબન્ધો



## નિકષ

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૮૯ | ૨ | Privious | Previous |
| ,, | ૩ | મલામ | મલામણ |
| ,, | ૧૨ | હરેક્જીવન૰ | નરેજીવન૰ |
| ,, | છેલ્લેથી ૩ | આસપાસની | એમની |
| ૯૦ | ૧ | તો | તે |
| ,, | ૩ | કેવી | કેમ |
| ૯૧ | ૧૩ | શકીશ | શકીશ પણ |
| ૯૨ | ૨ | લખ્યો | મેં એમાં લખ્યો |
| ,, | ૫ | થયું | બંધ થયું |
| ,, | ૧૯ | મહેમ નોને | માણસોને |
| ૯૩ | ૧૯ | થતા | ચતા |
| ,, | ૨૧ | ન હતાં | નહોતા |
| ૧૧૨ | ૧૯ | સાધુ | (આ શબ્દ જતો કરી પંક્તિ ચાલુ રાખવી) |
| ,, | ઉપાન્ત્ય | અસાઈતા | અસાઈત |
| ૧૧૩ | ૧૫ | શિલાલેખ એ | શિલાલેખ એ બે |
| ,, | ૨૪ | દ્રવ્યગુણપર્યાય રાસગીત | દ્રવ્યગુણપર્યાયરાસગીત |
| ,, | ૨૭ | ને | ૰ |
| ૧૧૫ | ૧૦ | જ | ન |
| ,, | ૧૯ | કે | ૰ |
| ,, | ૨૦ | પ્રાકૃત | પ્રકૃતિ: |
| ૧૧૬ | ૨૫ | અપભ્રંશનો, ગુજરાતી | અપભ્રંશનો." (ગુજરાતીથી નવી પેરિગ્રાફ શરૂ કરવી) |

# માનસી

વર્ષ ૧૦, અંક ૨ ] [ જુન '૪૫

## હિંદુ ધર્મની સહિષ્ણુતા

[ આ. રાધાકૃષ્ણન : 'ધર્મોનું મિલન' પૃ. ૧૭૪ ]

સાચા હિંદુને માટે પ્રભુનું એવું એક મંદિર કે દેવાલય ભાગ્યે જ હશે જ્યાં જઈને તે મૂગે મોઢે પ્રાર્થના ન કરી શકે; એવી પ્રાર્થના કે ઉપાસના ભાગ્યે જ હશે જેમાં તે ભક્તિભાવે સામેલ ન થઈ શકે.

આ સહિષ્ણુતાને લીધે હિંદુ ધર્મ પોતે ધાર્મિક અભિલાષા ને પુરુષાર્થનાં લગભગ સર્વ પ્રકારો ને કક્ષાઓરૂપી તાણાવાણાથી રચેલા ભાતીગર પટોળારૂપ બની ગયો છે. તેણે અપાર સૌજન્ય વડે મનુષ્યની દરેક પ્રકારની કલ્પના ને જરૂરિયાતને અનુકૂળતા કરી આપવા માટે પોતાના સ્વરૂપમાં ફેરફારો કર્યા છે. ઈશ્વરના મનુષ્યે કલ્પેલા પ્રત્યેક અંશને સ્વીકારતાં ને તેને પોતાની કક્ષામાં સમાવી લેતાં તે અચકાયો નથી, અને છતાં, એ ભિન્નભિન્ન રૂપો પરબ્રહ્મનાં જ પરિણામો, વિવર્તો કે અંશો છે, એમ બતાવીને તેણે પોતાની એકરૂપતા જાળવી રાખી છે.[1]

1 ભાષાન્તર શ્રી. ચન્દ્રશંકર પ્રા. શુક્લકૃત; પ્રકાશન, ભારતીય વિદ્યાભવનનું.

## પુનઃ જલધિને તટે

અહો ! ઉદયમાન ચન્દ્ર ! ભરતી કિનારે ધસે,
શિરે અનિલસ્પર્શમાં અલસ નાળિયેરી હસે;
નિશાન્ત રજત પ્રસન્ન જળની સપાટી પરે,
ફરી સહસ્નાવ શ્વેત શઠ વિસ્તરાવી ધસે ! ૧

ઊઠે સલિલગાન ને શઠ પ્રકમ્પમાં ફરફરે
ઊડી કવિત કો નવી હલકમાં નભે વિસ્તરે;
અને હૃદયમાં અજાણ્ચ ચડકો જગાડી જતી
નિગુપ્ત સ્વરની ઉરે સ્મરણમાધુરી નિર્ઝરે. ૨

પ્રિયે ! મધુર કંઠ, આરજૂ સમુત્સુક પ્રાણની
ભરી સમદ લોચને, પ્રકૃતિ સાન્ત્વનાદાયિની;
સુરમ્ય વચચારુતા, મધુરતા સ્વભાવે ભરી;
પ્રલોભન શુચિસ્મિતે-રહું, સકરૂપ, સર્વ સ્મરી. ૩

પરસ્પર વિનોદમાં કદિક ગાઢ આશ્લેષમાં,
સુણી હૃદયસ્પંદનો વિદિત કામનાઓ થતી;
અને મન ભરી ભરી પ્રણયમાધુરી માણતાં
ઉરે અધિકની અદમ્ય અભિલાષના ઊઠતી. ૪

અભીપ્સિત વિહારની અતટ સિન્ધુસૃષ્ટિ હતી,
પ્રસન્ન સહવાસની મધુરતા અનોખી હતી,
અનન્ત સહચારની સહજ એક શ્રદ્ધા હતી,
અદૃશ્ય મુજ પ્રાણને જીવનસાન્ત્વના તું હતી. ૫

છતાં અધવચે ગઇ.
અરે ! પલટી જિંદગી ભવિષની અનોખી ગતિ
થયું વિષમતા નરી, કહી શકું ન અન્તઃસ્થિતિ;
અચાનક વિષાદમાં ઊતરતાં ઊંડે જતાં
દહે હૃદયને વ્યથા—જીવન એકલું એકલું. ૬

નિહાળું ખડકે'ન ત્યાં અલસ ન્યસ્ત ગ્રીવા પડી,
ઊડે ચમકી શ્વેત વૃન્દ જળપંખની બેલડી;
પ્રસારી દ્રુત પાંખ, ડોક ઝૂકતી, પદે ઠેશ લઈ,
શિરે થઈ ગયું ઊડી ક્ષિતિજપંથ એ દંપતી. ૭

કદાચ નિજ પાસ કે'ઈ જનને જોઈ નિઃશ્વાસમાં
ગયું વિહગદંપતી ઇતર કોઈ એકાન્તમાં;
રહો યુગલ એ ચિરંજીવ, ખલેલ હું નૈં કરું:
ક્ષમો પ્રકૃતિતત્ત્વ સૌ રુદન જો દબાવી શકું? ૮

વિશાલ પટ રેતના પર તરંગ આવે ધસી
વિંખાઈ પછડાઈ ભગ્ન ખરડાય વેળુ મહીં;
અને વિરહ-દગ્ધ અન્તર તરંગશૃંગે ચડ્યું,
સહી અધિક ના શકે જ પછડાટ સામું થયું. ૯

વિલોકું નભમાં ઝગે વિખર તારલા, જેમનું
શકું ન સ્મિત હું ગ્રહી નહિ અગાધતા વ્યોમની;
દગો ઊતરતી દિશાતલ-તરંગસીમા ફરી:
સવેગ થડકાર મૂક જીવને રહ્યો આવરી. ૧૦

શશી ઉદયમાન! પૂર્ણ ભરતી કિનારે રહડી!
સમીર! તટ નાળિયેરી! જળપંખની બેલડી!
બધાં પરિચિત સ્થળો પુનિત એ જ, ને એ જ હું,
છતાં અનુભવી શકું નહિ જ એ સુધાશાન્તિ હું. ૧૧

વિકાસ-સહકારદાયી રસલ્લાસ ઘેરી રહ્યાં,
હતાશ દિલના છતાં હલક એ વધાવી શક્યાં;
પ્રશમ નિધિ નીરમાં ધડક જે જમાવી જતા
નહીં પવન, તે સખિ! પ્રણયરાશિ એ ચન્દ્રના. ૧૨

જહાજ દરિયે હજી સફર ખેડવાને જશે,
સુખે ધવલ મંદ શઠ ચન્દ્રિકા ઝીલશે,

છતાં મુજ ભમી ભમી ખડકમાં કિનારે રડી,
કદાચ સ્મૃતિકમ્પને ક્ષુભિત આયુ વીતી જશે. ૧૩

પળે પળતણી વ્યથા કથનમાં વણાતી નથી,
દરેક અનુભૂતિનાં સ્મરણ સંઘરાતાં નથી;
છતાં ય અણજાણ સૌ અસરને બળે જિંદગી
ગઇ પલટી, સત્ય એ અવમણી શકાતું નથી. ૧૪

કદી ભરતીઓટમાં જીવન આ તણાઇ જશે,
શશાંક, શિર, ફેરવી કર નમી દગો ચૂમશે,
અને ગહન વ્યોમનું ઉર લળી લળી પ્રાણની
સુણી વિસ્મય પામતી ધડક મગ્ન થંભી જશે. ૧૫

કદાચ પ્રિય ! એ ક્રમે સલિલમાનની સોંસરો,
મને જગવતો અનસ્ત સહચાર આમન્ત્રતો
સુણીશ કલકંઠ શબ્દ તવ દિવ્ય અદ્વૈતનો. ૧૬

પારાશર્ય

## આ જ જનમની ભોમકા

જનમભોમ આ બોલાવે મને
જીવન મારું માંગે જી,
નૂરવ્હોણાં બાઇ ભાંડુનાં મોઢાં
નેહ હૈયાનો માગે જી !
એક સમે મન દુઃખથી દાઝ્યે
હું ગયો' તો ભાગી જી,
વરસો કૈંક વિદેશમાં વીત્યાં
મમતા તોય ન ત્યાગી જી !
સમરું ખેતર, વાડિયું, ધોરિયા
ડુંગરે બાવળ બાઝ્યાં જી;
સમરું મારા ફળિયાની ધૂળ
શેરીના ખાડાખાડિયા જી !

ખેત મેં પૂરાં માની લીધાં
  જનમ થાનક કાજે જી
આજ અચાનક આવતાં પાછાં
  ડુમો કંઠે બાઝે જી!
જીવન મારું, જાગ્યું જ્યાં-ત્યાં
  જોતો કાળી છાયા જી
બાપ ને બેનનાં સુખ સૂકાયાં
  દુઃખના ભર ખડકાયા જી!
એ જ છે ખેતર એ જ છે શેરી
  એવું શું માણસ હતાં જ
તો ય મોઢે-મોઢે ધરતી-ધૂળે
  રોફડા કેંક રચાણા જી!
કાળુડી માટી, લીલાં અંગો,
  ઉપર ગોંનતુ મેડાં જી
સરમની ઘડનાર ઘટાઉં
  કેમ બની ગઈ ઠૂંઠાં જી!
ઓ જી નિરાધાર થાજે માં, તું!
  જિવતરની જણનારી જી!
આંહિ ઝુલાવતી આંહિ હસાવતી
  કેંક કણી હરિયાળી જી!
ધરતી ખોળે કણિયે કણિયે
  ખેતરું ખૂબ હિલોળે જી
ડૂંડલે ડૂંડલે મોગરા દાણા
  ચમકે ડોલતા ગોલે જી!
આપણી માનવ મ્હેનત ઉપર
  સોનલા તડકા ચમકે જી,
સરમને ય ઉજાળતા ઉજાસ
  મોઢે મોઢે મલકે જી!
એ રી......એ!
અણજાણ્યાં અણમાણ્યાં કાજે
  આરજૂ અંતર દાગે જી!
આજ જનમની ભોમકા મારી
  જીવન મારું માગે જી!

સ્વપ્નસ્થ

૩૧-૧૦-૪૪ ટ્રેન

પ્રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# વિવેચનમાં સર્જનનું તત્ત્વ[1]

વિષય અને નિરૂપણ, અનુભૂતિ અને અભિવ્યક્તિ એમ સાહિત્યનાં બે પાસાંને લક્ષમાં લઇ આપણે વિચાર કર્યો. સાહિત્યની એ દૃષ્ટિએ તત્ત્વમીમાંસા વિવેચકને માર્ગદર્શક ને નિયામક થઇ શકે. પરંતુ વિવેચનમાં એક એવું તત્ત્વ પ્રવેશે છે જે બીજા કોઇ શાસ્ત્રમાં પ્રવેશતું નથી. એ તત્ત્વ તે સાહિત્યવાચનથી, કલાવિમર્શથી થતો આનંદ-અનુભવ. પ્રયોગાત્મક શાસ્ત્રનો વિષય ઇન્દ્રિયો દ્વારા બુદ્ધિને સ્પર્શે છે. કોઇ ઘટનાની વૈજ્ઞાનિક તપાસ અટકળ અને કલ્પના માગી લે છે. અનેક ઘટનાઓને કારણકાર્યમાં સાંકળવામાં તેમ જ અનેક હકીકતોના વર્ગીકરણમાં બુદ્ધિની પૂરી કસોટી થાય છે અને મીમાંસકને અસાધારણ ધીરજ અને ખંત દાખવવાં પડે છે; પરંતુ અહીં ઊંડી સત્યતા તરફ અગ્રેસરી પગેપગે વધે છે તેના અભિમાનથી સન્તોષ થાય, પરંતુ તે ઉપરાંત આનન્દઉદ્રેકનો અવકાશ નથી. વૈજ્ઞાનિક સત્ય તરફ વાધવાથી થતો આનન્દ કલાના આનન્દથી માત્રામાં નહિ, પ્રકારમાં જુદો છે. આને લીધે સાહિત્યમીમાંસા (કલાશાસ્ત્ર) એક શાસ્ત્ર તરીકે અનોખી કક્ષાનું થાય છે; બીજા કોઇ શાસ્ત્ર સાથે તેને સરખાવી શકાય તેમ નથી; તેમ બીજા કોઇ શાસ્ત્રના અન્વીક્ષણપદ્ધતિના સર્વ નિયમો સાહિત્યમીમાંસામાં લાગુ પાડી શકાશે નહીં.

નાટકેષુ શાકુન્તલા એ નિર્ણયની પાછળ નાટકપ્રેક્ષક, નાટકવિવેચક અને સર્વ સંસ્કૃતજ્ઞ, એ ત્રણે વર્ગનો માનસવ્યાપાર પ્રવર્ત્યો હશે અને

1. 'વિવેચનની પ્રતિષ્ઠા'એ વ્યાખ્યાનનો ઉત્તરાર્ધ. સમગ્ર વ્યાખ્યાન ગુજ. સા. સભાની કાર્યવહીમાં નવેંબર ૧૯૪૫માં પ્રકટ થશે.

કાળે કરીને સ્થિર થયો હશે. અહો, અદ્ભુત, આવું તો કોઈ વખત જોયું નહોતું, આ તો રસસમાધિ થઈ, આવો આનંદ પહેલાં કોઈ વખત નહોતો પ્રાપ્ત થયો, એમ વ્યક્તિવ્યક્તિના સંવેદનને તદ્વિદોએ સ્વસંવેદનથી ટેકો આપ્યો. આ સંવેદન પ્રજાકીય સંસ્કાર બન્યો અને પ્રજાની અસ્મિતાનો અંશ બન્યો. આજે શાકુન્તલ વાંચનાર બે હજાર વર્ષની પરંપરાને જાગતી રાખે છે, અને તે સમયને જાણે કહે છે, તારો નિર્ણય બરાબર હતો, બરાબર હતો. દેવોનું અમૃત તો કોણે દીઠું, પણ આ કાલિદાસે આપેલું અમૃત તો અખૂટ છે અને પેલું કમાડ ઉઘાડો, અરે, એટલું ય શા માટે, પેલી પ્રિયંવદા અને શકુન્તલાની વિનોદવાર્તા સંભારો ને આશ્રમનાં વૃક્ષવેલ સાથે તમે પણ અમરતના ઘૂંટડા પીતા થઈ જશો.

આ અદ્ભુત રસસમાધિની વિવેચકે માત્ર નોંધ નથી લેવાની. એની મીમાંસાનો ખરો વિષય એ જ છે. રસસમાધિનું અન્વીક્ષણ કરવાનું છે માટે વિવેચન સાહિત્યવિષય અને સાહિત્યરીતિનું અન્વીક્ષણ કરે છે. વિવેચનમાં પાયાની હકીકત તો આ આનન્દ છે, પ્રજાકીય અસ્મિતાનો અંશ બનેલી આનન્દસમાધિની આ સ્મૃતિપરંપરા છે. એને લીધે એક કૃતિ બીજી કૃતિઓને સરખાવવા માટે ધોરણ બને છે. એ આનંદસમાધિનાં કારણો તપાસતાં તપાસતાં વિષયમાં કે રીતિમાં નાટકની અસાધારણ વિશિષ્ટતા ક્યાં છે તે વિવેચક જુએ છે.

કેળવાયલી પ્રજાનો ય સાહિત્યકારો વિશે નિર્ણય સ્થિર થતાં પેઢીઓ થઈ જાય છે. આપણો નાનાલાલ વિશે નિર્ણય પ્રેમાનન્દ જેટલો ચોક્કસ નથી. ટેનિસન અને બ્રાઉનિંગ વિશે અંગ્રેજ પ્રજાનો નિર્ણય હજી અસ્થિર છે. એ નિર્ણયને સ્થિર કરવામાં કયું બળ સૌથી સમર્થ છે? ભાવકવર્ગનો આનન્દઅનુભવ, એ આનન્દઅનુભવનો બૌદ્ધિક પ્રત્યય. શેક્સપિયરની પ્રતિષ્ઠાની ચઢઊતર સત્તરમી ને અઢારમી સદીમાં થઈ, પણ ધીમે ધીમે, બીજી પ્રજાઓ તરફથી પણ સમર્થન મળતાંમળતાં, શેક્સપિયર સર્વોત્તમ કવિ માત્ર ઈંગ્લંડનો જ નહિ પણ, કદાચ, માનવજાતનો હશે, એવો નિર્ણય થયો. આ નિર્ણય બૌદ્ધિક પૃથક્કરણને આભારી હશે? બૌદ્ધિક પૃથક્કરણ તો પછી આવે છે, આત્મપ્રત્યયથી રસપારખુએ ઈંગ્લંડમાં તેમ દેશદેશમાં નિશ્ચય કરી લીધો છે.

તાત્પર્ય કે વિવેચનવ્યાપારનો ઊગમ તો આનન્દમાં છે. વિવેચક સૌપ્રથમ એ આનન્દ અનુભવે, બીજાઓથી સ્વતંત્ર રીતે આનન્દ અનુભવે, વા પોતાના આનંદનું અનુસંધાન પ્રજાની સાહિત્યપરંપરા સાથે કરે. પરંતુ રસાનંદ એ જ વિવેચનનું પ્રભવસ્થાન છે. કૃતિના પરિશીલને માણેલા આનન્દનો ગૂઢ સંસ્કાર કૃતિના વિવેચનમાં નિયામક બને છે. અનુભવેલો આનંદ, ઉત્સાહ, ઉલ્લાસ, આનંદ-ઉદ્રેક ભુલાતો નથી; વિવેચક ગમે તેટલો સ્થિરબુદ્ધિ હોય, બીજી કૃતિઓ સાથે પ્રસ્તુત કૃતિની તુલનાના બૌદ્ધિક વ્યાપારમાં પરોવાયલો હોય, તથાપિ પેલો આનંદ ભુલાતો નથી. અને સહૃદયનું આ હૃદયસંચલન કૃતિના વિવેચનની કલા સ્વાભાવિક રીતે બને છે. સાહિત્યવિવેચનમાં આનન્દ પ્રભવમાં હોય, આનન્દ લક્ષણ તેના આવિર્ભાવમાં હોય, વિવેચનવાચક એ આનન્દની સાક્ષી પૂરતો હોય, અર્થાત્ વિવેચન-કૃતિ પણ આનન્દનિષ્પત્તિ કરતી હોય, તો એ વિવેચનને સર્જનાત્મક સાહિત્યની પ્રતિષ્ઠા અર્પવામાં દોષ જણાતો નથી. હા, સર્જન તરીકે તેની મર્યાદા છે. સર્જનાત્મક નિબન્ધની મર્યાદા તે બધી સર્જનાત્મક વિવેચનની પણ ખરી. કોઈ પણ પરિસ્થિતિમાં, કોઈ પણ લેખકની વાણીમાં, નિબંધ રસનિષ્પાદક સર્જન થઈ શકતો હોય, તો મારો નિઃશંક અભિપ્રાય છે કે વિવેચન એ કક્ષાનું સર્જન થઈ શકે.

જનમંડળની વૃત્તિ કે નિર્ણય સાથે ફાવે તેટલો તેનો મેળ હોય છતાં વિવેચન વ્યક્તિની સરજત છે, જનસમૂહની નહીં. વિવેચન એ પ્રયોગશાળામાંની પ્રતિપાદિત વસ્તુ નથી. તે વિવેચકના વ્યક્તિત્વને પ્રગટ કરનાર કલાકૃતિ હોઈ શકે. રમણભાઈનાં ઉત્તમ વિવેચનોથી રમણભાઈનો તેમ નરસિંહરાવનાં વિવેચનોથી નરસિંહરાવનો પરિચય સધાય છે, એ એમાં પ્રવેશતાં અવિચ્છેદ્ય તત્ત્વોને લીધે. જોહ્નસન, કૉલરિજ, લૅમ્બ, આર્નોલ્ડ, સેઇન્ટ્સબરી, ક્વીલર કાઉચ આદિ વિવેચકો પોતપોતાનાં નિરનિરાળાં વ્યક્તિત્વ વિવેચનમાં પ્રગટ કરે છે, છતાં તેમનાં વિવેચન તેટલે ખાતર કાંઈ અશ્રદ્ધેય થતાં નથી. એમની વાણીમાં રણકતી નિષ્ઠાથી તે વધારે પ્રતીતિકર લાગે છે. તો વાણીના ઉપાદાન વડે વ્યક્તિએ કરેલી આનન્દનિષ્પાદક વિવેચન-સરજતને લલિત સાહિત્યનું ગૌરવ ઘટે એમ કહેવામાં

બાધ નથી. વિવેચન પણ વ્યક્તિત્વના આવિષ્કારનો ઉચિત માર્ગ થઈ શકે છે.

વિવેચક માટે **પ્રમાણમ્ અન્તઃકરણપ્રવૃત્તયઃ** એ આદર્શ સ્થિતિ છે; એ દુઃસાધ્ય છે, પણ અશક્ય નથી. લોકશાસ્ત્રકાવ્યાદિ અવેક્ષણાત્ નિપુણતા તેણે પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ. ભિન્ન ભિન્ન પ્રજાઓના ગ્રન્થમણિઓનું પરિશીલન, તેમાંથી કાવ્યશાસ્ત્રીઓએ તારવેલા સિદ્ધાન્તોનું પર્યેષણ, શિષ્ટ ગ્રંથોના સ્વકીય વિમર્શના પ્રકારોમાં પરંપરા-પ્રાપ્ત સિદ્ધાન્તોનું શોધન, એ બધી પ્રાથમિક તૈયારી વડે અભ્યાસીએ સુરુચિ કેળવવી અને દૃઢ કરવી જોઈએ. સુરુચિ કેળવાય અને તે અન્તઃકરણનો ગુણ બને ત્યાં સુધી અભ્યાસી સહૃદય સાહિત્યવિષયક નિર્ણયો મોકૂફ રાખે અથવા શોધનયોગ્ય ગણે. સુરુચિ દૃઢ થતાં, એટલે કે વિવેચનનેત્ર ઊઘડતાં, સિદ્ધાન્તોનો સીધો વિનિયોગ કરવો રહેશે નહીં; ગ્રંથમણિઓને વારંવાર સંભારવા પડશે નહીં. વિવેચકનું અખંડ વ્યક્તિત્વ વિવેચનવિષયથી સહજ સ્ફુરી આનંદપર્યવસાયી સત્યપ્રતિપાદક ને સૌષ્ઠવયુક્ત વિવેચનોમાં પ્રગટ થશે. વિવેચકની એ ધન્યતા હશે; વિવેચનની એ ખરી પ્રતિષ્ઠા હશે.

જુલાઈ ૧૯૪૫

૨૫. પ્રા. અનન્તરાય રવિશંકર છાયા

# બે મિત્રો

[ લેખકની નોંધ : મોપાસાં ( Maupassant )[૧] એટલે આધુનિક યુરોપે અર્પેલો સર્વોત્તમ નવલિકાકાર. આ કલાકારની નવલિકાઓ એટલે વાસ્તવના ઘેરા રંગે રંગાયેલી અનુપમ કલાકૃતિઓ. તેવી એક કલાકૃતિનું ("Les Deux amis", (લે દઝામી) મૂળ ફ્રેંચમાંથી ભાષાન્તર કરવાનો આ નમ્ર પ્રયાસ છે. ]

પૅરિસને ઘેરી લેવામાં આવ્યું હતું. પૅરિસ ભૂખે રીબાતું હતું, પૅરિસનો દેહ રુંધાઈ ગયો હતો. કોઈ કોઈ ચકલીઓ જ મકાનના છાપરા ઉપર આમતેમ ઊડતી દેખા દેતી હતી; અને ગટરોમાં ઉંદરડા ઓછા થતા

૧. એના જીવન, સાહિત્યપ્રવૃત્તિ તથા કૃતિઓ વિશેનો લેખ ત્રૈમાસિક 'કૌમુદી'ના કાર્તિક ૧૯૮૪ના અંકમાં જિજ્ઞાસુઓ વાંચી શકશે. —સં. માનસી.

૨

કોળો તો ભાગ્યે જ નજરે પડતા હતા. લોકો જે કાંઇ હાથમાં આવતું'તું, તેને ભૂખના માર્યાં હજમ કરી જતા હતા.

જાન્યુઆરીના એક નિર્મળ પ્રભાતે, બીચીઝનાં ખીસાંમાં હાથ નાંખી, નયણે કોઠે, અને ઉદાસીન ચિત્તે, મોરિસો શહેર બહારના સરિયામ રસ્તા ઉપર ટહેલતા ટહેલતા ફરવા જતા હતા. તેઓ ઘડિયાળી હતા અને અવારનવાર ટહેલટપ્પાં મારવાના પણ રસિયા હતા. તે સમયે આઘેથી આવતી એક વ્યક્તિને પોતાના મિત્ર તરીકે ઓળખી કાઢતાં જ, તેઓ એકાએક અટકી ગયા. આવનાર વ્યક્તિ, જેમની સાથે નદીકિનારે ઓળખાણ થયેલી, તે મોં. સોવાઝ હતા.

ફ્રાંકો-જર્મન [1]વિગ્રહ પહેલાં, દરેક રવિવારે સવારના પહોરમાં ખભા ઉપર ટિનની પેટી નાંખી, હાથમાં નેતરની સોટી લઇને મોરિસો ઘરની બહાર નીકળી જતા. આર્ગોતઇલ ( Argantenil ) ની આગગાડીમાં બેસીને કોલોંબ ( Colombes ) સ્ટેશને તેઓ ઊતરી પડતા અને ત્યાંથી પગપાળા સીધા માર્રાંત ટાપુમાં (Isle Marante) પહોંચી જતા. પોતાની આ સ્વપ્નભૂમિમાં આવી પહોંચતાની સાથે જ, એકદમ માછલીઓ પકડવી તેઓ શરૂ કરી દેતા હતા અને રાત પડતાં સુધી એ પ્રવૃત્તિ ચાલુ રાખતા.

દરેક રવિવારે, માર્રાંત ટાપુમાં, એક રાશકો અને આનંદી બેઠી દડીની વ્યક્તિ સાથે મોરિસોનો ભેટો થતો હતો. આ વ્યક્તિનું નામ મોં. સોવાઝ હતું અને તેઓ નોત્ર-દામ-દ-લોરેન ( Notre Dame de Lorette ) ના રસ્તે રહેતા, કાપડના વેપારી હતા. વિશેષમાં, મોરિસોની પેઠે, તેઓ પણ માછલીઓ પકડવાની ધૂન પાછળ ગાંડા હતા. પાણીમાં બિછાવેલી જાળ હાથમાં પકડી રાખીને, અને પોતાના પગને પાણીમાં હિલોળા લેવરાવતા લેવરાવતા તેઓ બન્ને કેટલીયે વાર એકબીજાની પડખે બેસી અર્ધો દિવસ પસાર કરી નાખતા; અને સમય જતાં, આ ધૂનને લઇને, એકબીજા વચ્ચે મિત્રતાની ગાંઠ બંધાઇ ગઇ.

કેટલીએક વાર, તેમના કાર્યમાં તેમણે સાધેલી એકાગ્રતાને લઇને

---

૧. સને ૧૮૭૦નો.

અખંડ મૌનમાં જ તેઓ આખો દિવસ પસાર કરી નાંખતા તો કોઈ કોઈ વાર, ઘડી બે ઘડી વાર્તાલાપ પણ કરતા; પરંતુ બન્નેની ધૂનમાં તેમ જ લાગણી-સંચારમાં રહેલા સામ્યને લઈને, બન્ને એકબીજાની પ્રકૃતિને સારી પેઠે સમજતા થઈ ગયા હતા.

વસંતઋતુના કોઈ રમ્ય પ્રભાતે, લગભગ દસના સુમારે, જ્યારે ઊગતા રવિનાં કિરણો નદીના ધીરા પ્રવાહ ઉપર નાની ધૂમસ-વાદળીને તરતી મૂકી દેતાં અને બન્ને મિત્રોને નૂતન ઋતુની આલ્હાદક ઉષ્માનો દેહ-સંચાર કરાવતાં ત્યારે મોરિસો કોઈ કોઈ વાર પોતાના મિત્રને કહી ઊઠતો, "અહા, કેવી આલ્હાદક મધુરતા!" અને તુરત જ સોવાઝ તેનો જવાબ વાળતો કે "ખરે જ! આજના કરતાં વિશેષ મધુર દિવસ કદી જોયો છે?" શબ્દોની આટલી જ આપલે પરસ્પરનાં માનસને સમજવા તથા મિત્રતાને ગાઢી બનાવવા માટે બસ હતી.

વર્ષાઋતુમાં, લગભગ સંધ્યાકાળે, જ્યારે અસ્ત પામતા સૂર્યનાં કિરણોથી રંગાયેલું રક્તવર્ણી આકાશ નિર્મળાં પાણીમાં રાતી વાદળીઓના પ્રતિબિંબો ફેંકતું, સારી યે સરિતાને રક્તવર્ણી બનાવી દેતું, ક્ષિતિજને અગ્નિજ્વાળાઓમાં ઘેરી લેતું, બન્ને મિત્રોના વદનને આછી રતાશથી અંકિત કરતું અને બેસતા શિયાળાની ચીમકીભર્યા સુસવાટાથી હાલી ઊઠતાં અને લગભગ રક્તરંગી બની ગયેલાં ઝાડોને વિશેષ રક્તવર્ણી બનાવી, તેમને ઓપ આપી રહેતું ત્યારે સોવાઝ મોરિસો તરફ સ્મિતભરી દૃષ્ટિ ફેંકતો, "અહા, કેવું ભવ્ય દૃશ્ય!" અને તરતી જાળ ઉપરથી દૃષ્ટિ ફેરવ્યા વિના જ આનંદમાં ડૂબેલો મોરિસો ઉત્તર વાળતો: "બૂલેવર્ડ કરતાં તો ઘણું જ વિશેષ જ રમણીય સ્થળ, કેમ ખરું ને!"

જેવા તેઓએ એકબીજાને જોયા કે તુરત જ તદ્દન પલટાયલા સંજોગોમાં એકમેકનું મિલન થતું હોવાથી, અત્યંત લાગણીવશ થઈને, એકબીજાનું આવેશમય હસ્ત-ધૂનન કર્યું. નિઃશ્વાસ નાંખતાં, મોરિસો ગણગણી ઉઠ્યો, "અહા, કેટલી રમણીય આલ્હાદકતા અહીં પ્રસરી રહેલ છે!" અને સોવાઝે અત્યંત ઉદાસીન ભાવે, વ્યાકુળતાભર્યો જવાબ

વાળ્યો, " અને આની હવા! વર્ષનો પ્રથમ સુંદર દિવસ આજે જ ઊગ્યો છે?"

અને ખરે જ આકાશ તે દિવસ તદ્દન ભૂરું અને તેજોમય પ્રકાશથી ભરપૂર હતું.

એકબીજાની પડખે પડખે સ્વપ્નસ્થ અને ઉદાસીન ચિત્તે તેઓ ચાલવા લાગ્યા. મોરિસોએ વાતચીત આગળ ચલાવી: " અને માર્રાંત ટાપુમાં આપણી મચ્છીપકડ! અહા! કેટલા આનંદ અને માધુર્યભરેલા તે દિવસો હતા!"

સોવાજે પૂછ્યું " અને હવે પાછો તે શોખ ક્યારે પુરો પાડીશું?"

એક નાના કૉફી-ગૃહમાં તેઓ ગયા અને બન્નેએ, મરમાવો આપનો આસવ ( Absinth ) પીધો. ફરી પાછા પગથી ઉપર તેઓ ચાલના લાગ્યા.

એકાએક ગોરિસો ઊભો રહ્યો. "ચાલોને, ફરી કાંઇક પીણું પીએ! તમારો શું વિચાર છે?" .સોવાજે સંમતિસૂચક જવાબ વાળ્યો, "જેવી તમારી મરજી. મારી કાંઇ ના નથી." અને બીજા આસવાલયમાં તેઓ પેઠા.

બહાર આવતાં તેઓને ઘણી જ સુસ્તી લાગતી હતી અને ઉપવાસીઓ ભૂખ્યા પેટે ખૂબ દારૂ ઢીંચતાં જેવી અસ્વસ્થતા અનુભવે તેવી અસ્વસ્થતા તેઓ અનુભવતા હતા. વાતાવરણ ઘણું જ આહ્લાદક હતું. મધુર લહરીઓ મંદ મંદ વાતી તેમના કપોલોને સ્પર્શતી હતી.

ઉષ્માભરી લહરીઓના સ્પર્શે સોવાઝને પીણાનો નશો ચઢાવ્યો, અને પીણાના કેફની અસર થતાં, ઊભા રહી, તેણે પૂછ્યું, " આજે જ આપણે ત્યાં જઇએ તો શું!"

" પણ ક્યાં?"

" અલબત્ત, માછલીઓ પકડવા!"

" પણ કયે ઠેકાણે?"

" કેમ, આપણા માર્રાંત ટાપુમાં! કોલોંબની પાસે જ ફ્રેંચ થાણુંમો

આવેલાં છે. કર્નલ ડયુમુલેંને હું ઓળખું છું. આપણને ટાપુમાં જવાની રજા પણી સરળતાથી મળી રહેશે."

આ સૂચનની સાથે જ મોરિસોના મોંમાં પાણી છૂટયું "કબૂલ છે હું સપાટામાં આવી પહોંચું છું." અને પોતપોતાનો સામાન લેવા બન્ને જણા છૂટા પડયા.

કલાકેક પછીથી, તે ધોરી રસ્તા ઉપર તેઓ બન્ને સાથે સાથે ચાલતા જતા હતા. થોડીક વાર પછીથી, કર્નલ ડયુમુલેંના "વિલા" પાસે તેઓ આવી પહોંચ્યા. તેમની માગણી સાંભળી, કર્નલે સ્મિત કર્યું અને તેમના તરંગો સંતોષવા હા પાડી. તુરત જ લેખિત પરવાનો લઇને, તેઓએ પોતાનો માર્ગ લીધો.

ત્વરિત ગતિએ, તેઓ ફ્રેંચ થાણાંઓ ઓળંગીને આમળ નીકળી ગયા અને નિર્જન બનેલા કોલોંબને પણ વટાવી, સેઇન નદી તરફ ઊતરતાં દ્રાક્ષનાં નાનાં નાનાં ખેતરોની ધડોધડ તેઓ આવી લાગ્યા. અગિયારેક વાગ્યાનો સુમાર હતો. આમળ દેખાતા આર્માતિયલના ગામડાંમાં નિર્જન શાંતિ પથરાયેલી હતી. ઓર્ગેમોં (Orgemont) અને સાનવા (Sannois)ના ડુંગરાઓ સારાયે વિસ્તાર ઉપર પોતાનું પ્રભુત્વ જમાવી રહ્યા હતા. સૂકાં ચેરિવૃક્ષો અને ભૂખરાળ જમીનથી ભરપૂર નાન્તેર સુધી જતું વિશાળ મેદાન વેરાન, તદ્દન વેરાન અને શૂન્ય દીસતું હતું.

આંગળી ચીંધીને સામે દેખાતી ડુંગર-ટોચો બતાવી સોવાજે ધીમેથી કહ્યું, "પ્રશિયનો ત્યાં વસે છે!" અને બીજી જ ક્ષણે, સારા યે પ્રદેશની નિર્જનતાને લઇને બન્ને મિત્રોએ આખા દેહને જડવત્ બનાવતી થરથરાટી અનુભવી.

પ્રશિયનો! તેઓએ તેમને કદી જોયેલા તો નહોતા! પરંતુ અદૃશ્ય રહીને, પોતાની સત્તા સર્વત્ર પ્રચારતા, સારાયે ફ્રાંસમાં તે સમયે લૂંટ ચલાવતા, કતલો કરતા, રીબાવતા લોહી રેલવતા, પેરિસની આસપાસ કાળો કેર ગુજારી રહેલા એ પ્રશિયનો આજે મહિનાઓથી પોતાની સમીપ જ વસેલા છે એમ તેમને લાગ્યા કરતું હતું. અને તેથી જ આ અપરિ-

ચિત અને વિજયી પ્રશિયનો પ્રત્યે તિરસ્કારની અને એક જાતની કલ્પિત ભયગ્રસ્ત કંપનની મિશ્રિત લાગણીઓ તેઓએ અનુભવી.

મોરિસો થોથવાતો ગણગણ્યો, "કદાચ આપણે તેમની સાથે ભેરા થઈ ગયો તો?"

"તો! તો આપણે તેમને આપણી પકડેલી માછલ તળીને ખાવા આપી દઈશું!" ગમે તેવા નિકટ સમયે પણ દેખા દેતી પેરિસિયન વિનોદવૃત્તિથી સોવાઝે જવાબ વાળ્યો.

છતાંએ તે નિર્જન પ્રદેશમાં આગળ વધવાનું જોખમ ખેડતાં પહેલાં તેઓએ આનાકાની અનુભવી. સારા યે વિસ્તારમાં પ્રસરી રહેલી નીરવ શાન્તિ તેમને ઘણી જ ભયભરત લાગતી હતી.

છેવટે સોવાઝે પોતાનો નિર્ણય ઉચ્ચાર્યો, "ચાલો, આગળ ધપો, પણ સાવચેતીથી" અને પછી, લગભગ બેવડા વળી જઈને લપાતા લપાતા ઝાડીઓમાં સંતાતા, ભયભરી આંખોએ અને સરવા કાને, તેઓ ધીમે ધીમે દ્રાક્ષનાં ખેતરોમાં ઊતરવા લાગ્યા.

નદીકિનારે પહોંચવા માટે ખુલ્લી જમીનનો ટુકડો એક નાનો પટ ઓળંગવાનો બાકી હતો. તેઓ દોડવા લાગ્યા; અને કિનારા ઉપર પહોંચી ગયા કે તુરત જ સુકાં બરૂઓમાં લપાઈને બેસી ગયા.

આજુબાજુના વિસ્તારમાં કોઈનો પગરવ તો નથી સંભળાતો ને તેની ખાતરી કરવા મોરિસોએ પોતાનો કાન જમીન ઉપર ધરી જોયો. પરંતુ કાંઈ જ સંભળાયું નહિ. તેઓ સાવ એકલા જ હતા. સારા યે નિર્જન એ વિસ્તારમાં તેઓ તદ્દન એકલા જ હતા.

પાકી ખાતરી કરી, હિંમત ધરી, બંને જણે માછલીઓ પકડવી શરૂ કરી.

તેમની આગળ આવેલો અને નિર્જન બનેલો માર્રાંત ટાપુ તે સામા કિનારાથી તેમને ઢાંકી રહ્યો હતો. રેસ્ટોરાંનું નાનું મકાન બંધ હતું અને જાણે કે વર્ષોથી નિર્જન દશામાં પડ્યું હોય તેમ લાગતું હતું!

માછલીનો પહેલો ધાણ સોવાઝે બહાર ઊંચકી કાઢ્યો; મોરિસોએ

બીજે વાજુ કિનારા ઉપર પાથરી દીધો; અને પળે પળે, જાળનાં તાંતણાઓને છેડે તરફડતી • નાની નાની, રૂપેરી ચળકાટ વેરતી માછલીઓથી વીંટળાયેલી જાળ તેઓ કિનારા ઉપર ઠાલવતા જતા હતા. ખરે જ, કોઇ અનેરી અને રસમય પ્રવૃત્તિમાં તેઓ બન્ને ગરકાવ થઇ ગયા હતા.

પાણી નીતરતી અને અતિ બારીક ગૂંથણભરેલી, પોતાની પાસે પડેલી, જાળની ખખોસમાં અતિશય હળવે હાથે માછલીઓને તેઓ મૂકી દેતા હતા. અને કો અગમ્ય આનંદની ઊર્મિઓ તેમના હૃદયમાં ઊભરાતી હતી. ઘણા લાંબા સમયથી, આપણને અતિપ્રિય એવા શોખનો ઉપભોગ આપણને ન કરવા દેવામાં આવતો હોય, અને એકાએક તે શોખ માણવાનો અણધાર્યો પ્રસંગ આવી મળતાં જે અનેરો આનંદ-રસ આપણે અનુભવીએ છીએ તેવો આનંદ-રસ-આ બંને મિત્રોએ તે સમયે અનુભવ્યો.

ચોપાસ તેજોમય પ્રકાશ પ્રસારી રહેલો સૂર્ય, તેની મધુર ઉષ્મા તેમના શરીર ઉપર પાથરતો હતો. કોઇ પણ પ્રકારનો અવાજ તેમના કાન ઉપર અથડાતો બંધ થયો હતો. કોઈ પણ વિચાર તેમના મનમાં હવે ઘોળાતો નહોતો. આજુબાજુની દુનિયાનું ભાન તેઓ ભૂલી ગયા હતા. બંને જણ પોતપોતાની માછલી ઉપર માછલી પકડયે જવાની ધૂનમાં એકતાન થઇ ગયા હતા.

પરંતુ એકાએક જમીનના ઊંડાણમાંથી આવતો કોઈ ઊંડો ધ્વનિ ધરા ધણધણી ઊઠી. અને તુરત જ બંદુકોના ધડાકાથી વાતાવરણ ગાજવા લાગ્યું.

મોરિસોએ પાછળ જોયું અને કિનારાની ઉપર, ડાબી બાજુએ, દૂર દૂર, દારૂગોળાની રાખમાંથી ઊઠતો, સફેદ કલગી સમો, ધૂમ્રગોટ ધારણ કરેલા માઉંટ વેલેરિયનનો ભવ્ય ઓછાયો તેની નજરે પડયો.

બીજી જ ક્ષણે, એ ઊંચા-શિખર ઉપરથી, ધૂમાડાનો ઊડતો બીજો ગોટો તેણે જોયો; થોડી વધુ ક્ષણો અને એક પછી એક નવા ધડાકાઓથી સારો યે વિસ્તાર ધણધણી ઊઠ્યો.

અને પછી તો ધડાકાઓની પરંપરા ચાલુ જ રહી. વળી ઘડી ઘડી, વાતાવરણની નિર્જનતાને ભેદતો, ગગનભેદી ગર્જના કરતો,

અને ધીમે ધીમે શાંત આકાશમાં ઊંચે ચઢી, વાદળાંઓ ભૂંસાવતો પોતાના દૂધાળા ધૂમ્ર-ગોટો ફરકાવતો, માઉંટ વેસેરીયન ઊભો હતો.

સોવાઝે ડોકું હલાવતાં કહ્યું, "જોયું! પાછી તેઓએ પોતાની રમત શરૂ કરી દીધી!"

મોરિસો કે જે પોતાની જાળને પાણીમાં સમ થતી જોવામાં એકતાન બની ગયો હતો, તે એકાએક, આવી રીતે વિગ્રહ જગવી રહેલા પાગલો તરફ શાંતિપ્રેમી માનવીઓના રોષ દાખવતો બોલી ઊઠ્યો, "એકબીજાની હત્યા! અહા, કેવી બેવકૂફી!"

સોવાઝે જવાબ વાળ્યો, "પશુઓ કરતાં પણ વિશેષ ઘાતકી!"

અને હમણાં જ મોટી માછલી જેણે પકડેલી તે મોરિસો સત્ય વચન ઉચ્ચારતો બોલ્યો, "ખરે જ એમ કહી શકાય કે રાજાશાહી જ્યાં સુધી પોતાનું અસ્તિત્વ ટકાવી રાખશે ત્યાં સુધી આ પ્રમાણે જ ચાલ્યા કરવાનું."

સોવાઝ વચ્ચે જ બોલી ઊઠ્યો," પ્રજાસંઘનો અમલ હોત તો આ વિગ્રહ થયો જ ન હોત!"

મોરિસો તેને બોલતો અટકાવી, ભભડી ઊઠ્યો, "એમ જ કહોને કે રાજાશાહી બહિર્વિગ્રહ જગાવે છે અને પ્રજાશાસન આંતરવિગ્રહને જગાવે છે."

*અને ધીમે ધીમે, નમ્ર અને એકબીજા પ્રત્યે સમભાવી વ્યક્તિ-*ઓમાં હોય તેવા સબળ બુદ્ધિવાદથી, મહાન રાજદ્વારી પ્રશ્નો હાથમાં ધરી, તેઓ ચર્ચવા લાગ્યા; અને માનવી કદી પણ સાચી સ્વતંત્રતા ભોગવવાનો જ નથી તેવા મંતવ્યમાં બન્ને જણા એકમત થયા. બીજી બાજુથી, ફ્રેંચ ઇમારતો ને મકાનોને તોપોથી જમીનદોસ્ત કરતો, અનેક જિંદગી બરબાદ બનાવતો, માનવ-જીવોને કચરી નાંખતો, સ્વપ્નોને ખંડિત કરતો, અ.શાભર્યા આનંદકોડોને વેરણછેરણ કરતો, સેવેલી અનેક આશાઓને ભસ્મીભૂત કરતો, અને આઘે દેખાતા બીજા દેશોની પત્નીઓ, કુમારિકાઓ અને માતાઓના હૃદયમાં અનંત યાતનાઓ અને દુઃખોનો સંચાર કરતો, માઉંટ વેસેરિયન ધણધણ્યે જતો હતો.

"એનું નામ જ આપણું માનવ-જીવન" સોવાઝે એક સત્ય ઉચ્ચાર્યું.

"ના, એમજ કહોને કે એનું નામ જ આપણું માનવ-મોત." સ્મિત વેરતાં વેરતાં, મોરિસ્સોએ જવાબ વાળ્યો.

પરંતુ પોતાની પાછળ કોઇનો પગરવ થયો હોવાનો સનકારો આવતાં તેઓ ભયના માર્યા ચમકી ઊઠયા, પાછું વાળી જોતાં, તેમણે શું જોયું? ચાર માણસો બરાબર તેમની પીઠ પાછળ જ ઊભેલા;—અમીરોના નોકરોના પોષાકથી વિભૂષિત, ચિપટી ટોપીઓ પહેરેલા, તેમની સામે રીવોલ્વરો ધરીને ઊભેલા, ઊંચા દેહધારી, દાઢીવાળા અને સશસ્ત્ર ચાર પુરુષો તેમણે જોયા.

તે જ ક્ષણે, તેમના હાથમાંથી જાળો આપોઆપ સરી પડી અને જળ-પ્રવાહમાં ડૂબવા લાગી. થોડીએક ક્ષણમાં તો, તેમને જકડી, બાંધી, ઊંચકી, હોડીમાં નાંખી, મારાંત ટાપુમાં લઇ જવામાં આવ્યા.

અને જે ઘરને તેઓએ તરછોડાયેલું અને નિર્જન માનેલું તે ઘરની પાછળ વીસેક જર્મન સિપાઇઓને તેમણે આમતેમ ફરતા જોયા.

ખુરશીમાં પણ ઘોડે બેઠો હોય તેમ બેઠેલા, પોર્સલેનની મોટી ચલમ ફૂંકતાં ધૂમગોટા કાઢયે જતા, મોટા કેશાળા, રાક્ષસસમા એક માનવે તેમને અચ્છા ફ્રેંચમાં પૂછયું, "કેમ મહેરબાનો, અચ્છી તરેહસે માછલીઓ પકડીને?"

પછી, માછલી ભરેલી તેઓની જાળ લઇ આવવાની જેણે ખાસ ચીવટ રાખેલી તે સિપાઇએ પોતાના લશ્કરી અમલદારની પાસે લાવી તે જાળ મૂકી. સ્મિત વેરતો વેરતો તે અમલદાર બોલ્યો, "ઓહો, બહુ સારો ફાલ ઊતર્યો લાગે છે! ઠીક, ઠીક. સારું!......હા, પણ મારે તો તમને બીજી જ વાત કરવાની છે. મૂંઝાતા નહિ. જે કહું તે પહેલા તો સાંભળી લ્યો."

"મારા ધારવા પ્રમાણે, તમે સોતો મારી હિલચાલની ભાળ કાઢવા મોકલેલા બે જાસૂસો છો. તેથી મેં તમને ગિરફતાર કર્યા છે અને હું તમને ગોળીથી ઠાર કરીશ. તમારા આશયોનો સીફતભર્યો ઢાંકપિછોડો કરવા માટે કરીને જ તમે માછલી પકડવામાં એકતાન થઇ ગયાનો ડોળ કરતા હતા! પરંતુ હવે તો તમે મારા હાથમાં આવી ભરાયા છો! તમારાં એટલાં દુર્ભાગ્ય! જાણો છો ને કે હમણાં નિમક આવે છે?"

૩

"પરંતુ તમે લોકો ફ્રેંચ વાઘુઓ વટાવીને અહીં આવેલા હોવાથી તમારી પાસે લેખિત પરવાનો જરૂર હોવો જ જોઇએ. મને તે પરવાનો આપી દો અને હું તમારી ઉપર રહેમ દાખવીશ!"

બન્ને મિત્રો શિકારિયા ચહેરે એક બીજાની પડખે એક પણ શબ્દ બોલ્યા વિના શાંત ઊભા રહ્યા. ભયના માર્યા આછી ધ્રુજારી તેમના હાથોમાં થતી હતી.

લશ્કરી વડાએ આગળ ચલાવ્યું: "પરવાનો મને આપી દીધાની હકીકત કોઇને પણ કાને પડશે નહિ. વળી, તમે તમારે ઘેર સુખેથી પાછા જઈ શકશો; અને આ ભેદ પણ તમારી સાથે જ અદશ્ય થશે, પરંતુ જો તમે મારી માગણીને નકારશો તો આ ઘડીએ જ તમારું મોત છે તે નિશ્ચિત માનજો! માટે ચાલો જલદી નિર્ણય કરો!"

જરા પણ હોઠ ફફડાવ્યા સિવાય બન્ને મિત્રો મૂંગા મૂંગા જડવત્ ઊભા રહ્યા.

નદી તરફ આંગળી કરી, અહર્નિશ સ્થિતપ્રજ્ઞ જેવા રહેતા પ્રશિયને પોતાની વાણી આગળ ચલાવીઃ "પાંચ મિનિટમાં તો આ નદીને તળિયે જઈ બેસશો. પાંચ જ મિનિટમાં, સમજ્યા! જરા વિચાર તો કરી જુઓ! તમારે સગા સ્નેહીઓ તો હશે જ!"

માઉંટ વેલેરિયનનું ગગનભેદી ગર્જન હજી ચાલુ જ હતું.

બન્ને મિત્રો અખંડ મૌન જાળવતા ઊભા રહ્યા.

જર્મન અમલદારે પોતાની ભાષામાં કેટલાક હુકમો આપ્યા પછી, બંદીવાનોની બહુ નજીક ન રહેવા અર્થે કરીને, તેણે પોતાની ખુરશી જરા દૂર ખસેડી લીધી અને બન્ને મિત્રોથી વીસ કદમ દૂર, બાર સિપાઇઓ રાઇફલ તાકીને ઊભા રહ્યા.

લશ્કરી વડાએ ફરી એક વાર તેમને કહ્યું: "જવાબ દેવા માટે એક મિનિટ હજી તમને હું આપું છું. પરંતુ એક જ મિનિટ. એક ક્ષણ પણ વધારે નહિ!"

પછી એકાએક ઊઠીને તે બન્ને મિત્રો પાસે જઇ, મોરિસોને બાવડેથી ઝાલી, દૂર ખેંચી જઈ, ધીમેથી તેના કાનમાં કહ્યું, "ચાલ જલદી કર!

આપી દે તારો પરવાનો ! તારો મિત્ર કંઇ પણ જાણશે નહિ. તારી પ્રત્યે દયાભાવ પ્રગટી આવ્યાનો હું ડોળ કરીશ."

મોરિસોએ કંઇ પણ જવાબ દીધો નહિ. પ્રશિયન અફસરે તે પછી સોવાઝને તે પ્રમાણે લઇ જઇ તે જ રીતે તેને પણ કહ્યું. પરંતુ સોવાઝે પણ કાંઇ જ જવાબ ન વાળ્યો.

બન્ને મિત્રોએ એક બીજાને એકમેકની પડખોપડખ ઊભેલા જોયા.

અને લશ્કરી અમલદારે આખરી હુકમ છોડવાની તૈયારી કરી. સિપાઇઓએ રાઇફલો બરાબર તાકવા માટે ઊંચી કરી.

તે જ ક્ષણે ઘાસ ઉપર પડેલી માછલીઓથી ભરેલી જાળ ઉપર મોરિસોની અણધારી દૃષ્ટિ એકાએક પડી.

તરફડતી માછલીઓનો એ ઢગ, રવિકિરણોના તેજથી ચળકાટ મારતો હતો. એકાએક મોરિસોને પોતાની આંખે અંધારાં આવતાં લાગ્યાં. આંસુ રોકવાના ભગીરથ પ્રયાસો છતાંએ, તેની આંખોમાં આંસુ ઊભરાઇ આવ્યાં.

તે બબડ્યો, "મારાં આખરી વંદન, સોવાઝ!"

સોવાઝે જવાબ વાળ્યો, "મારાં પણ તને આખરી વંદન, મોરિસો!"

અતિશય લાગણીથી થરથરતા દેહે તેઓએ આખરી હસ્તધૂનન કર્યું.

પ્રશિયન અમલદારે હુકમ છોડ્યો, "ફાર કરો!"

અને બારે નેમો એક નેમમાં એકત્રિત થઇ.

સોવાઝ ઢગલો થઇને જમીન ઉપર ઢળી પડ્યો. વધારે ઊંચો મોરિસો ચકરાવો લઇને ડગમગ્યો અને પોતાના મિત્રની જ ઉપર ચત્તોપાટ ઊથલી પડ્યો અને તે જ ક્ષણે, તેની છાતી પાસેથી ચીરાયેલ કોટમાંથી લોહીની નીક દડદડ વહેવા લાગી.

પ્રશિયન અમલદારે કેટલાક નવા હુકમો આપ્યા. સિપાઇઓ તુરત જ વિખરાઇ ગયા. થોડી જ વારમાં દોરડાં અને પથ્થરો લઇને તેઓ પાછા આવી પહોંચ્યા. બન્ને મૃતદેહને પથ્થરો અને દોરડાંઓથી બાંધી, કિનારા ઉપર તેઓ લઇ ગયા! ... ...

પર્વતાકારી ધૂમ્રગોટથી વિભૂષિત થયેલા માઉંટ વૅલેરિયને પોતાનો ઘોર તાંડવ-નાદ સતત ચાલુ જ રાખ્યો હતો.

બે સિપાઇઓએ મોરિસોને માથેથી અને પગેથી પકડ્યો. બે બીજાઓએ સોવાઝને તે જ રીતે ઊંચક્યો. એક ક્ષણ મહાપરાણે સમતોલ રાખવામાં આવેલા એ મૃતદેહોને દૂર દૂર જોરથી ફંગોળી દેવામાં આવ્યા. મૃતદેહોએ અદ્ધર એક ઊંચકો લીધો અને પછી સીધા ધબ દઇને પાણીમાં જઇ પડ્યા. પથ્થરોનું વજન હોવાથી પગવાળો ભાગ પ્રથમ પડ્યો.

પાણી ખળભળી ઊઠ્યું, હિલોળા લેવા લાગ્યું, તુરત જ પાણીની સપાટી ઉપર પરપોટા ઊપસી આવ્યા, એમાં ઘૂમરી વળવા લાગી અને વળી પાછું થોડી જ વારમાં તે સ્થિર થઇ ગયું. તેજ ક્ષણે નાનાં નાનાં મોજાંઓ ત્યાંથી કિનારા તરફ ધસી આવી અથડાવા લાગ્યાં.

થોડુંએક લોહી પાણીની સપાટી ઉપર તરવા લાગ્યું.

અહર્નિશ કડક મુખમુદ્રા રાખી શકતો પ્રશિયન અમલદાર તે જ ક્ષણે ગણગણ્યો, "ચાલો, હવે માછલીઓનો વારો !"

પછીથી તે ઘર તરફ પાછો વળ્યો અને એકાએક તેની નજર ઘાસમાં પડેલી માછલીઓથી ભરેલી જાળ ઉપર પડી. હાથમાં ઊંચકી, જાળને બારીકાઇથી તેણે નિરખી અને સ્મિત વેરતાં કહ્યું, "અરે વિલહેલ્મ !"

ધોળો ઝભ્ભો પહેરેલો એક સિપાઇ તુરત જ ત્યાં દોડી આવ્યો. ઠાર મરાએલા બે મિત્રોની જાળ તેના તરફ ફેંકતાં તેણે ફરમાવ્યું, "આ નાજુક પ્રાણીઓ હજી જીવે છે ત્યાં જ જીવતાં તળાવીને મારે માટે સત્વર લઇ આવ. બહુ સ્વાદિષ્ટ ખાણું થઇ પડશે !"

અને ફરી પાછું તેણે પોતાનું ધૂમ્રપાન શરૂ કરી દીધું.

તા. ૨૩-૩-૪૦

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# મુંબાઇ અને ભરૂચ

[ 'હંસમાળો'નો આ લેખાંક ૩-જો ગણાશે; અનુસન્ધાન, ડિસેંબર ૧૯૪૪ના અંકના પૃ. ૪૦૮માંથી. ગયે ઉનાળે ભાવનગરમાં માર્ચ ૧૯૪૫-ના.જો હપતો તૈયાર કર્યો ત્યારે આ હપતો સુરત રહી ગએલો, તે હવે છાપવા મોકલી શકાય છે, ઓક્ટો. '૪૫માં.-સં. માનસી ]

મુંબઇમાં આર્ટસની પહેલી પરીક્ષા, જેને તે વખતે P. E. (Privious Examination) કહેતા તે આપવા હું આવ્યો ત્યારે મારા પિતાશ્રીએ મને ત્રણ કુટુંબો પર ભલામણપત્રો આપ્યા હતા. (૧) સ્વર્ગસ્થ જગીએતરામ સોલીસીટરના પિતા જીવણરામભાઈ, જેઓ પહેલાં સુરતમાં એમના હાથતળે કારકુન હતા અને પછી રેલવેની નોકરીમાં જોડાઇ ઊંચે ઓધ્ધે ચઢ્યા હતા. (૨) મૂળ અંકલેશ્વરના પણ પાછળથી મુંબઈ આવી વસેલા ગુર્જર વાણીઆ જેઓ બગુડીઆને નામે ઓળખાતા હતા, અને (૩) સુરતના એક સદ્‌ગૃહસ્થ જે રેલવેની નોકરીમાં હોઇ વાંદરે રહેતા. એ ત્રણમાંથી ચર્નીરોડને સ્ટેશને ઊતરતાં બગુડીઆ કુટુંબ પરની ચિઠ્ઠી મારા હાથમાં પહેલી આવતાં હું ત્યાં ગયો. એ બગુડીઆ કુટુંબ તે વખતે પૂર જાહોજલાલી ભોગવતું હતું. કપોળ શેઠીઆ માધવબાગ-વાળા, હરજીવનદાસ માધવદાસ, ઝવેરી શેઠીઆ, હાલની ગીરગામ પોસ્ટ ઑફિસવાળા મકાનના માલિકો તેમજ ભાટિયા અને વોહાણા જ્ઞાતિના શેઠીઆઓની હારમાં એ બગુડીઆ શેઠીઆઓ બેસતા. એમનો સ્ત્રીવર્ગ પાલખીમાં બેસી દેવદર્શને જતો. પુરુષોને જામોપીછોડી પહેરાવવા ખાસ નોકરો રહેતા. ન્યાતની વાડીઓ એમને નામે ચાલતી. એવાં એ ખાનદાની કુટુંબો હતાં. એમના ઘરનો ઠાઠમાઠ અને રહેણીની સ્થિતિ જોઈ હું અંજાઇ ગયો. પણ ઘરનાં માણસ બહુ સમજુ અને હેતાળ હોવાથી મને ઘણું ગોઠી ગયું. ઇશ્વરની અવકૃપાએ આસપાસની જમીનો સૌ વેચાઇ ગયાં. મારી સ્થાપના ઓ કુટુંબનાં બધાં માણસો ગુજરી ગયાં છે ને આજે તેમનો પરિવાર જેમ તેમ પોતાનું જીવન ગુજારે છે તે સમયની મુંબઇની સામાજિક સ્થિતિનું

ચિત્ર આપવું નિરર્થક છે. કારણ તો સૌના જાણવામાં છે. જ્ઞાતિના શેઠીઆઓની જે શેહ હતી, સ્ત્રીઓમાં જે મલાજો, મર્યાદા હતાં, તે ધીમે ધીમે કેમ ઘસાતાં ગયાં, અને આજની સ્થિતિ કેવી આવી ઊભી રહી તે આપણે જોઇએ છીએ, અનુભવીએ છીએ.

પ્રીવિયસ પછીની પરીક્ષાઓ આપવા માટે મુંબઈ આવતો ત્યારે ત્યાં જ રહેતો. B. A. થયા પછી પણ ઘણો વખત ત્યાં જ રહેલો. મારા કુટુંબ અને એ કુટુંબને ઘણો ગાઢ સંબંધ હતો.

B. A. ની પરીક્ષામાં પસાર થયા બાદ મારે શું કરવું તે પ્રશ્ન ઊભો થયો. મારે બારિસ્ટર થવા માટે અભ્યાસ કરવા વિલાયત જવું હતું. મારા પિતા રાજી હતા, પરંતુ મારી ઉમર તે વખતે માત્ર વીસ વરસની. B. A. સુધીના અભ્યાસ અને તેમાં વળી એક વરસમાં બે પરીક્ષાઓ માટે તૈયારી. એણે મારા શરીરના બાંધા ને તબિયત પર ઊલટી અસર કરી હતી એટલે દા. શિવનાથ કે જેમની જોડે અમારે ઘર જેવો સંબંધ હતો તેમણે અભિપ્રાય આપ્યો કે વિલાયતની સખત ઠંડી હું નહિ સહન કરી શકું અને તેથી તે વિચાર માંડી વાળવો પડ્યો. આમ હોવાથી મેં સોલીસીટરની લાઇન પકડવાનો વિચાર કર્યો, અને મારા પિતાશ્રીને લઈ સ્વ. બાઇશંકર કે જે તે વખતે કાંદાવાડીમાં જે મકાનમાં હાલ ચંદારામજી ગર્લ્સ હાઇસ્કૂલ બેસે છે ત્યાં રહેતા હતા તેમને મળવા ગયો અને તેમણે પોતાની જાણીતી, બાઇશંકર ને કાંગાની પેઢીમા અને Articled clerk તરીકે સ્વીકારવાની હા કહી. પરંતુ વળી પાછો મારા મોટાભાઇ, મોતીભાઇએ વાંધો ઉઠાવ્યો કે સોલીસીટરની પરીક્ષા પાસ કર્યા બાદ ધંધો મુંબઇ રહીને જ કરવો પડે. મુંબઇની બહાર એ ધંધાનું ક્ષેત્ર નહિ અને મુંબઈનું પાણી તબિયતને માફક ન આવે તો, મહેનત અને ખરચ બન્ને છૂટી પડે માટે તે લાઇન ન પકડતાં L. L. B. નો અભ્યાસ કરવો કે જેથી તે પરીક્ષા પાસ કર્યા બાદ ડિસ્ટ્રીક્ટમાં પણ ધંધો થઈ શકે અને મુનસફ (સબજજ)ની જગા મેળવવા માટે પણ અવકાશ રહે. આ પ્રમાણે સોલીસીટર થતાં હું હાયવેંતમાં રહી ગયો. પણ મુંબઇનો વસવાટ નિર્માણ થએલો હોવાથી વકીલ તરીકે હાઇકોર્ટની અપીલ સાઇડ પર પ્રેક્ટીસ શરૂ કરવાની પ્રેરણા

થતાં ત્યાં જ રહી ગયો. જો કે એ પરીક્ષા પાસ કર્યા બાદ પણ મુંબઇ છોડવાનો આગ્રહ તો મારા મોટાભાઇએ કરેલો. એમણે મારી કારકિર્દી દોરવવામાં ઘણો રસ લીધેલો. એમની બીજી આશા મને ન્યાયખાતામાં ઓફિસર તરીકે જોવાની હતી, કારણ એમના સહાધ્યાયી અને મારા પિતરાઇ નવનીતલાલ ગોવિંદલાલ ઝવેરી જેઓ રાજકોટ રાજકુમાર કોલેજમાં શિક્ષક હતા, તેઓ મુનસફ થએલા અને તે વખતે એ ઓધ્ધો ઉચ્ચ ગણાતો. ઇશ્વરકૃપાથી એમના જીવતાં જ એમની હયાતીમાં જ એમની એ આશા ફળીભૂત થઇ. એઓ ન્યાસી વરસની મોટી ઉમરે ગુજરી ગયા તે પહેલાં એમણે મને મુંબઇની સ્મોલ કોઝ કોર્ટના જજ (૧૯૦૫), ચીફ જજ (૧૯૧૮) અને છેવટ મુંબઇની હાઇકોર્ટના જજ (૧૯૨૭) તરીકે જોયો, અને મારે માટે એમણે જે જે આશાઓ બાંધેલી તે ફળીભૂત થએલી જોઇ એમના આત્માને સંતોષ થએલો. એમના ઋણમાંથી હું હજી મુક્ત થયો નથી ને થઈ શકીશ નહિ.

ભાવનગર અને મુંબઇથી અવારનવાર ભરૂચ જવાનું થતું, સને ૧૮૮૦ અને તે પૂર્વે પણ ભરૂચ જેવા પછાત શહેરમાં પણ યુવકોમાં પરસ્પર સંપ, ઉન્નતિ વગેરે માટે મંડળો અને સભાઓ સ્થાપવાનો પવન ફુંકાવા માંડ્યો હતો. મારાથી મોટા ભાઇ રા. મણિલાલે પોતાના બરાબરી આ પાંચ સાત યુવકોને ભેગા કરી જ્ઞાનોદય સભા એ નામે એક સભા સ્થાપી. એનો ઉદ્દેશ સભાઓ ભરી ભાષણો દ્વારા તથા અન્ય રીતે ભાઈચારો વધારી પરસ્પર જ્ઞાનપ્રાપ્તિ મેળવવાનો હતો. એ સભાના મેંબરો અમારી ન્યાતના ને અમારા સમાઓ જ હતા. તેમાંના એક જ્ઞાનોદય નામે છાપખાનું કાઢી એક અઠવાડિક પત્ર 'ભરૂચ વર્તમાન' નામનું ઘણાં વરસ સુધી ચલાવ્યું. જ્ઞાનોદય સભાના મુખપત્ર તરીકે 'જ્ઞાનોદય' નામનું માસિક પણ પ્રસિદ્ધ થવા માંડ્યું. તે ઘણાં વરસ ચાલી અંતે બંધ પડ્યું. કારણ તેમાં આગળ પડતો ભાગ લેનારા મારા ભાઇ ભરૂચ છોડી પરદેશ ચાલ્યા ગયા. સ્વ. બાળાશંકર કથારિયા જ્યારે ભરૂચમાં રહેતા હતા ત્યારે તેઓ પણ એ સભાને સહાયતા કરતા હતા કારણ એમના મિત્ર અનુપરામ દીનબંધુ જેમના સહવાસમાં એઓ ઘણું આવેલા તે એ સભાના મેંબર હતા અને સઘળા મેંબરોના પરમ મિત્ર હતા. મારો પહેલો લેખ

"તાણુત" વિશે "ફકીર" (નમ્ર, ગરીબ) એ ફારસી શબ્દના ઉપનામે લખ્યો હતો. એ જ્ઞાનોદય છાપખાનું હજુ ચાલે છે, વીજળીથી કામ કરે છે. ત્યારપછી બીજાં એક બે છાપખાના ત્યાં નીકળ્યાં છે, તેમ જ એક બે અઠવાડિક પણ પ્રસિદ્ધ થાય છે. "ભરૂચ વર્તમાન" અમુક કારણને લીધે થયું 'ભરૂચ સમાચાર,' જેના માલિક ને તંત્રી મૂળ નવસારીના રહીશ પારસી ગૃહસ્થ હતા. તે અને ત્યાર પછી નીકળેલું 'ભરૂચમિત્ર' નામનું અઠવાડિક હજુ ચાલે છે. પરંતુ અઠવાડિકો અને છાપખાનાંઓની બાબતમાં ભરૂચ સુરતની બરાબરી કરી શક્યું નથી. સુરતની વ્યાપારી, વ્યાવહારિક અને સાહિત્યમાં રસ લેતી પ્રવૃત્તિઓ હંમેશા આગળ પડતી રહી છે, અને હજુ આજે પણ આગેકૂચ કરી જાય છે.

સાહિત્ય સંબંધે આ પ્રવૃત્તિ હજુ માથું ઉંચકતી હતી, એટલે કે જૂની પ્રવૃત્તિઓ હસ્તીમાં હતી, નાબૂદ થઈ નહોતી, માણભટ્ટો ગાગરીઆ–ભટ્ટો વડોદરા, ડભોઇ તરફથી દર મોસમે આવતા અને બે ત્રણ મહીનાનો મુકામ રાખતા. રાત્રે નવથી બાર સુધી એ ગાગરીઆ ભટ્ટ, આંગળીમાં પહેરેલી ધાતુની વીંટી વડે માણ–ગાગર વગાડતો વગાડતો, સુંદર બાનીમાં મહાભારતના બનાવો કવિતારૂપે સંભળાવતો, જ્યાં જરૂર પડે ત્યાં પોતાના કથનને સમર્થિત કરવા, ઊછળી ઊછળીને કૂદાકડા મારતો, એની સામે રસ્તાની જમીન પર બેઠેલી મોટી મેદનીને મુગ્ધ કરી નાંખતો. કોઇ ચૂં કે ચું કરતું નહિ. દરરોજ સવારે પાડોશના મહેમાનોને ત્યાંથી કાચું સીધું લઇ આવતો ને હાથે રાંધતો. સીધું ઊંચા પ્રકારનું મળતું કારણ સાંજરે કથા શરૂ કરતાં પહેલાં પોતાને જેને ત્યાંથી સીધું મળેલું હોય તેનાં પુષ્કળ વખાણ કરવામાં આવતા, અને સીધું આપનારને સ્વાભાવિક રીતે પોતાની પ્રશંસા જાહેરમાં થાય તે સાંભળવાની લોલુપતા રહેતી. છેવટ વિદાય થતી વખત દક્ષણા પણ સારી મળતી. કોઇ રૂપિયો આપે, કોઇ બે આપે, કોઇ વધારે આપે, પણ રૂા. ૩૦૦) ૪૦૦) તો સહજ થઇ જતા. એટલે કથા કરનારને વરસ દહાડાના નિર્વાહનું સાધન મળી રહેતું. સીનેમા ને નાટકે એ પ્રથાને ઉખેડી નાંખી છે. તેમાં નુકશાન આપણી સમાજને થયું છે કારણ એ જમાનામાં આપણો નિરક્ષર વર્ગ આપણાં મહાભારત ને રામાયણ જેવાં ઉચ્ચ કાવ્યોના વિષયનાં સહજ પરિચય ને માહિતી મેળવતાં તે મેળવવાનાં સાધન જતાં રહ્યાં. તેની જગા હજુ લેવાઇ નથી.

મારા રહેવાનું મકાન પાસે કેસૂરમામાના ચકલાનું વિશાળ ચોગાન એ માણભટો પસંદ કરતા. ત્યાં રાત્રે લોકોનો અવરજવર પણ ઓછો રહેતો. શ્રી કનૈયાલાલ મુનશીનાં મકાન સામે નારણદેવના–નવા દહેરાના–ચોગાનમાં પણ માણભટો બેસતા. રાહદારી રસ્તો હતો. ભરૂચના રેલવે સ્ટેશન પર જવાનો એ ધોરી રસ્તો હોવાથી ઉતારૂઓની ઘોડાગાડીઓને એ મેદની વીંધી આગળ જતાં બહુ મુશ્કેલી પડતી. શ્રોતાઓને માર્ગ કરી આપતાં છૂટ પર આવવું, છતાં તેમની સંખ્યા તો ભરચક રહેતી.

ભરૂચની હિંદુ સમાજની તે સમયની સ્થિતિનું આ કંઈક ઝાંખું ચિત્ર છે.

નર્મદાને કિનારે રહેનારને તરતાં ન આવડે એ મોટી નામોશી ગણાતી એટલે મારે અને મારા કુટુંબીઓને નાનપણથી જ એ હુન્નર હાથ કરવો પડેલો. અઠવાડીઆમાં રજાઓને દિવસે તેમજ ઉનાળાની રજાઓને દિવસે દરરોજ હિંદુ જ્ઞાતિના–વાણીઆ, બ્રહ્મક્ષત્રિય, બ્રાહ્મણ, ભાર્ગવ પંદર ને વીસની સંખ્યામાં ભેગા થઈ, છોકરાઓની ટૂકડી થઈ, પોતપોતાને પાસે પડતે ઓવારે–ગહારની ઊંડાઈ, મહિની ઊંડાઈ, ભાગાકોટ, નવચોકી ઓવારે ન્હાવા જવા ને તરવા માટે નીકળી પડતા. સવારના નવથી બપોરના બાર સુધી ત્યાં જ રોકાતા. કિનારે બાંધેલી હોડીઓ છોડી નાંખી આગળ લઈ જઈ હોડીઓ પરથી ભૂસકા મારતા. ભરૂચ પાસે ભરતી ઓટ થાય છે, અને તેના પ્રવાહ–Currentની સામે તરતા, કોઈ અડધી રેવા તરી જતા, તો કોઈ આખી રેવા તરી સામે પાર જઈ પાછા આવતા. ચતા તરતા, ઊંધા તરતા, ડૂબકીઓ મારતા, રમતો રમતા અને એ રીતે બે ત્રણ કલાકો કાઢી નાંખતા. તુંબડાં બાંધી સીમળાને લાકડે વળગી ન.હતાં શીખતા. મોટાઓ નાનાઓને મદદ કરતા. તરતાં શીખતાં પૂરેપૂરું આવડે તે પહેલાં કેટલાએ શેર પાણી પેટમાં જતું, કારણ બિનઆવડતને લીધે પાણીની સપાટીની નીચે જઈએ એટલે પાણી પેટમાં પેસી જાય.

આજે પણ જ્યારે જ્યારે હું ભરૂચ જાઉં છું ત્યારે કુદરત અને નર્મદાને કિનારે ખેંચી જાય છે અને હું ત્યાં જ સ્નાન કરું છું ને તરું છું.

ભરૂચમાં આખો નર્મદાનો કિનારો મુસલમાનોની વસતિથી ભરેલો છે કારણ તેઓ હોડીઓ ચલાવે છે અને તેથી તેઓ નદીની પાસેનું જ

૪

રહેઠાણ પસંદ કરે છે. બીજી જમાઓએ પણ એ બંનેને કેમ પાડોશ પાડોશમાં વસે છે. અને તેમના વચ્ચે એટલો ગાઢ સંપ જળવાઈ રહ્યો છે કે તેઓ ભાઈઓ માફક વર્તે છે.

એસ્થમાં ઘણા વિદ્વાન બ્રાહ્મણો છે. ગુજરાતમાં સામવેદી બ્રાહ્મણો માગો તો ત્યાં મળે પણ કમનસીબે એ સામવેદીઓનાં કુટુંબો ક્ષીણ થઈ ગયાં છે અને હવે ભાગ્યે એક સામવેદી શોધ્યો જડે.

પ્રા. હીરાલાલ રસિકદાસ કાપડિયા

# ટિપ્પણો વિષે

સામાન્ય રીતે કોઈ પણ ગ્રન્થના કે વિશિષ્ટ લેખના બે વિભાગો પડે: એના દેહ તરીકે વર્ણવેલું લખાણ અને એ દેહને ઉદ્દેશીને યોજાયેલું પણ પ્રાયઃ દેહથી પૃથક્ સ્થાને દર્શાવેલું લખાણ. અહીં હું બીજા વિભાગને અનુલક્ષીને વિચાર કરવા માગું છું, કેમકે એને હું અહીં 'ટિપ્પણ' કહું છું.

પર્યાય—ટિપ્પણના અર્થમાં 'ટિપ્પણી' શબ્દ પણ વપરાય છે. એને માટે સંસ્કૃતમાં પણ એના એ શબ્દ છે. મરાઠીમાં એને 'ટીપ', ફારસીમાં 'હાશિયહ' અને અંગ્રેજીમાં 'નોટ (note)' કહે છે. અંગ્રેજીમાં જેને ફૂટ–નોટ (foot–note) કહે છે તેને માટે આપણે ત્યાં 'પાદ–નોંધ' એવો શબ્દ ઉપજાવાયો છે અને એ ઓછેવત્તે અંશે પ્રચલિત પણ બન્યો છે. આ અર્થમાં 'ટીપ' શબ્દ પણ વપરાય છે. વળી 'ટાંચણ' અને 'નોંધ' શબ્દો પણ વપરાય છે.

વ્યુત્પત્તિ–'પાદ–નોંધ' એ શબ્દ કેવળ એની વ્યુત્પત્તિ દ્વારા સૂચિત થતા ક્ષેત્રને જ સ્પર્શે છે એટલે કે પાનાના અંતમાં જ એને સ્થાન મળે છે એમ નહિ, પરંતુ પુસ્તકના અંતમાં પણ એને સ્થાન મળે છે. આમ આ શબ્દ વ્યાપક અર્થમાં વપરાયે છે; 'ટિપ્પણ' શબ્દ કે 'ટિપ્પણી' શબ્દ એનું સ્થાન ક્યાં હોવું જોઈએ તે સૂચવતો નથી એટલે એ પાદ–નોંધનો વ્યુત્પત્તિ–જન્ય અર્થમાં તેમ જ એના વ્યાપક અર્થમાં પણ વપરાય

છે. ટિપ્પણ અને એના સમાનો નિષ્પત્તિ વિષે તપાસ કરતાં મને સફળતા મળી નથી. મૂળે એ પ્રાકૃત શબ્દ હોય એમ મને ભાસે છે.

મૂળ—ગીર્વાણ ગિરામાં ટિપ્પણ, ટિપ્પણક અને ટિપ્પણી(ની) શબ્દ જોવાય છે.[1] પાઇયમાં પણ આ શબ્દો છે.[2] એનો મૂળ અર્થ 'સંક્ષિપ્ત સ્પષ્ટીકરણ' 'ટૂંકી નોંધ' એ છે: હસ્તલિખિત પ્રતિમાં કોઇ શબ્દ વિષે સમજણ આપવી હોય કે એ શબ્દ વિષે ટૂંકમાં વાંચનારને પોતાને નોંધ કરવી હોય અને એ પ્રતિ એ વાંચનારની પોતાની માલિકીની હોય તો એ સમજણ તેમ જ નોંધ માટે હસ્તલિખિત પ્રતિની ચાર બાજુમાંથી જે બાજુ એ શબ્દની વધારે પાસે હોય તેનો ઉપયોગ સામાન્યતઃ થવો જોઇએ અને થયો પણ છે. પાનાના અન્તમાં પાદ–નોંધ આપવાની પ્રથા મુદ્રણકળાની શોધ પછી શરૂ થઇ હોય એમ જણાય છે. આથી ટિપ્પણનું–પાદનોંધનું મૂળ ચાર બાજુમાંથી ગમે તે એક સગવડભરી બાજુમાંનું સંક્ષિપ્ત લખાણ એ છે.

વિષય—ટિપ્પણનો વિષય સ્વતંત્ર નથી, પરંતુ દેહરૂપ લખાણને મુખ્યતયા સીધી રીતે અને ક્વચિત્ આડકતરી રીતે સ્પર્શ કરતો આનુષંગિક વિષય છે. આ દ્વારા કાં તો ઉપર્યુક્ત લખાણને સ્પષ્ટ–સરળ કરાય છે; કાં તો અવતરણ આપીને કે એમ ને એમ એનું સમર્થન કરતો ઉલ્લેખ કરાય છે, કાં તો એ દ્વારા મૂળ લખાણગત વિષયને અંગે વિશેષ માહિતી અપાય છે; અથવા તો પાઠાન્તર સૂચવાય છે. બાકી ટિપ્પણ એ કંઇ શોભાનો ગાંઠિયો નથી, જો કે લખાણના સાધનરૂપ પત્રને એ કેટલીક વાર શોભાવે છે ખરું; પરંતુ એ જ હેતુથી ટિપ્પણ લખાયાં હોય કે લખાય એમ માનવાનું કારણ નથી.

કેટલીક વાર દેહરૂપ લખાણના અંગ તરીકે રજૂ કરવું જોઇતું લખાણ ટિપ્પણરૂપે જોવાય છે, પણ એ તો એ લખાણના ઘડતરમાં

---

[1] મુનિચન્દ્રસૂરિએ અનેકાન્તજયપતાકાની વૃત્તિ ઉપર વિ. સં. ૧૧૭૧માં જે વિવરણ રચ્યું છે તેની પુષ્પિકામાં તેને 'ટિપ્પણક' કહેવામાં આવ્યું છે.

[2] લક્ષ્મણગણિએ વિ. સં. ૧૧૯૯માં રચેલ સુપાસનાહચરિય(પૃ. ૩૨૪)માં 'ટિપ્પણય' શબ્દ વપરાયેલો છે.

ખામી ગણાય, જો કે સહૃદય અને જ્ઞાનપિપાસુ વાંચકે એ નીભાવી લેવું જોઈએ. વાત એમ છે કે, દરેકે દરેક બાબત ઉપર એક સરખો વિચાર કરી તેને ભાષામાં ઉતારવાનો સુયોગ સાંપડવો લગભગ અસંભવિત છે. આથી કોઈક બાબતને કટકે કટકે છણીને રજૂ કર્યા પછી કોઈ ઉપયોગી હકીકત ઉમેરવા જેવું લાગે અને એ વખતે એ લખાણના દેહમાં કાપકૂપ કર્યા વિના તેને ઓતપ્રોત કરી શકાય તેમ ન હોય ત્યારે ન છૂટકે તેને ટિપ્પણ તરીકે સ્થાન અપાય છે. આમ થવાથી મુખ્ય વિષય ગૌણ રૂપે રજુ થાય છે—અનુચિત સ્થાને રજુ થાય છે. એને બદલે જો એ હકીકત પ્રથમથી જ સૂઝી હોત તો લખાણનો દેહ ઉલટો હૃષ્ટપુષ્ટ દેખાત અને સ્થાનાંતર થવાથી ટિપ્પણરૂપ એનું ઉપાંગ સજી ગયેલું નહિ દેખાત, પરંતુ સર્વાંગસુન્દર કૃતિનું સર્જન એ દરેકના ભાગ્યમાં ક્યાંથી હોય?

**નિર્દેશ**—મૂળ લખાણથી ટિપ્પણ-પાદનોંધ ભિન્ન સ્વરૂપે તરી આવે તે માટે જાતજાતની પદ્ધતિઓ અજમાવાય છે. જેમકે (૧) કળંબ રેખા દોરીને, (૨) રેખા પાના જેટલી લાંબી ન દોરતાં થોડેક જ સુધી દોરીને, (૩) અંશતઃ કે પૂર્ણતઃ રેખા ન દોરતાં એમ ને એમ ટિપ્પણ આપીને (૪) થોડીક જગ્યા છોડીને અને (૫) અક્ષરનું કદ બદલીને.

આ તો એક રીતે નિર્દેશનો નિર્દેશ થયો. અન્ય રીતે વિચારતાં ટિપ્પણના નિર્દેશમાં ચિહ્ન કે અંક કે બંને ભાગ ભજવે છે. જે શબ્દ ઉપર ટિપ્પણ હોય તેના અંતિમ કે પ્રથમ અક્ષર ઉપર[૩] ચોકડી, ફુદડી ઇત્યાદિ વિવિધ ચિહ્નો પૈકી ગમે તે એક ચિહ્ન મૂકી એ જ ચિહ્નથી પ્રસ્તુત ટિપ્પણને અંકિત કરાય છે. કેટલીક વાર ચિહ્નને બદલે અંક જોવાય છે. આ અંક પાના દીઠ એકથી શરૂ કરાય છે, તો કેટલીક વાર એ ચાલુ અંકરૂપ પણ હોય છે. આ બેમાંથી કઈ પદ્ધતિ વધારે સારી છે એ સંબંધમાં સર્વથા એકાંતે કથન કરવું સમુચિત જણાતું નથી. સામાન્ય રીતે ચાલુ અંક આપવાનો ખાસ હેતુ નથી. ચાલુ અંક લેખને અંગે વધારે સાનુકૂળ ગણાય. પુસ્તકાદિમાં ચાલુ અંક આપવાથી બે લાભ છેઃ

---

૩ આ બેમાંથી કઈ પદ્ધતિ ક્યારે અખત્યાર કરવી એ વિચારવા જેવું છે.

(૧) આગળ પાછળના અને ખાસ કરીને આગળ ઉપર છપાનારા ઉલ્લેખને અનુલક્ષીને નિર્દેશ કરવામાં સરળતા રહે છે.

(૨) બીબાં ગોઠવનારને –કંપોઝીટરને પાનાં પાડતી વેળા અંકો બદલવા પડતા નથી એટલી એને સુગમતા મળે છે.

આ પદ્ધતિમાં ગેરલાભ પણ છે. એક તો એ કે કોઇક પાના ઉપર તરીકે આંકડા દ્વારા અંક દર્શાવવાના વિશેષ પ્રસંગો પ્રાપ્ત થાય ત્યારે કળાની દૃષ્ટિએ એ પાના પરનું લખાણ જેવું જોઇએ તેવું શોભાયમાન રહેતું નથી. ચાલુ અંક આપવામાં બીજું નુકશાન એ છે કે–એક વાર લખી ગયેલા ગ્રંથાદિને સુધારતી વેળા કોઇ નવાં ટિપ્પણો આપવાની જરૂર જણાય ત્યારે ખંચાવું પડે છે અથવા તો અંકની સાથે અક્ષર જોડી અંક લખવા પડે છે અથવા તો અંકની સાથે સાથે ચોકડી વગેરે ચિહ્નો પૈકી કોઇ ચિહ્નનો પણ ઉપયોગ કરવો પડે છે, અને એ દ્વારા એકધારી પદ્ધતિનો ભંગ કરવો પડે છે.[૪]

**સ્થાન**—ટિપ્પણનું સ્થાન નિયત નથી, જો કે ઘણીખરી વાર ટિપ્પણનું સ્થાન પાનાના કે પુસ્તકાદિના અંતમાં હોય છે. મૂળ લખાણનું સ્થાન ટિપ્પણને ભાગ્યે જ અપાય છે. 'ભાગ્યે જ' એમ કહેવાનું કારણ એ છે કે એડિથ સિટ્વેલ( Edith Sitwell )ની કૃતિ નામે "આધુનિક કાવ્યોની બાજુઓ" ("Aspects of Modern Poetry") અપવાદરૂપ છે. આ પુસ્તકના ૩૧ મા અને ૨૧૮ મા પૃષ્ઠમાં મૂળની સાથે સાથે "Notes.—" આમ લખી ટિપ્પણ અપાયેલ છે. વિશેષમાં 'નોટ્સ' શબ્દ ત્યાં વાંકો છપાવાયેલો છે. અને એ દ્વારા રજૂ કરાયેલું લખાણ નાના અક્ષરે છપાવાયેલું છે. એ ૭૮ પૃષ્ઠમાં મૂળના જેવડા મોટા અક્ષરમાં પણ અન્ય ટિપ્પણ છપાયેલું છે. ૨૧૭ મા પૃષ્ઠમાં તો અવતરણ જે મૂળમાં અપાયેલું છે તે ચાલુ અવતરણમાં વચ્ચે ટિપ્પણ અપાયેલું છે, અને તે પણ અક્ષરોના કદમાં પરિવર્તન કર્યા વગર અપાયેલું છે. આ અને આવા બીજા કેટલાક

૪ આવી હકીકત કંડિકાઓને ચાલુ અંક આપનારના સંબંધમાં પણ કેટલીક વાર જોવાય છે.

પઅપવાદોને જતા કરીએ તો ટિપ્પણનું સ્થાન કાં તો પાદ-નોંધના સ્થાનથી અભિન્ન છે અથવા તો પુસ્તકાદિના અંતિમ ભાગથી અભિન્ન છે. આ પ્રમાણેની એ મુખ્ય પરિસ્થિતિઓમાં કઈ વધારે ઇષ્ટ છે તે આપણે વિચારીશું. શબ્દાદિને ઉદ્દેશીને જે ટિપ્પણ અપાય તે જો ખૂબ જ વિસ્તૃત ન હોય તો તેનું સ્થાન એ શબ્દના પાનાથી ભિન્ન ન હોવું જોઇએ જેથી વાચનારને આગળ પાછળ પાનાં ફેરવવાં ન પડે અને વળી ત્યાં ને ત્યાં જ હોય તો એ તરફ દુર્લક્ષ્ય સેવાવાનો પ્રસંગ પણ ઓછો રહે. આમાંની પહેલી બાબતને અંગે "The Times Literary Supplement"ના તા. ૩-૧૦-૪૨ ના અંકમાં સૂચવાયું છે કે ઇતિહાસના અને જીવનચરિત્રના લેખોમાં સંવાદી ઉલ્લેખોને પરંપરા પ્રમાણે પાનાના અંતમાં સ્થાન ન આપતાં તેને પ્રકરણ કે ગ્રન્થના અંતે આપવાની રીતિ ચાલુ છે. આ રીતિથી કેવળ ગ્રંથકારના જ અભિપ્રાયો નહિ પણ એ માટેના હેતુઓ જાણવાની ઇચ્છાવાળાને કાળજીપૂર્વક ન્યાયશીલ વાંચનારને અપાર સંક્ષોભ ઉત્પન્ન થાય છે અને એને એક મિનિટમાં બે ત્રણ વાર પાનાં આમથી તેમ ફેરવવા માટે પુસ્તકના પાછલા ભાગમાં અંગૂઠો રાખી મૂકવો પડે છે.

આ ત્રાસજનક ટેવ હજી એટલી હદે પહોંચી નથી કે જેથી ગ્રંથકારોને પોતાની પ્રસ્તાવનામાં કેટલીક વાર એનો બચાવ કરવો પડતો હોય. આ રીતિને અનુસરનારા પૈકી એકે નમ્રતાનો સ્વાંગ સજી એમ કહ્યું છે કે પોતે પાંડિત્યનું પ્રદર્શન કરે છે એમ ન લાગે માટે આમ કર્યું છે. પણ આનું પરિણામ તો એની નમ્રતા ન દર્શાવતાં એની વાત એ કૂડે છે વાસ્તે જ સ્વીકારો લેતી એવું સૂચવે છે.

અન્ય પ્રકારના લેખક એમ કહે છે કે હું કળાકાર છું, હું ઇતિહાસનો શિલ્પશાસ્ત્રી છું એટલે ઘર બાંધવા માટે ઊભી કરેલી પાલખરૂપ ટિપ્પણો ઘર બંધાયા પછી ઘરની રૂપરેખાને ઢાંકતી હોવાથી એ હું ત્યાં રાખી મૂકવા ઇચ્છતો નથી. પણ એનો જવાબ એ છે કે એણે ખોટી

---

૫ અંગ્રેજી કૃતિ તરીકે મેકૉલેની અને ગુજરાતી કૃતિ તરીકે સ્વ. રમણભાઈની સુપ્રસિદ્ધ કૃતિ વિચારી લેવી.

રીતે આ રૂપક સ્વીકાર્યું છે, કારણ કે પાદ-નોંધો એ કંઈ કામ ચલાઉ ઊભી કરેલી પાંખ નથી, પણ એ તો એનો શાશ્વત પાયો છે અને એથી તો એ ઘરમાં વસનારાને ઘરનો પાયો કેવો મજબૂત છે તે જાણવા ન દેતાં-પૂછવા ન દેતાં તેમને એમાં વસવાનું કહે છે.

આ પદ્ધતિને અનુસરનારાઓમાંના કેટલાકનો એ સૌથી પ્રામાણિક ખ્યાલ છે કે સામાન્ય વાચક પાદ-નોંધોને ધિક્કારે છે અને એ જો એની નજરથી દૂર રખાઈ હોય તો જ તે પુસ્તક વાંચવા લલચાય છે. જો આ વાત સાચી હોય તો એ સામાન્ય વાચકથી આળસુ કે ડરપોક વાચક કહેવા માગે છે. આમ હોવાથી પ્રકાશકોએ આ દુર્ગુણને પગભર થતો અટકાવવો જોઈએ.

અમેરિકન વિલ્મર્થ શેલ્ડન લુઈ (Wilmarth Sheldon Lewis) પાદ-નોંધને પાનાના અંતમાં સ્થાન આપવાની રૂઢિગત પ્રણાલિકાનું સમર્થન કરે છે. એ તો ત્યાં સુધી કહે છે કે સારી સૂચીને બાદ કરતાં પાદનોંધો સિવાય બીજું કશું સારું વાંચવાનું નથી અને એને નજર બહાર રાખવી એ તો જાણે ગરીબ કે મૂર્ખ સગાંવહાલાંનું અસ્તિત્વ આપણને મળવા આવેલી અને દિવાનખાનામાં બેસાડીયેલી વ્યક્તિઓથી છૂપાવવા જેવું છે.

હવે પ્રસ્તુત વિષય પરત્વે હું કહીશ કે એડિથ સિટ્વેલની જેમ ચાલુ લખાણે ટિપ્પણ આપવાથી સામાન્ય વાચકને એ બોજારૂપ-કંટાળારૂપ થવા સંભવ છે; બાકી વિશિષ્ટ વાચકને તો એ પણ લાભદાયક છે અને એ લાભ તે લેખકની એકધારી વિચારશ્રેણિ જાણવાનો સુયોગ છે-તારતમ્યિકતાના દર્શનનો લાભ છે.

મર્યાદા—દરેક ચીજને અને વાતને બે બાજુ હોય છે અને એમાં છેવટની કોટિનો આશ્રય લેવાથી-છેલ્લે પાટલે બેસી જવાથી અર્થનો અનર્થ થવા સંભવ છે. ટિપ્પણની બાબતમાં પણ 'થોકબંધ ટિપ્પણો આપી પોતાના પાંડિત્યનું પ્રદર્શન કરવું' એવો ઉદ્દેશ સુલેખકનો ન હોય. ટિપ્પણ જ આવશ્યક છે અને એથી એ આપવું ઘટે અને અપાય એ સમુચિત-માર્ગ છે. જેમ સુલક્ષણ અવ્યાપ્તિ તેમજ અતિવ્યાપ્તિ એ ઉભય દોષોથી રહિત હોવું જોઈએ તેમ ટિપ્પણ માટે પણ મર્યાદા છે, પણ તે એવી ન હોવી જોઈએ કે જરૂરી ટિપ્પણ આપતી વેળા સંકોચ ઊભો કરે. આવા પ્રસંગો ઇંગ્લૅંડમાં થોડા વખત થયા વિશેષતઃ બન્યા

છે એમ આપણે ઉપર્યુક્ત લેખ ઉપરથી જોઇ શકીએ છીએ. ટિપ્પણની ખાતર જ ટિપ્પણ આપવાં એ અનર્થક તેમજ નિરર્થક છે. છતાં કોઇ તેમ કરતો હોય તો તેની વિદ્વત્તા પૂર્ણ પાદ–નોંધ પણ એક જાતનો એને પગે થયેલો સંધિવા છે અને એ દ્વારા એ સાહિત્યના શરીરને દુર્બળ–નિસ્તેજ બનાવે છે એમ કહેવું પડશે. સ્ટીફન લીકોક (Stephen Leacock) પોતાની કૃતિ નામે Humour and Humanity (પૃ. ૮૩–૮૪)માં વધારો પડતી પાદ–નોંધનો નમૂનો આપી તેની ઠેકડી કરે છે.

આવશ્યકતા—દરેકે દરેક વિષયના ગ્રન્થ કે લેખમાં ટિપ્પણ આવશ્યક છે એમ કહી શકાય તેમ નથી; પણ કેટલાક વિષયો જ એવા છે જેનું નિરૂપણ ટિપ્પણ વિના પાંગળું રહે. નવલકથાને અંગેનાં પુસ્તકોમાં પાદ–નોંધ ભાગ્યે જ જોવાય છે અને એમાં કંઇ ખોટું નથી. અત્યારે કોઇ કાવ્ય રચે અને તે પ્રસિદ્ધિમાં મૂકે ત્યારે તેને ભાગ્યે જ પાદ–નોંધ આપવાની હોય, સિવાય કે તેને પાઠાન્તર સૂચવવા હોય કે કઠણ શબ્દ સમજાવવો હોય. પરંતુ પોતાનું વક્તવ્ય સાધાર છે એમ દર્શાવવાની જ્યાં જરૂર હોય ત્યાં પાદ–નોંધો આવશ્યક છે. એ ભૂલાવું ન જોઇએ. ખાસ કરીને ઇતિહાસની ગૂંચો ઉકેલતી વેળાએ, આશ્ચર્યજનક થઇ પડે એવાં વિધાનો કરતી વેળાએ, પ્રાચીન પંક્તિઓ વગેરેનો પોતાને સમુચિત જણાતો પરંતુ નવીન અર્થ કરતી વેળાએ એ મંતવ્યોના આધાર તરીકે પાદ–નોંધ અપાવી જ જોઇએ, જેથી તટસ્થ વિદ્વાન્ વાંચક એ સંબંધમાં યોગ્ય નિર્ણય કરી શકે.

ટિપ્પણ વગરે લખાણ હોય એટલે જ એ લખાણ નિરર્થક છે એમ માનવું કે મનાવવું એ અનભિજ્ઞતા છે.

માથા કરતાં પાઘડી મોટી છે એવી પરિસ્થિતિ ઊભી થાય તેવી રીતે પણ ટિપ્પણ આપવું કેટલીક વાર અનિવાર્ય થઇ પડે છે, પરંતુ એક જ પુસ્તકમાં એવું અનેક વાર બને એ લેખકે શૈલી સ્વીકારવામાં ઉચ્છ્રક ખાધાની સાક્ષી પૂરે છે. આવા અનિવાર્ય પ્રસંગે, કાળાના ઉપાસકો હાંસી કરશે કે અણસમજુ વાચક ટીકા કરશે એવા ભયથી ડરી જવું એ સુલેખકને છાજે નહિ, કેમકે સાચી હકીકત સમુચિત સ્વરૂપમાં રજૂ કરવા જેટલી નિર્ભયતા હોવી એ પણ સુલેખકનું એક ભૂષણ છે

# બે જમાના પહેલાં

## દેશી કારીગરી.

આપણો ભરતખંડ દેશ કેહવો વિખ્યાત હતો તે ઇતિહાસ જોવાથી માલમ પડે છે. વિદ્યા, કળા, કૌશલ અને ધનથી તે ભરપુર હતો. પરદેશી લોકો તેના ઉપર એટલો બધો આધાર રાખતા હતા કે પરીસીમા. હિંદુસ્તાનની દોલતે મુશલમાન અને બીજા રાજાઓના મનનું આકર્ષણ ઘણી વખતે કરયું હતું અને ઘણી સ્વારીઓથી પરદેશી રાજાઓ અખુટ દોલતને ખેંચી ગયા તોપણ આ પ્રતાપી દેશ તેની સ્થીતી જાળવી રહ્યો હતો. તેના વહેપાર પરદેશીયોના મનમાં અદેખાઇ ઉપજાવે તેવા થઇ પડ્યા હતા. આરબસ્તાન, ચીન અને છેક વીલાયતસુધી હિંદુસ્તાનની પેદાશ જતી હતી, અને આ દેશના કુશળ વેહેપારીઓ ત્યાંહાંની દોલત પોતાના વેહેપારના જોરથી ખેંચી લાવતા હતા. જેથી આ દેશ પોતાની તવંગરીમાં કમી થતું નહી હતું પણ જેમ જેમ લોકોમાંથી ઐક્યપણું કમી થતું ગયું, જેમ જેમ એસઆરામ ને મોજશોખ વધતો ગયો, જેમ જેમ દેશી હુનરોને ઉતેજન કમી થતું ગયું તેમ તેમ આ દેશ નીરધનતાને પોહોંચતો ગયો. આગાઉ કરોડાધીશ ઘણા હતા. તેવા હવે કોઇ રહ્યા નથી. લક્ષપતી તે ગણ્યાગાંઠયાજ ગણવાના તો કરોડપતીની આશાજ શાની રખાય. પ્રતાપી હિંદુસ્તાનના ઉપર હજારો દેશ આધાર રાખતા હતા, તે બાપડું હિંદુસ્તાન બીજા ઉપર આધાર રાખતું થઇ ગયું. તે એક બાબત ઉપર નહી પણ અનેક બાબતો પર. દરીદ્રતા તો ઠકાણે ઠેકાણે માલમ પડે છે. કોઇપણ માણસ ખરો સુખી જણાતો નથી. જ્યાંહાં જોઇએ ત્યાંહાં વેહેપાર નથી, રોજગાર નથી.

૫

આમજ ભુમે પડે છે. આપડા અસલના રજપુત રાજાઓ કેહેવા પ્રાક્રમી થઇ ગયા છે, ને તેઓનાં વંશજો હવે કેવી સ્થિતિમાં છે. અસલી રાજા જેવા યુધમાં કુશળ તેવાજ કેટલાક ગરાશીયા કસુંબ પીવામાં ને જોકાં મારવામાં કુશળ થઇ ગયા છે. અરસપરસ સાહેતાઓ કરવાના નિયમે છેક દેશવટો લીધો હોય તેવું જણાય છે. હીમત અને બાહાદુરી માંહે માંહેના કજીયા ટંટામાં જ આવી રહી છે. દરીદ્રતા એ કુસુંપનોજ પરીણામ છે. આળસ એજ નીર ઉદ્યમનું મુળ થઇ પડયું છે. હાલ છેક પાયમાલી અવસ્થાએ આવી પુહોંચેલા આપડા દેશને વાસ્તે કોઇપણ માઇના પુત કેમ જાગ્રત થતા નથી. ગરીબ હીંદુસ્તાન જે આપડી માતુશ્રી છે જેની વીસ્તરણ ને રસાળ ભુમીમાં આપડે જન્મ લીધો છે જેના દુધથી આપડે ઉછરયા છીએ, એ આપડી માતુશ્રી દુખી સ્થીતીએ આવેલી જોયા છતાં આજે તેને કાંઇ દવા ના કરીએ એ શું આપડે સપુત છોકરાનો ધરમ છે? આપડે જીવદયા પાળવા હેવાન ને જાનવરો કીડી મંકોડી જેવા ઝીણા પ્રાણીઓ ઉપર દયા કરીએ છીએ તો આપડી પોતાની માતુશ્રી દુખી થાય તેના ઉપર શું આપડે દવા ના કરવી? એ દવાને સારુ ઝાઝા પઇસાની પણ જરૂર નથી. ઇશ્વરે આપણને બુદ્ધિ આપી છે. તે બુદ્ધિ રૂડા કામમાં વાપરવાની છે, વપરાતી કુંચી હમેશ ઉજળી રહે છે. પણ વગર વપરાતી કુંચી જલદી કટાઇ જાય છે, ને કાટમાં ને કાટમાં છેક નહી સરખી થઇ જાય છે તેમ બુદ્ધિનો ઉપયોગ નહી કરેલ તેપણ તેવીજ સડી જાય છે' જ્યાંહાં સુધી વખત છે ત્યાંહાં સુધી કામ કરવું હજુ આપડા હાથમાં છે. છેક બાજી હારેલા નથી. જાગ્રત થઇ જોઇશું તો આપણને જોઇતું ઓસડ આપડા નજદીક જ માલમ પડશે. માટે સરવે સ્વદેશી મીત્રોએ હવે નીંદ્રામાંથી જલદી ઉઠવાનો વખત છે. જેમ અસુર થાય છે તેમ નુકશાનીઅત વધારે છે. માટે હવે આપડી દુઃખી થતી માતુશ્રીને જલદી દવા કરો.

શું દવા કરવી એ પ્રશ્નનો ઉત્તર એટલોજ કે આપણી દેશી કારીગરીને ઉતેજન આપો. આપડા કારીગરો હજુ છેક જતાં રહ્યા નથી. તેઓને જેવા નમુના બતાવીએ તેવા તેઓ કરી શકે એવા શક્તીવાન છે, પણ તેમને ઉત્તેજન કોણ આપે છે. કારીગરી એજ આપડી નીરધનતા

મટાડનાર છે. કારીગરોમાં ગુંથાયાથી આળસ જતું રહેતાં ઉદ્યમ વધ્યા વગર રેહેવાનો નથી ને ઉદ્યમ વધવાથી દેશની આબાદી વધ્યા વગર રહેવાની નથી, ને આબાદી વધ્યાથી આપડું હિંદુસ્તાન પોતાની આગળની સ્થિતિએ આવ્યા વગર રેહેવાનું નથી. જે વખત આપડો દેશ વિખ્યાત હતો તે વખત ઇંગ્લંડ કેવી સ્થીતીએ હતો ને આજ તેના કેવા બાહાર છે તે દેશની કારીગરી ઉપર જ આધાર રાખે છે. કરોડો રૂપીયાની રાજની ઉપજ કરતાં દેશના ઉદ્યમથી જે ધન સંપાદન થાય છે તે કદી ખુટતું નથી માટે સરવે સુજ્ઞ માણસોનો ધર્મ છે કે દેશી કારીગરીને જ ઉત્તેજન આપો જેથી તમો તથા તમારા વંશજો સુખી થશો એટલુંજ નહી પણ દરીદ્રતા તથા કુસંપનો નાશ થતાં તમારી પીડાતી માતા હીંદેશમાં પોતાના આગલા નસીબદાર નામથી પાછી પ્રદીપ્ત થશે માટે જાગો ને દેશી કારીગરીને ઉત્તેજન આપો. ( અમદાવાદ સમાચાર ) ૧૨-૯-૧૮૭૭

## કારીગરોની વહારે

આપણા કારીગરો, જેઓ એવો માલ પેદા કરતા હતા કે જેની નકલ યંત્રો કરી શક્યાં નથી અને કરી શકવાનાં નથી; તેમની આજે હરીફાઈની ખોટી પદ્ધતિનો ભોગ થઇને માઠી દશા થઇ છે, કારણ કે તેમને મક્કમ ઘરાકોનું પીઠબળ નહોતું. તો જેમને આપણે ભૂતકાળમાં છેહ દીધો હતો તેમની વહારે આપણે ન ધાવું જોઈએ અને તેમને પગભર થવામાં મદદ ન કરવી જોઈએ ? તેઓ એક વાર પગભર થશે એટલે જે સગવડો આજે આપણે પરદેશી અને મૂડીદારી પદ્ધતિએ પેદા થયેલા માલની ખરીદીમાં જોઈએ છીએ તે બધી આપણને પાછી જરૂર મળતી થઈ જશે.—જે. સી. કુમારપ્પા ('ગ્રામોદ્યોગપ્રવૃત્તિ' પૃ. ૬૯)

# નિકષ

## અભ્યાસપૂર્ણ અને સરળ

ઐતિહાસિક સંશોધનઃ દુર્ગાશંકર કે. શાસ્ત્રી ગુજ. સા. પરિ૦ પ્રાસિદ્ધસ્થાન ભારતીય વિદ્યાભવન. મુંબઇ (૧૯૪૧) રૂા. ૫)

ચાર વર્ષો ઉપર પ્રકાશિત થએલા આ ગ્રંથનું અવલોકન ગ્રંથની ઉપયોગિતાની દૃષ્ટિએ ચોક્કસ વાજબી ગણાય. લેખક ગૂજરાતના ઇતિહાસના તથા સંસ્કારિતાના પ્રખર અભ્યાસી છે. તેઓ એક વાર ગૂજરાતની સાહિત્યપરિષદના ઇતિહાસવિભાગના પ્રમુખ હતા. અને અત્યારે તેઓ ભારતીય વિદ્યાભવનમાં ગુજરાતના સંસ્કાર માટે પ્રશંસનીય કાર્ય કરે છે. એ દૃષ્ટિએ તેમના મુખ્ય લેખોના આ સંગ્રહનું અવલોકન માનસીમાં પ્રકટ થાય એ યોગ્ય જ છે. હમણાં જ શાસ્ત્રીજી તરફથી 'માનસી'માં (સપ્ટે. '૪૪) પોતાનાં જૂનાં સ્મરણો પ્રકટ થયાં છે તે સમજવામાં આ અવલોકન ખાસ ઉપકારક થઇ પડશે એમ અમારી માન્યતા છે. પ્રસ્તુત લેખસંગ્રહનું અવલોકન એ દૃષ્ટિએ વિશેષ સરળ થઇ શક્યું છે એમ કહીએ તો તે અતિશયોક્તિ નહીં મણાય.

શાસ્ત્રીજીએ બાલ્ય ગોંડળમાં વીતાવેલું અને તેમના સંસ્કૃત અભ્યાસની પૂર્વપીઠિકા ગોંડળની પાઠશાળામાં મંડાઇ હતી તે અવલોકનકારને ગર્વનો વિષય છે; કારણ કે અવલોકનકારની સંસ્કારિતાનો પાયો પણ તે જ સ્થળે મંડાયો હતો.

સદરું લેખકસંગ્રહ ગુજરાતી સાહિત્યપરિષદના પહીઆરસ્મારક-ફંડમાંથી કરવામાં આવ્યો છે. ઘણાખરા લેખો જેવા પ્રકટ થયા તેવા જ રાખવામાં આવ્યા છે. અને અવલોકનાત્મક તથા પ્રકીર્ણ લેખો સિવાય લેખકના તમામ લેખોનો પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે.

ગ્રન્થના કુલ ૭ વિભાગો પાડવામાં આવ્યા છે; પહેલા વિભાગમાં સંશોધનનું સ્વારસ્ય વિચારવામાં આવ્યું છે; બીજા વિભાગમાં વ્યક્તિવિષયક સંશોધનનો સમાવેશ કરવામાં આવ્યો છે, જે પ્રમાણે તે વિભાગમાં રાણક, જગદેવ પરમાર, ચન્દબરદાઇનો પૃથ્વીરાજરાસો, પૃથ્વીરાજ ચોહાણ, *વિદ્યાપતિ બિલ્હણનો સમય, ચક્રધરસ્વામી, વાચસ્પતિમિશ્ર, નરસિંહમહેતાનો કોયડો, કાલિદાસનો સમય, અને રાજા ભોજનો સમકાલીન બીજો કોઇ કાલિદાસ, એટલા વિષયોની ચર્ચા કરવામાં આવી છે. ત્રીજા વિભાગમાં ધાર્મિક પ્રવાહની ચર્ચા જોવામાં આવે છે, અને તેમાં શ્રીમદ્ ભાગવત, સિંદરથના મેળાના સાધુબાવાઓ, ગૂજરાતના મહાયાનધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધી અન્વેષણ, એટલા મુદ્દાઓનો વિચાર થયો છે. ચોથા ખંડમાં દેશ, નગર, જ્ઞાતિ વગેરેનાં સંશોધનો પ્રકટ થયાં છે, અને તેમાં બૃહત્તરભારત, ગ્રામયુગ, ગુજરાત નામનું સ્પષ્ટીકરણ, ગૂર્જર લોકો, યાદવોનું મૂળ, મૃગદાવ સારનાથ, દ્વારકા, જોડવાઓ, પાટણ અને જામનગર, એટલા વિષયોની ચર્ચા કરવામાં આવી છે. પાંચમા ખંડમાં સામાજિક પ્રશ્નોનાં સંશોધનો લેવામાં આવ્યાં છે, જેમ કે વિવાહપદ્ધતિ, સતીની પ્રથા, મુસલમાનોએ વિદ્યાને આપેલું ઉત્તેજન, જૂનાં તોલમાપ, જૂની ધરિપતાશો, વૈદ્યક સાહિત્ય અને ક્ષૌરકર્મ એટલા મુદ્દાઓનો વિચાર થયો છે, જ્યારે છેલ્લા છઠ્ઠા ખંડમાં ગૂજરાતમાં ઘણાંખરાં તીર્થસ્થાનોની ચર્ચા થઇ છે. પરિશિષ્ટમાં અહિચ્છત્ર અથવા પ્રશ્નોરા જ્ઞાતિ ઉપર વિવેચન આપવામાં આવ્યું છે. ગ્રંથને અંતે અંગ્રેજી શબ્દોની સૂચિ, સામાન્ય સૂચિ, અને લેખોનો સમયનિર્દેશ આપવામાં આવ્યા છે એ પ્રમાણે કુલ ૭૪૦ પાનાંનો ગ્રંથ સમાપ્ત થાય છે. સતીપ્રથા, મુસલમાની વિદ્યાઉત્તેજન, વગેરે કેટલાએક લેખો મરાઠી અને ઇંગ્રેજી પુસ્તકના સારરૂપે કે ભાષાંતરરૂપે પ્રકટ થયા છે, જ્યારે બાકીના લેખો સ્વતંત્ર સંશોધનનાં અને એકીકરણનાં ફળરૂપે પ્રકટ થયા છે.

૨

આવા સંશોધનનું કામ અતિ વિકટ છે. વિષય રસિક હોય તો પણ

* પૃથ્વીરાજ ચોહાણના મરણ વિષે હમ્મીરકાવ્યની એક વાત એ છે કે તેના દેહને શાહબુદ્દીન ગોરીએ દિવાલમાં જીવતો ચણી લીધો હતો.

સંશોધન તો શુષ્ક થઇ જાય છે. સંશોધનોને એકત્રિત કરવાનું કામ સૌથી દુષ્કર હોય છે. હિન્દના જૂના ઇતિહાસમાં જેમ જેમ વધારે પ્રવેશ કરીએ તેમ તેમ આ કાર્ય ઘણું કઠિન બને છે. તે માટે સંસ્કૃત, માગધી, પાલી, ઈંગ્રેજી, ફ્રેંચ, જર્મન, પોર્ચુગીઝ, ડચ, વગેરે ભાષાઓનો પરિચય આવશ્યક રહે છે. શાસ્ત્રીજીના સંશોધનના વિષયો માટે સંસ્કૃત, માગધી. પ્રકૃત અને ઇંગ્રેજી સાહિત્યનો પરિચય આવશ્યક છે. શાસ્ત્રીજીનો એ પરિચય સંગીન છે તે તેમના લેખોના વાંચનથી તુરત સમજી શકાય છે. સંશોધનની ભાષા સાહિત્યરૂપે તો હોઇ શકે નહીં; છતાં આ લેખોની ભાષામાં અનેક વાર ઇતિહાસ અને સંસ્કારિત સાહિત્ય તરીકે રજૂ થાય છે, જે માટે આપણે લેખકને અભિનંદન આપી શકીએ; કારણ કે જો ઇતિહાસને લુખ્ખા બનાવ તરીકે વર્ણવામાં આવે તો ઇતિહાસની રસિકતાને અને પાઠ્યતાને હાનિ પહોંચે છે અને ઇતિહાસનું રાષ્ટ્રીય, લોકોપયોગી અને પ્રજાવિધાયક કર્તવ્ય સિદ્ધ થઇ શકતું નથી.

શાસ્ત્રીજીની દૃષ્ટિ સર્વાંશે ઐતિહાસિક છે. 'માનસી'માં પ્રકટ થએલાં તેમનાં સ્મરણોમાં એક સ્થળે તેઓ વૈદિક સાહિત્યને ઐતિહાસિક દૃષ્ટિએ જોવાનો આગ્રહ કરે છે તે વાચકોને યાદ હશે. અલબત્ત, વૈદિક આર્યો દીર્ઘ સત્રમાં બેસી વાતોઓ કહેતા હતા તેથી તેઓ ઇતિહાસની દૃષ્ટિવાળા તો હોઈ શકે નહીં, હિન્દના પુરાતન શિક્ષિતસમાજમાં આરબો-ના કે પશ્ચિમના દેશોના અભ્યાસીઓની ઇતિહાસ-દૃષ્ટિ નહોતી તે શાસ્ત્રીજી કબૂલ કરે છે, જો કે આવી દૃષ્ટિ કેવળ નહોતી એમ તો આપણે કહી શકીએ નહીં. પણ પ્રશસ્તિ, તામ્રપત્ર, શિલાલેખ, દાનપત્ર, વગેરે ઇતિહાસનાં મૂળમત સાધનો ઇતિહાસની સાપેક્ષ દૃષ્ટિ સિદ્ધ કરી શકે નહીં, એ અમે તે સ્વાભિમાની હિન્દુ કે મુસ્લીમ કબુલ કરશે જ. ઐતિહાસિક અભ્યાસથી અને દૃષ્ટિથી સંસ્કૃતિની એકત્વની ભાવના, પરિણમે છે તે આપણે સાં નહોતી તે બાબત શાસ્ત્રીજી પહેલા જ પ્રકરણમાં કબૂલ કરે છે. તેઓ કહે છે તેમ આપણા પુરાતન પંડિતોએ કરેલી વંશાવળીઓ કે વંશાનુચરિતોની સંકલના ઐતિહાસિક દૃષ્ટિથી કરી જ નહોતી. તે તમામ સંકલના માત્ર તેમણે ધાર્મિક, પૌરાણિક કે લોકરંજનાત્મક દૃષ્ટિથી જ કરેલી હતી." (પા. ૫.) એ કારણથી મુસલમાનો

આપણે ત્યાં વસ્યા અને આપણા રાજ્યાધિકારીઓ થયા ત્યાં સુધી આપણા દેશનો એક નાનો સરખો ખરો ઇતિહાસ આપણા પૂર્વજોએ આપણને આપ્યો નથી.

ગૂજરાત દેશ ઐતિહાસિક દૃષ્ટિથી તદ્દન વિમુખ નહોતો રહ્યો અને ગૂજરાતનો રજપુત યુગ ઐતિહાસિક સાહિત્યથી ભરપૂર છે એ સૌ કોઇ કબૂલ કરશે. જો કે શાસ્ત્રીજી વાજબી રીતે ખેદ દર્શાવે છે કે બ્રિટિશ યુગમાં અને તે પણ પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી જેવા ઇતિહાસની વિદ્યાના સમર્થ ઉપાસક આપણે મેળવી શકયા હતા તો પણ પંડિતજીના ત્રણ શિષ્યો–આચાર્ય વલ્લભજી હરિદત્ત, રતિરામ દુર્ગારામ અને ગિરજાશંકર શામળજી વ૮–એમના શિષ્યો હતા છતાં "ગૂજરાતમાં આ વિદ્યાનો સંપ્રદાય ચાલ્યો નહીં." એ કારણથી હજુ આપણે ત્યાં એક સારો હિન્દનો કે ગૂજરાતનો ઇતિહાસ ગૂજરાતીમાં, શાળાના ઉપયોગ માટે લખાએલા કેટલાક ચોક્કસ સારા સાહિત્યનો અપવાદ કરીએ તો, હજુ બહાર પડયો નથી. શાસ્ત્રીજી કરાંચીના ભાષણમાં કહે છે તેમ ગૂજરાતની સંસ્કૃતિનો ઇતિહાસ લખાવો હજુ બાકી છે. અલબત્ત, તે માટે જોઇતાં સાધનો હવે તૈયાર છે. અને સાધનો ઓછાં છે તેથી ઇતિહાસ લખાવો જોઇએ નહીં તેવી હલકી દલીલ તો કોઇ પણ સંસ્કારી ગૂજરાતપુત્ર માન્ય નહીં કરે. સવાલ એ છે કે, આવો ઇતિહાસ લખવા માટે હિન્દના સમસ્ત ઇતિહાસનો પરિચય, ગૂજરાતના સમસ્ત સાહિત્યનો પરિચય, તે સિવાય અર્થકરણ, રાજકરણ, કળાકૌશલ્ય, ધર્મ સંપ્રદાયો, વગેરેનો પરિચય, જેમને હોય તેઓ આવું કામ કરી શકે. પણ અત્યારે શી સ્થિતિ છે ? ગૂજરાતના, અને હિન્દના અને પશ્ચિમ જગતનો સમસ્ત ઇતિહાસ ગૂજરાતમાં બહુ થોડા લોકોને જાણીતો છે. સાહિત્યપરિષદનાં અધિવેશનોના ઇતિહાસના વિભાગોના પ્રમુખોમાંથી બેચાર અપવાદો સિવાય આવો પરિચય કોનો હતો ? અને જેમને એવો પરિચય હતો તેમનાં વ્યાખ્યાનોમાં ગૂજરાતી સંસ્કૃતિનું તલસ્પર્શી નિરૂપણ કયાં જોવામાં આવે છે ? ખુદ હિન્દુસ્તાનમાં આવા અભ્યાસીઓની ખોટ છે, તો ગૂજરાતની તો વાત જ શી કરવી ?

૩

સંશોધનની બાબતમાં તો આપણે ઘણા પછાત છીએ તે શાસ્ત્રીજી પોતે કબૂલ કરે છે. શાસ્ત્રીજી એક સ્થળે ( પા. ૨૦ ) કહે છે કે મુસ્લીમ અને ઇંગ્રિજી ઇતિહાસનું સંશોધન મોટે ભાગે થઇ ગયું છે, જે યથાર્થ નથી. મારી એવી માન્યતા છે કે આપણા દેશના ઇતિહાસનો મુસ્લીમ, મરાઠી અને યુરોપીય જેવા આધુનિક વિભાગ ઘણું સંશોધન માગે છે, અને તે વિભાગનું સંશોધન નિશ્ચયાત્મક થઇ શકે એવું છે, જ્યારે આપણા પ્રાચીન ઇતિહાસનું સંશોધન એટલે સુધી નિશ્ચયાત્મક થઇ શકે - એવું નથી. આપણી સંસ્કૃતિના અવશેષો ઝીણી ઓળખ માંગે છે તે શાસ્ત્રીજીનું ( પા. ૪૦ ) કથન બરોબર છે; મારા અનુભવ પ્રમાણે કળા, સ્થાપત્ય, મૂર્તિવિધાન, લોકભાષાઓ, બીજા જેવો પુરાતન માનવ–સમાજ, એ વિષયોના સ્પષ્ટીકરણમાં આપણે હજુ ઘણા પછાત છીએ અને તે માટે જ્યાં સુધી આપણે તુલનાત્મક દૃષ્ટિ નહીં કેળવીએ અને તે દૃષ્ટિ સાથે આપણે તટસ્થ બુદ્ધિ નહીં રાખીએ ત્યાં સુધી વાયંકર ભૂલો કરવાના જ. ઉદાહરણ તરીકે, હિન્દુ મૂર્તિવિધાન ગ્રીક મૂર્તિવિધાનથી કેટલીક બાબતોમાં ચડે છે તો અમુક બાબતોમાં ઊતરતું છે, રંગ, કુદરતની ઓળખ વગેરેની કળાનો કેટલોક ભાગ ઊતરતો છે, આપણા સ્થાપત્યમાં space–અવકાશના વિચારમાં હિન્દુઓ મુસ્લીમોથી ઊતરતા હતા, એ બધું આપણે એ કળાવિભાગોને બરાબર સમજતા હોઇએ તો જ બતાવી શકીએ.

આવી જ શરતચૂક શાસ્ત્રીજી એલિફન્ટાની અને ગુપ્તકાળની કળાને ફ્લોરેન્સની અને ગ્રીસના શ્રેષ્ઠ કળા સાથે બંધબેસતી કરે છે, ત્યારે કરી જાય છે, (૨૫૭), જો કે તેઓ તુરતજ તે ભૂલ અજાણતાં સ્વીકારી લે છે, જેમકે, ગ્રિફિથના Cave Temples of India ના પુસ્તકમાંથી તેઓ અવતરણ ટાંકે છે તેમાં બતાવે છે કે "ફ્લોરેન્સના સ્થપતિનું રેખાચિત્ર અજંતાનાં રેખાચિત્ર કરતાં વધારે સારું હોઈ શકે છે, અને વેનિસનો ચિત્રકાર પોતાનાં ચિત્રોમાં વધારે સારા રંગો પૂરી શકે છે," ( પા. ૨૭૭ ). આવો જ સમગ્ર વિચાર ગુર્જરો અને ગુજરાતના વિષયનું સંશોધન કરવા માટે જરૂરનો છે. મારા મત મુજબ પરદેશી બાપા-

ઓનો અભ્યાસ–ખાસ કરીને જયોર્જિઆ આર્મિનિઆ મધ્ય એશિઆ વગેરેના સમાજોની ભાષાઓનો થવાની જરૂર છે. આપણે હવે અભ્યાસ કરી એ વિષયને છણવો જોઇએ.

આવો જ સંસ્કૃતિનો સમગ્ર વિચાર કાલિદાસ જેવા લેખકનો સમય નક્કી કરવા માટે મને તો ખાસ જરૂરનો જણાય છે. અત્યાર સુધી તે માટે એવો સર્વાંગી પ્રયાસ થયો જ નથી. તે વખતનું બધું સાહિત્ય સંસ્કૃત, માગધી, પાલી પ્રાકૃત, જોવું જોઇએ. તે વખતનાં કળા સ્થાપત્ય મૂર્તિવિધાન જોવાં જોઇએ; તે વખતનાં ભૂગોળ, લોકકથાઓ, સિક્કાઓ વગેરે જોવાં જોઇએ, એ વખતનો આપણો પશ્ચિમ, ઉત્તર, તથા પૂર્વ વિભાગોના ઇતિહાસો જોવા જોઇએ, અને પછી આપણે કાલિદાસના યુગનો નિશ્ચય કરી શકીએ. શાસ્ત્રીજી કહે છે તેમ કાલિદાસનાં કાવ્યો સાથે જ ગુપ્તકાળની મૂર્તિઓને સરખાવી શકાય. "એવાં કાવ્યો કે એવી મૂર્તિ ફરી થયાં નથી. ચિત્રનું પણ એમજ છે." (પા. ૨૭૫)* સમયનો નિર્ણય કરવામાં શાસ્ત્રીજી ચોક્કસ ઝીણવટથી વિચાર કરે છે. ભાગવતના લેખકને તેઓ દક્ષિણ હિન્દમાં મૂકે છે, અને નરસિંહ ભગતના ગૂજરાતી પદોમાં ભાગવતમાં અને પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાંતોમાં તેઓ હિન્દના સંતોના સાહિત્યને મુખ્ય સ્થાન આપે છે. (પા. ૧૮૯–૨૨૦ તથા પા. ૧૨૩–૧૪૮) આ વિચારો ખરેખર વાંચવા જેવા છે, અને તે દૃષ્ટિએ ભાગવતના સમગ્ર સાહિત્યનો નવીન વિચાર કરવો ઘટે છે. એ વિચાર તામિલ સાહિત્ય જોયા વગર થઇ શકે નહીં એ સ્પષ્ટ છે. તેથી જ શાસ્ત્રીજી કહે છે કે ભાગવતમાં હિન્દની તે વખતની ફિલસૂફીઓનો સમન્વય કરવામાં આવ્યો છે. સંશોધનકારની વિદ્યાની પરીક્ષા ભાગવતના અભ્યાસથી

---

* ૨૫૭ મે પાને શાસ્ત્રીજી કહે છે કે "જેવો હૂણોનો ઉલ્લેખ છે તેવો ઉત્તર પશ્ચિમમાં ઐતિહાસિક સ્થિતિથી વિરોધી પારસીકો અને યવનોનો છે. પણ આ વિરોધ નથી. પારસીઓ એટલે સેસેનિયન રાજાઓ, અરદેશર (ઇ. સ. ૨૨૬થી) તે ખુશરૂ સુધી એટલે છઠ્ઠા સૈકાના અંત સુધી હિન્દના પશ્ચિમ વિભાગોમાં કોઇ કોઇ વાર રાજ્ય કરી ગયા છે.

ખરી કસોટીએ ચડે: विद्यावतां भागवते परीक्षा એ વાક્ય સંશોધનની દૃષ્ટિએ પણ તદ્દન યોગ્ય છે.

પ્રાચીન ગૂજરાતની વિદ્વત્તાનું પૃથક્કરણ એક વાર સ્વ. આણંદશંકર ધ્રુવે આપણને કરાવેલું, જેનો ઉતારો મેં મારા અંધેરી મુકામે થએલા ભાષણમાં સવિસ્તર આપેલો છે. શાસ્ત્રીજી ડૉ. ધ્રુવે બતાવેલા વસ્તુને ખૂબ સુધારે છે. મહાનુભાવ પ્રમાણભૂત ગણાતા ગ્રન્થના કર્તા ચક્રધરસ્વામી* ગૂજરાતી હતા, (પા. ૧૦૪–૧૧૧), રસવૈદ્ય નાગાર્જુન સોમનાથ પાસે દેહકમાં રહેતા હતા (પા. ૪૯૯), હેમચંદ્ર આચાર્યે વૈદકનો નિઘંટુ લખ્યો છે. (પા. ૫૦૦), સોઢલ, ગોવિન્દ આચાર્ય, યશોધર, લક્ષ્મીનૃસિંહ, નારાયણ, શાર્ઙ્ગધર, રણકેસરી, કલ્યાણ, દેવેશ્વર, માધવ ઉપાધ્યાય, નયનશેખર, વગેરે પ્રખર સંસ્કૃતસાહિત્યના વૈદરાજો ગૂજરાતમાં હતા, અને વિઠ્ઠલ ભટ્ટ, ઝંડુ ભટ્ટ, વગેરે વૈદ્યરાજોએ એ જૂની પરંપરાને ચાલુ રાખી હતી એ વાત શાસ્ત્રીજીના લેખ ઉપરથી આપણે જાણી શકીએ છીએ (પાનાં ૪૯૭–૫૨૫). આ અભ્યાસ માટે આપણે શાસ્ત્રીજીના પ્રેરક રણજિતરામનો ઉપકાર માનવો જોઇએ (પા. ૪૯૭ આરંભવાક્ય). આવો જ બોધક લેખ ભારતની ઈરપીતાસો ઉપરનો છે. (પા. ૪૫૭–૪૭૦)

ગૂજરાતનાં તીર્થસ્થાનોવાળો વિભાગ કર્તાએ સ્થળોને નજરે જોયાં હોવાથી ખાસ બોધક થયો છે, જો કે તેમનું વસ્તુ વધારે સંગીન અને અભ્યાસયુક્ત બની શકયું હોત; ખાસ કરીને શત્રુંજય આબુ અને ગિરનારનાં વર્ણનો, દ્વારકા અને સોમનાથનાં વર્ણનો જેટલાં વિસ્તારવાળા નથી.

પ્રકીર્ણ લેખોમાં સતી પ્રથા ઉપરનો લેખ ખાસ વાંચવા યોગ્ય છે, કારણકે શાસ્ત્રીજી બતાવે છે તેમ એ પ્રથા વૈદિક સાહિત્ય જેટલી જૂની છે અને તેનું મૂળ ઇન્ડોઆર્યન સંસ્કૃતિ જેટલે ઊંચી શકાય તેમ છે.

'ઐતિહાસિક સંશોધન'નું અવલોકન હવે પૂરું થવું જોઇએ. શ.શ્રી

* (પા. ૧૧૦–૧૧૧–રાજમાતા રૂદાંબા (રૂદામ્મા) વરંગુલની ગાદી ઉપર નહોતી પણ તે વરંગુલના રાજાની સગીર વયને લીધે મુખ્ય અધિકારપદે હતી. એ વખત અલાઉદ્દીને તેમના ઉપર હલ્લો કર્યો.

જીનો ઇતિહાસનો અભ્યાસ રજપુત યુગ સુધી આવી અટકી જાય છે, તેમાં ઇતિહાસ, કળા, સ્થાપત્ય, સાહિત્ય, બધું આવી જાય છે, એ દૃષ્ટિએ એ અભ્યાસ સમગ્ર છે. તેમાં તટસ્થતા છે, ઝીણવટ છે, ભાષાની શુદ્ધિ છે, સાહિત્યનું ગૌરવ છે, અભ્યાસીની ખંત છે. એ દૃષ્ટિએ શાસ્ત્રીજીનો અભ્યાસ પરિપૂર્ણ છે, તેમના જીવનનું રહસ્ય જેટલું સરળ છે તેટલું જ આ ગૌરવ સરળતાના અને ગુણગ્રાહિત્વના ગુણથી ભરેલું છે આશા છે કે શાસ્ત્રીજીના પરિપક્વ અનુભવને તેમનું વૃદ્ધ વય અંતરાયરૂપ ન રહે અને હજુ પણ તેઓ ગૂજરાતની સંસ્કૃતિના તેમના પ્રિય પુરાણ વિભાગને નવીન સ્પષ્ટીકરણથી શોભાવે.

કામદાર કેશવલાલ હિંમતરામ

## ભાષાભ્યાસીની ઉત્તમ સેવા

**ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્ત** ( બારમા સૈકાથી અઢારમા સૈકા સુધી ): પૃષ્ઠસંખ્યા ૨૧+૬૮૨ (=૭૦૩): વ્યાખ્યાતા અધ્યાપક બેચરદાસ જીવરાજ દોશી: પ્રકાશક મુંબઈ યુનિવર્સિટી મૂલ્ય રૂ. ત્રણ: વિક્રેતા : એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ ૨.

ઇ. સ. ૧૯ ૨૮–૨૯માં મુંબઇ વિદ્યાપીઠે ' શ્રી. ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા ' યોજી અને એને અંગે બે વિષયો નક્કી કર્યા: (૧) ગુજરાતી સાહિત્ય અને (૨) ગુજરાતનો ઇતિહાસ. પ્રથમ વિષયને અનુલક્ષીને અત્યાર સુધીમાં વ્યાખ્યાનો થયાં છે. એ સૌમાં Gujarati Language and Literature એ વિષય ઉપર ઇ. સ. ૧૯૩૦માં વ્યાખ્યાન આપી આ વ્યાખ્યાનમાળાનો સ્વ. પ્રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ પ્રારંભ કર્યો. ઇ. સ. ૧૯૩૮–૩૯નાં વ્યાખ્યાનો માટે અધ્યાપક બેચરદાસ જીવરાજ દોશીને મુંબઇ વિદ્યાપીઠે આમંત્રણ આપ્યું હતું અને તદનુસાર તેમણે તા. ૫ થી ૯ ફેબ્રુઆરી ૧૯૪૦માં પાંચ વ્યાખ્યાનો ગુજરાતીમાં આપ્યાં હતાં તે આ પુસ્તકરૂપે નાગરી લિપિમાં કર્ણાટક મુદ્રણાલયમાં છપાઇ મુંબઇ વિદ્યાપીઠ તરફથી ઇ. સ. ૧૯૪૩માં પ્રસિદ્ધ કરાયાં છે.

એક પૃષ્ઠના વક્તવ્યથી આ પુસ્તકની શરૂઆત થાય છે. એની પછી ૨૦ પૃષ્ઠનો વિસ્તૃત વિષયાનુક્રમ છે, અને એક પૃષ્ઠનું શુદ્ધિપત્ર છે. સારબાદ મૂળ કૃતિનો પ્રારંભ થાય છે અને તે ૬૬૧ પૃષ્ઠ જેટલી વિશાળતાને

ધારણ કરે છે. એના પછી એક પૃષ્ઠનું પરિશિષ્ટ અને ૧૮ પૃષ્ઠની 'વિશેષ શબ્દોની સૂચિ' છે. મુંબઈ વિદ્યાપીઠ તરફથી કશું 'લખાણ કરાવેલું' નથી. અત્યાર સુધીમાં કોણે ક્યારે કયા વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું તેની નોંધ સરખી યે નથી. એ તો જરૂર અપાવી જોઈતી હતી એવું મારું નમ્ર મંતવ્ય છે.

પાંચ વ્યાખ્યાનોમાં પ્રથમ વ્યાખ્યાનનું નામ 'આમુખ' છે અને એ ૨૧૮ પૃષ્ઠ જેટલું વિસ્તૃત છે. બાકીનાં વ્યાખ્યાનોનાં નામો અને વિશાળતા નીચે મુજબ છે :–

'બારમો અને તેરમો સૈકો' (પૃ. ૨૧૯–૩૮૯), 'ચૌદમો અને પંદરમો સૈકો' (પૃ. ૩૯૧–૫૦૬), 'સોળમો અને સત્તરમો સૈકો' (પૃ. ૫૦૭–૬૦૨), અને 'અઢારમી સદીની ગુજરાતી અને ઉપસંહાર' (પૃ. ૬૦૩–૬૬૧).

બીજા વ્યાખ્યાનના અંતમાં 'બારમા અને તેરમા સૈકાનું પદ્ય' એ શીર્ષકપૂર્વક અભયદેવસૂરિકૃત થંભણયપાસથોત્ત, વાદિદેવસૂરિએ રચેલ ગુરુસુનિચંદથુઇ, કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિકૃત સિદ્ધહેમચન્દ્ર (અ. ૮, પા. ૪, સૂ. ૧–૮૩ અને હૈમ છંદોનુશાસન (પૃ. ૩૫–૪૬) એ ચાર બારમા સૈકાની જૈન કૃતિઓ અને ત્યારપછી સોમપ્રભસૂરિકૃત કુમારપાલપડિબોહ (પૃ. ૪૨૫–),

સાધુ ધર્મસૂરિકૃત જંબૂસામિચરાસ અને રેવંતગિરિરાસ એ ત્રણ જૈન કૃતિઓ નમૂનારૂપે અપાયેલી છે. પણ આ બે સૈકાઓ માટે એકે ગદ્યાત્મક કૃતિ અપાયેલી નથી અને એનું કારણ એવી કોઇ કૃતિ નહિ હશે એમ લાગે છે.

ત્રીજા વ્યાખ્યાનના અંતમાં ચૌદમા અને પંદરમા સૈકાની બે પદ્યાત્મક કૃતિઓ અને ત્યાર પછી એ બે સૈકાની ત્રણ ગદ્યાત્મક કૃતિઓ અપાયેલી છે. તેમાં ચૌદમા સૈકાની નમૂનારૂપે અપાયેલી તમામ કૃતિઓ જૈન છે. પંદરમા સૈકાની પદ્યાત્મક કૃતિઓમાં મીરસેણના પુત્ર અદ્દહમાણ ઉર્ફે અબ્દલરહમાન દ્વારા રચાયલી સંનેહયરાસયનો અમુક ભાગ આદ્ય સ્થાન ભોગવે છે. ત્યારપછી અસાઇતા વિ. સં. ૧૪૧૭)-કૃત હંસાઉલી અને ભીમકવિ (વિ. સં. ૧૪૮૮)કૃત સદયવત્સ-

ચરિત્ર(સદયવત્સપ્રબંધ)માંથી અમુક અમુક ભાગ અપાયેલ છે. આ ત્રણે અજૈનકૃતિ છે.•

પંદરમા સૈકાની ગદ્યાત્મક કૃતિઓમાંથી ચાર જૈન કૃતિનો અમુક અમુક ભાગ રજૂ કરાયો છે અને પાંચમી કૃતિ તરીકે પારસી પંડિત લક્ષ્મીધર ખર્ષેરામજી–અર્દાઝ્વીરા ( સં. ૧૪૭૧ ) દ્વારા રચાયેલી કૃતિનો અંશ અપાયેલો છે.

ચોથા વ્યાખ્યાનના અંતમાં લાવણ્યસમય ( વિ. સં. ૧૫૮૯ )–કૃત ખિમઋષિરાસ અને શ્રાવકવિધિસજ્ઝાય, નરસિંહ મહેતા ( વિ. સં. ૧૫૧૨) કૃત હારમાલા, પદ્મનાભ( વિ. સં. ૧૫૧૨)કૃત કાન્હડદે-પ્રબંધ, ભીમકૃત પ્રબોધપ્રકાશ અને માંડણે રચેલી પ્રબોધબત્રીશી એ પદ્યાત્મક કૃતિઓનો કેટલોક ભાગ નમૂનારૂપે અપાયેલો છે. આ સોળમા સૈકાની કોઇ પણ ગદ્યાત્મક કૃતિ હોય તો તે નમૂનારૂપ રજૂ થઇ નથી.

સત્તરમા સૈકાની કૃતિ તરીકે પ્રથમ સિદ્ધિચન્દ્રકૃત સંક્ષિપ્ત ગુજરાતી કાદંબરી અને અમરેલીનો વિ. સં. ૧૬૫૦નો શિલાલેખ એ ગદ્યાત્મક કૃતિઓ અને ત્યારબાદ વિષ્ણુદાસે રચેલ મહાભારત અને નાકરકૃત આરણ્યક પર્વ એ બે પદ્યાત્મક કૃતિમાંથી કેટલાક ભાગ અપાયો છે.

પાંચમા વ્યાખ્યાનના અંતમાં લક્ષ્મીરત્ન( વિ. સં. ૧૭૪૧ )કૃત ખેમા હડાલિયાનો રાસ. રત્નેશ્વર( વિ. સં ૧૭૪૯ )કૃત શ્રીમદ્‌ભાગવત, પ્રેમાનંદ ( વિ. સં. ૧૭૬૨ )કૃત નળાખ્યાન અને ઉપાધ્યાય યશોવિજય( વિ. સં. ૧૭૨૯ )કૃત જંબૂસ્વામિરાસ એ ચાર પદ્યાત્મક કૃતિઓમાંથી અમુક ભાગ અને ત્યારબાદ આ જ ઉપાધ્યાયે લખેલ ગદ્યાત્મક કાગળ તેમજ એમણે રચેલ દ્રવ્યગુણપર્યાય રાસમત ગદ્ય અને પદ્ય રૂપ કેટલુંક લખાણ અપાયેલું છે.

આ ઉપરથી જોઇ શકાશે કે જૈન તેમજ અજૈન–મુસલમાન અને પારસી સુદ્ધાં કૃતિઓને લક્ષ્યમાં લેવામાં આવી છે. સાહિત્યના સર્જન માટે જો કોઇ કોમ કે સંપ્રદાય કે જાતિને ઇજારો અપાયો નથી. અહીં એ ઉમેરીશ કે કોઇ પણ લેખિકાની કૃતિ અહીં નમૂનારૂપે ઉષ્કૃત થયેલી નથી. આ તો પાંચ વ્યાખ્યાનોની સામાન્ય રૂપરેખા છે. હવે આપણે

એનો બની શકે તેટલો ઝીણવટથી વિચાર કરીશું.

હેમચન્દ્રસૂરિએ સિદ્ધ હેમચન્દ્ર(અ. ૮, પા. ૪)માં 'અપભ્રંશ'ના મથાળા નીચે જે જે નિયમો આપ્યા છે તે તે નિયમો ત્યાર પછીના સાહિત્યમાં કેવી કેવી રીતે પરિવર્તન પામ્યા છે તે દર્શાવવા માટે પ્રસ્તુત નિબંધ તૈયાર કરાયો છે. પ્રસ્તુત નિબંધકારે હેમચન્દ્રસૂરિને વ્યાકરણની દૃષ્ટિએ ગુજરાતીના પાણિનિ અને સાહિત્યિક કાવ્યની દૃષ્ટિએ ગુજરાતીના સાહિત્યના આદિમ વાલ્મીકિ ગણ્યા છે. (પૃ. ૨)

શબ્દની ઉત્પત્તિનો ક્રમ આપિશલિ નામના વૈયાકરણે જે દર્શાવ્યો છે તે મૂળ ઉલ્લેખપૂર્વક વિસ્તારથી સમજાવાયો છે. શબ્દના સ્વરૂપ વિષે કપિલ, ગૌતમ, કણાદ, પતંજલિ અને ભર્તૃહરિનાં તેમજ જૈનોનાં અને બૌદ્ધોનાં મંતવ્યો દર્શાવાયાં છે. શબ્દ અને શબ્દાર્થ વચ્ચે શો સંબંધ છે તે પણ વિચારાયું છે. શબ્દ એ 'આક્રોશ' અર્થવાળા શપ્ ધાતુમાંથી ઉદ્ભવ્યો છે એ હકીકત ભ.ષાનું સ્વરૂપ સમજાવતી વેળા સૂચવાય છે. સ્પષ્ટ ઉચ્ચારણનું જ નામ 'ભાષા' ભાષ્ ધાતુનો મૂળ અર્થ 'વ્યક્ત વાણી' છે. (પૃ. ૧૪) આમ કહ્યા બાદ ભાષાભેદનાં નિમિત્તો અને ભાષાના ભેદપ્રભેદો વિષે સવિસ્તર ઊહાપોહ કરાયો છે. પૃ. ૧૯માં અને પૃ. ૨૨માં સંસ્કૃત અને આવેસ્તિક ઉચ્ચારણોની તુલના કરાઇ છે, અને પૃ ૩૧માં પતંજલિએ સૂચવેલા ઉચ્ચારણના સોળ દોષો સમજાવાયા છે.

पिक અને तामरस જેવા અનાર્ય શબ્દો ખુદ વેદમાં પેસી ગયા છે (પૃ. ૨૨, ૨૭) તો પછી સંસ્કૃતમાં અન્ય ભાષાના ધાતુઓ દાખલ થયેલા જણાય એમાં શી નવાઇ?

આદિમ પ્રાકૃત—"વેદોની ઋચાઓમાં જે ભાષા વર્તમાનમાં સચવાયેલી છે તે આજ હજારો વર્ષથી બોલાતી બંધ થઇ ગઇ છે. પરંતુ જ્યારે તે માત્ર શિષ્ટોની નહીં કિન્તુ સર્વ જનમાં વ્યાપેલી સાધારણ ભાષારૂપે જીવતી હતી ત્યારે તેનું 'આદિમ પ્રાકૃત નામ આપી શકાય. ઉક્ત કારણોને લીધે પરિવર્તનના પ્રવાહમાં પડેલી જીવતી વૈદિક ભાષ.ને આર્યોની જીવંત ભાષા કહો કે આદિમ પ્રાકૃત કહો" (પૃ. ૨૯). આ પ્રમાણે આદિમ પ્રાકૃતની વ્યાખ્યા અપાઇ છે અને એ દ્વારા જીવતી વૈદિક ભાષા સાથે એનું ઐક્ય સૂચવાયું છે. વિશેષમાં જીવતી ભાષાનું લક્ષણ એ

અપાયું છે કે એમાં ઉચ્ચારણની વિવિધતા હોવી જોઇએ પણ એમાં એની વ્યવસ્થા ન જ રહી શકે (પૃ. ૩૦)

પૃ. ૪૧–૪૨માં હુણેનસંગનાં ઉચ્ચારણો અને આપણા શબ્દોની નોંધ છે. પૃ. ૪૩–૪૪માં અનાર્ય શબ્દો અને એનાં આર્યોએ કરેલાં રૂપાન્તરો નજરે પડે છે. પૃ. ૪૪–૪૫માં વિશિષ્ટ પ્રકારના ઘોડા માટે ૧૮ શબ્દો અભિધાનચિંતામણિ ( કાણ્ડ ૪ )માંથી અપાયા છે.

વ્યાપક પ્રાકૃત—" મૂળ જીવતી ભાષામાં આર્યોનાં વિવિધ ઉચ્ચારણોનો ઉદ્ભવ થયો અને તેમનો અનેક આદિમ જાતિઓ સાથે ગાઢ સંપર્ક થયો એથી એક એવી નવા જેવી બીજી સર્વજનસાધારણ ભાષા નીપજી ગઇ કે જે આર્યોની જ કહેવાય તેમજ આદિમ જાતિઓની પણ ન કહેવાય, પણ વ્યાપક પ્રાકૃતના નામે સંબોધી શકાય " ( પૃ. ૪૬ ). આ પ્રમાણે વ્યાપક પ્રાકૃતનું લક્ષણ આપી 'પ્રાકૃત' શબ્દનો અર્થ સમજાવાયો છે. અને પૃ. ૫૧માં જીવતી વૈદિક ભાષાનો વારસો 'વ્યાપક પ્રાકૃત'માં છે એ વાતનો સામાન્ય ઉલ્લેખ કરી તેના સમર્થનાર્થે પૃ. ૫૧–૭૪માં એકાવન જાતનાં ઉદાહરણો અપાયાં છે.

લૌકિક સંસ્કૃતની ઘટના અને તેનું પ્રયોજન નિર્દેશી એ લૌકિક સંસ્કૃત ક્યારેય સમગ્ર લોકવ્યાપક સંસ્કૃત ન હતું એ સૂચવાયું છે. ત્યારબાદ 'લૌકિક સંસ્કૃતનો વિકાર તે પ્રાકૃત ' એમ માનવામાં પાંચ વાંધાઓ સચોટ છે રીતે રજૂ કરાયા છે. પૃ. ૮૪ માં લૌકિક સંસ્કૃત અને આદિમ પ્રાકૃત વચ્ચે ભેદ દર્શાવાયો છે. 'प्राकृत संस्कृतम्' એ વાક્યનો અર્થ એક રીતે સંગત છે અને બીજી રીતે અસંગત છે એમ કહી વૈદિકને સમજાવવા માટે જેમ સંસ્કૃત વાહનરૂપ છે તેમ પાલિ સિવાયના પ્રાકૃતને માટે પણ છે; પાલિને માટે તો પાલિ જ વાહન તરીકે કાયમ રાખી છે એવો નિર્દેશ કરાયો છે.

પૃ. ૮૬માં સૂચવાયું છે કે વ્યાપક પ્રાકૃત અને લૌકિક સંસ્કૃત એ બંને બેનો છે ત્યારબાદ નાની બેન સંસ્કૃત ઉપર મોટી બેન પ્રાકૃતની પ્રબલ અસર વિવિધ ઉદાહરણો દ્વારા સિદ્ધ કરાયેલી છે. જુઓ પૃ. ૮૬–૯૯. પૃ. ૯૯માં એવો ઉલ્લેખ છે કે "કેટલા જૂના સમયથી નાની બહેન સંસ્કૃતને તેની મોટી બહેન પ્રાકૃતે પોતાની મૃદુતા અને વિવિધ ઉચ્ચારણની રીત આપી તેમાં અનેકગણું વૈવિધ્ય વધારી દીધું છે."

નાટકના પાત્રોની દુર્દશા કેટલાક સંપાદકોને તેમજ ટીકાકારોને હાથે કેવી થઈ છે અને તે માટે વ્યાપક પ્રાકૃત તરફની તેમની દુર્લક્ષતા કેવી જવાબદાર છે એ વાત પૃ. ૯૬–૧૦૧ માં સમજાવાઇ છે.

પાઇય એ નીચ પાત્રોની ભાષા છે એ માન્યતા ભૂલભરેલી છે અને એવા રૂઢિમત વહેમને લીધે ' આ ભાષાના જ્ઞાન–વિજ્ઞાન અને સંશોધનથી પોતાની જાતને વંચિત રાખી એમણે રાષ્ટ્રને અને રાષ્ટ્રિય સાહિત્યને કેટલું બધું નુકસાન કર્યું છે એ અવશ્ય વિચારવું જોઇએ ' એ મુદ્દો ઉપસ્થિત કરાયો છે. પૃ. ૧૦૩માં નિબંધકાર કહે છે કે પાઇય ભાષાની ઉપેક્ષા જે સ્નાતકોએ અ॰ અધ્યાપકોએ કરી છે તેથી નાગરિક લોકો અને ગામડિયા ભાઇઓ એ બે વચ્ચે અંતર વધ્યું છે. પૃ. ૧૦૩માં એ નિર્દેશ છે કે " વ્યાપક પ્રાકૃત ભાષામાં પાલિ, અર્ધમાગધી કે આર્ષ પ્રાકૃત, ધર્મલિપિઓની ભાષા, ચક્રવર્તી ખારવેલ વગેરેના શિલાલેખોની ભાષા, સાધારણ પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચી અને અપભ્રંશ-એ બધી ભાષાઓનો સમાવેશ છે. "

અહીં ગણાવેલ પાલિ વગેરેનો પરિચય એ અનંતર વિષય છે. એમાં 'પાલિ' અને 'અર્ધમાગધી' શબ્દની વ્યુત્પત્તિ અને સમજણ, 'અર્ધમાગધી'-માં 'ત' શ્રુતિ હોવાનું કારણ તપાસના વિદ્વાનોને કરાયેલી વિજ્ઞપ્તિ, તત્સમ અને તદ્‌ભવના વિશિષ્ટ અર્થ, વૈદિક સંસ્કૃત અને લૌકિક સંસ્કૃતમાં દેશ્ય અર્થાત્ તળપદા શબ્દોનો પ્રવેશ, 'અપભ્રંશ' એ નામ આપનારની પક્ષપાતી મનોદશા અને તેની અસંગતતા ઇત્યાદિ બાબતો વિસ્તારથી વિચારાઇ છે.

પૃ. ૧૫૮ માં કહેવાયું છે કે " ઉચ્ચાર્યમાણ આદિમ પ્રાકૃતનાં જે ઉચ્ચારણો વિશેષ ભ્રંશ પામેલાં હતાં તેમનું સમગ્ર એક નામ અપભ્રંશ એટલે જે સમય આદિમ પ્રાકૃતનો તે જ સમય ભ્રષ્ટ ઉચ્ચારણરૂપ અપભ્રંશનો. ગુજરાતી ભાષાનો અપભ્રંશાદિ સંબંધ— " ગુજરાતી ભાષાની મા ઉક્ત અપભ્રંશ ભાષા છે અને વ્યાપક પ્રાકૃત તેની મોટી માશી છે, અને સંસ્કૃત તેની નાની માશી છે વૈદિક યુગનું આદિમ પ્રાકૃત, એ બધીની માતા છે અને ગુજરાતીની માતામહી છે. " ( પૃ. ૧૭૮ ).

હેમચન્દ્રસૂરિના સમયમાં જે લોકભાષા હતી, તેને કેટલાક વિદ્વાનો

' અંતિમ અપભ્રંશ ' કહે છે. એને આ નિબંધકાર ' આપણી ઊગતી ગુજરાતી ' કહે છે ( પૃ. ૧૮૫ ) અને તેમ માનવા માટે તેમણે પૃ. ૧૮૬–૧૮૭માં કારણ દર્શાવતાં કહ્યું છે કે અંતિમ અપભ્રંશ એ ' માટી 'ને સ્થાને છે અને એ ભાષામાં ' અસ્થિમજ્જા ' ન્યાયે અંતઃપ્રવિષ્ટ ઊગતી ગુજરાતી ' ઘડા 'ને સ્થાને છે

'ઊગતી ગુજરાતી' અને વૈદિક ભાષા વચ્ચે (પૃ. ૨૧૭) તેમ જ ચાલુ ગુજરાતી અને વૈદિક ભાષા વચ્ચે ( પૃ. ૨૧૮ ) જે સમાનતા છે તેના નિર્દેશપૂર્વક વિદ્વત્તાપૂર્ણ આમુખ નામનું પ્રથમ વ્યાખ્યાન પૂર્ણ કરાયું છે.

બીજા વ્યાખ્યાનના પ્રારંભમાં નિબંધકાર કહે છે કે બારમા, તેરમા અને ચૌદમા ' એ ત્રણ સૈકા દરમિયાન વૈદિક પરંપરાના વા બીજી કોઇ પરંપરાના ગુજરાતી પંડિતે રચેલું ગુજરાતી સાહિત્ય મને મળ્યું નથી ' એટલે 'ચૌદમો સૈકો આવે ત્યાં સુધી કેવળ જૈન પંડિતોની કવિતાનો આધાર લેવાનો છે.'

સામાન્ય રૂપરેખા આલેખતાં મેં કહ્યું છે તેમ સૈકાદીઠ બેત્રણ કૃતિઓ લઇ તેનો શાબ્દિક દેહ તપાસવાનું કાર્ય નિબંધકારે ઉત્તમ રીતે બજાવ્યું છે.

જણાય છે, કપાય છે વગેરેમાં જણા, કપા એવું આકારાન્ત અંગ ક્યાંથી આવ્યું એનો નિર્ણયાત્મક ઉત્તર આપી શકાય તેમ નથી એમ કહી નિબંધકારે પાંચ સંભાવના રજૂ કરી છે ( પૃ. ૨૬૯–૨૭૧ ). પૃ. ૨૦૧માં અવેસ્તાના ઝીના સંબંધ વિષે સંભાવના કરાઇ છે. પૃ.૧૯૦-માં વિચ્છોહગર અને ફારસી'ગર' વચ્ચે સામ્ય છે કે કેમ એ પ્રશ્ન અને પૃ. ૨૦૭ માં *યતુ*નું *ધ્રુ* ઉચ્ચારણ કેમ થયું એ પ્રશ્ન ઉપસ્થિત કરાયા છે. આમ શંકાઓ, પ્રશ્નો વગેરે નિબંધકારે રજૂ કરેલાં છે પણ તે સંબંધમાં ઊહાપોહ કરવા માટે આ સ્થળ ઉચિત નથી એટલે હું એ વાત જતી કરું છું. *પ્રસ્તુત નિબંધમાં આ દેશના તેમજ વિદેશના કેટલાક વિદ્વાનોના મતની* આલોચના કરાઇ છે અને તેમની ભ્રાંતિનું નિરસન કરાયું છે, પણ એ કંઇ તેમની ખોડ બતાવવા માટે કરાયું નથી એમ નિબંધકારે પૃ. ૨૫૧–૨૫૨માં સ્પષ્ટપણે અને ભાર મૂકીને કહ્યું છે. હેમચન્દ્રસૂરિએ **अवरोप्पर** જે રીતે સાધેલ છે તેના કરતાં સુગમ રીતે એ સાધી શકાય છે એમ

૭

નિબંધકારે પૃ. ૧૯૯માં કહ્યું છે. કેવળ અક્ષરસામ્યને આધારે વ્યુત્પત્તિ સૂચવાય તો તે કેવી ભ્રામક નીવડે છે એ વાત તેમણે "જૂની ગુજરાતી ભાષા"માં પદેસવહેલું, (પૃ. ૧૭૫), પલાંઠી (પૃ. ૭૬), નરવો (પૃ. ૩૫૦), ભભારો (પૃ. ૭૬) અને પરોણો (પૃ. ૩૪૮) એ શબ્દોની જે વ્યુત્પત્તિ આપી છે તેની નોંધ લઈ તે કેવી રીતે અસંગત છે તે દર્શાવાયું છે. એવી રીતે "ગુજરાતી ભાષાનું બૃહદ્ વ્યાકરણ"(પૃ. ૧૩૪)માં 'હિ'ને પંચમી વિભક્તિનો જૂનો પ્રત્યય કહ્યો છે તે ભૂલ બતાવાઈ છે. અચ્છની ચર્ચા કરતાં નિબંધકારે વેબર, નરસિંહરાવ, ટેસીટોરી અને બીમ્સનાં મતોનું નિરસન કર્યું છે અને અહીં જે 'છે' ની વ્યુત્પત્તિ વિચારાઈ છે તેની વિશેષ ચર્ચા પરિશિષ્ટ(પૃ. ૬૬૩)માં કરી છે. 'પહોંચવું' નું મૂળ પ્રાકૃતમાં હોવાનું નરસિંહરાવે સૂચવ્યું છે, એમાં હૂ અને હના પ્રક્ષેપનો આધાર લેવાયો છે તો એનાં કરતાં પ્રભૂત ઉપરથી પહુત્ત નિપજાવવા નિબંધકારે સૂચવ્યું છે (પૃ. ૨૮૦-૨૮૧). વ્યુત્પન્ન શબ્દો વિશેષ શબ્દોની સૂચિમાં નોંધાયલા છે પણ તે ભિન્ન તરી આવે તે માટે કશો પ્રબંધ કરાયો નથી. આ સૂચિમાં, 'રહેવા' વિષે પૃ. ૪૯૦માં જે ઉલ્લેખ છે તેની નોંધ નથી એટલે આમ કોઈ કોઈ શબ્દ રહી ગયા હોય એમ જણાય છે.

અધ્યાપક બેચરદાસે પ્રસ્તુત નિબંધ દ્વારા ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિના જિજ્ઞાસુની ઉત્તમ સેવા બજાવી છે એટલું જ નહિ પણ પાઇય ભાષાના અભ્યાસીઓને પાઇય ભાષાના સ્વરૂપનું દિગ્દર્શન સંક્ષેપમાં સુંદર અને સચોટ રીતે કરાવી તેમની પણ સેવા કરી છે. વિશેષમાં જે સંસ્કૃતજ્ઞોને પાઇયની સૂગ હોય તેમની એ ભૂલ તેમણે બતાવી છે અને સંસ્કૃતના સાચા અને વિશિષ્ટ અભ્યાસીને પાઇયનું જ્ઞાન કેટલું આવશ્યક અને સહાયક છે તે પણ તેમણે દર્શાવ્યું છે. સાથે સાથે કેવળ પાઇય ભાષા જાણવાથી એમાં પારંગતતા પ્રાપ્ત ન થઈ શકે પણ સંસ્કૃતનું વિશાળ જ્ઞાન હોવું જોઈએ એ સૂર પણ તેમણે રજૂ કર્યો છે. આ ગ્રંથમાં છણાયેલા મુદ્દાઓની વિશાળતા અને વિવિધતાને લઈને આ ગ્રંથ અનેકને ઉપયોગી બનશે એ નિર્વિવાદ છે. મુંબઈ વિદ્યાપીઠે આજના

૧ જુઓ પૃ. ૨૪૯-૨૫૦.

· વિકટ સંયોગોમાં પણ આવો મહાકાવ્ય ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો તે બદલ એના સંચાલકોને હું અભિનન્દન આપું છું અને અધ્યાપક બેચરદાસે પોતાના બહુવિધ પાંડિત્યને અનુરૂપ એવો આ નિબંધ લખ્યો તે બદલ તેમને અનેક વાર ધન્યવાદ આપું છું અને ઇચ્છું છું કે ગુજરાતીમાં વ્યુત્પત્તિ-કોષની ન્યૂનતા દૂર કરવામાં તેઓ પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કરે.

તા. ૨૯-૯-૪૪ હીરાલાલ રસિકદાસ કાપડિયા

## વાર્તારૂપી ભાષ્ય

સુનંદા: શ્રી રમણ વકીલ (પદ્મપ્રકાશન લિ. મુંબાઈ ૧; દોઢ રૂપીઓ )

લગ્ન પહેલાં તે કરતાં પછી, પ્રેમ અથવા સંવનનનું દંપતીજીવનમાં અનેકગણું મહત્ત્વ છે એવું, અથવા તો સૂર્યનું, જાણે અહિમાસ્તોત્ર ગાતી આ લાંબી વાર્તા છે. પરણ્યા પછી પરસ્પર પ્રત્યે પ્રેમ સતત ઝર્યાં કરે તો જ લગ્નજીવનમાં તાઝગી અને મધુરતા રહે, સ્ત્રી પુરુષને નચવ્યે નાચતું પાત્ર કે રમકડું જ ગણવામાં આવે તો દંપતીજીવનમાં યાંત્રિકતા, શુષ્કતા ને વિસંવાદ જાગ્યા વિના રહેવાનાં નહીં—એ વિચારતું જાણે વાર્તારૂપી ભાષ્ય પ્રસ્તુત કૃતિમાં કરવામાં આવ્યું છે.

બે પરણેલી વ્યક્તિના આંતરજીવનનું ઘર્ષણ નિરૂપતી આ કથામાં પાત્રો આંગળાને વેઢે ગણાય તેટલાં પણ નથી. મુખ્ય પાત્ર બે જ છે. વસ્તુ પણ નાનકડા વહેળિયા જેવું સાદું આછું ને પથરાટ વગરનું છે. વાર્તાની નાયિકા સુનંદા ડૉક્ટરની સલાહથી સ્નેહવશ બની તેમને ખાતર (!) રોગના ઉપચાર અર્થે કાશ્મીર જાય છે. ત્યાં સૂર્યસ્નાનથી એના શારીરિક, માનસિક—જે હોય તે—રોગનું સદંતર શમન થાય છે. અને સંવનનને લીધે સુનંદાને સુધીર જોડે પાછો મેળ જામે છે. બંનેનાં દુભાયેલાં દિલ ફરીને એકબીજા માટે તલસી ઊઠે છે ને ત્યાં વાર્તાનું મધુર સમાપન થાય છે. કથામાં આમ પાત્ર, પ્રસંગ, ક્રિયા કે કશાની બહુ ધામધૂમ કે ધમાલ નથી. પ્રકૃતિને પડછે લેખકે આખી કથાને નિરૂપી છે ને સુનંદાના જીવનમાં સૂર્યનું—પ્રકૃતિનું મહત્ત્વ સ્થાપી એની અનિવાર્યતા સિદ્ધ કરી છે.

પરંતુ વાર્તામાં કેટલીક નબળી કડીઓ રહી ગઈ છે. લેખકે પાત્રોની

આસપાસ પ્રકૃતિને જેટલી ખિલાવી લડાવી છે તેટલે અંશે, તેટલી સૂક્ષ્મતાથી, પાત્રો કે તેમની આસપાસની બાહ્યાંતર પરિસ્થિતિને નિરૂપી હોય એમ લાગતું નથી. આ કથામાં નાયકનાયિકાનું માનસદર્શન કે માનસસંઘર્ષણ બહુ જ આછું ચીતરાયું છે. તેમાં યે સુનંદા તો ઠીક, પણ સુધીરનું પાત્ર ઘણે અંશે અસ્પષ્ટ રહી ગયું છે. સુધીર દંભી, ગુમાની, આપમતલબી, સુનંદા પ્રત્યે પ્રેમ વગરનો, નિષ્ઠુર હતો એમ લેખક કહે છે તેમ માનવું રહે છે; પણ વાર્તામાંથી એવી પ્રતીતિ થતી નથી. વિસંવાદ થયા પૂર્વેનું દંપતીજીવન કે સુધીરનું વર્તન લેખકે જણાવ્યું નથી; તે પછીનું વર્ણન તો સુધીરના દંભીપણાને ક્યાં ય ભાગ્યે જ સૂચવે છે. દંપતી જો આવાં સંસ્કારી હતાં, તો બંને વચ્ચે વિસંવાદ જાગ્યો શાથી, ક્યારથી; સુનંદાને શો રોગ હતો ને તે શાથી થયો, એમાંનું કશું સ્પષ્ટ સૂચવતી પૂર્વભૂમિકા આપણી સમક્ષ ચણાઈ નથી. તેથી જ લેખક અર્થાન્તરન્યાસી વાક્યોનો છૂટથી ઉપયોગ કરીને, જરા સમભાવહીણા બનીને, સુનંદાનો ને સ્ત્રીઓનો જ પક્ષ આખો વખત લેતા છતાં, સુધીરનો રોષ આપણા મનમાં બહુ ઓછો વસે છે. ને જોવાનું તો એ છે કે, કોણ જાણે શાથી, કથામાં જેટલી સુનંદા પલટાતી દેખાય છે તેટલો સુધીર ભાગ્યે જ દેખાય છે.

સુનંદાનું પાત્ર શરૂશરૂમાં એવું તો નિસ્તેજ, માંદલું, નિર્જીવ લાગે છે કે સૂર્યસ્નાનથી એવું જીવતર આમ સાંગોપાંગ પલટાઈ જાય એ બહુ વિચિત્ર ઘટના લાગે છે. સૂર્યસ્નાનથી આવડી ઝડપી, આટલી અસરકારક થતી હોય કે ન હોય, સુનંદાની આવી આત્માકાયાપલટ સમજાતી નથી. ને જીવનમાં ક્યાં ય રસનું ટીપું સરખું નહીં દેખતી સુનંદા આખરે રસથી છલકી ઊઠીને ભગવાન સવિતાનારાયણના પ્રેમમાં પડે છે એ પણ ભાગ્યે જ ગળે ઊતરે એવું છે. તો યે છેવટ સમાધાન તો થાય છે. સુનંદાનું સંવનન થતાં, એને મન જે પશુ ને પામર હતો તે જ સુધીર પાછો દેવ બને છે, સુનંદાના પ્રેમના અભિષેકને લાયક બને છે.

ડી. એચ. લૉરેન્સની નવલમાં આ કૃતિનાં મૂળિયાં છે તેથી નહીં, પણ સૂર્યોપચારને અહીંના જીવનમાં અપાતું આટલું બધું મહત્ત્વને જોઈને અને પ્રકૃતિની પીઠિકામાં આ જાતની માંડણી પરથી, આખો વખત લાગ્યા કરે છે કે વાર્તા જાણે આપણી ધરતીની નથી. આપણને કશુંક ઊણું-ઊણું કૃત્રિમ ને

પરાયું લાગ્યા કરે છે. વાર્તાનો વણાટ પણ બાહ્ય પરિસ્થિતિના વધુપડતા અવલંબનને લીધે જાણે ફીસોફીસો બની જતો લાગે છે.

આ ઉપરાંત વાર્તામાં કઠે છે તે લેખકની શૈલી. પ્રસ્તુત નવલિકામાં સંવાદનું તત્ત્વ કમાં ય ભાગ્યે જ જોવામાં આવે છે. આખી વાર્તા વર્ણનાત્મક છે. તે તો ઠીક, પણ વાર્તાના કલેવર માટે આ શૈલી અકંટકિત ભાગ્યે કહેવાય. જળથી ભારોભાર ભરેલાં શ્યામલ વાદલના જેવી દરસાદાર ધીર-ગંભીર લેખકની શૈલી છે. એમાં ભાવવહનની શક્યતા તો છે પણ તે સૂક્ષ્મ ઘેરા મનોમન્થની લાગણીને ભાગ્યે જ પકડે છે. રમતીઆળ, સમજુ પ્રવાહી કે વૈવિધ્યભરી જવલ્લે જ દેખાય છે. ને તેથી એકંદરે આવી ગૌરવાન્વિત શૈલી નવલિકા કરતાં નિબંધને જાણે વધુ અનુકૂળ લાગે છે. ઉપરાંત ઠહેલેઠના પ્રાસાનુપ્રાસ ને શબ્દશોખ એમની શૈલીમાં આડંબર, કૃત્રિમતા ને અનૌચિત્ય આણે છે. શૈલી આ કરતાં વધુ પારદર્શક ને લક્ષ્યગામી હોત તો કદાચ ભાવ-વહનમાં વધુ અનુકૂળ બનત ને વાર્તાથી જુદી પડી જતી ના દેખાત.

ઉપેન્દ્ર પંડયા

## શ્રીઅરવિન્દ-ચરિત્ર

*Sri Aurobindo:* By Prof. K. R. Srinivasa Iyengar, M. A., D. Litt.; Arya Publishing House, College Street, Calcutta; પૃ. ૪૨૫

આજથી પચીસ વર્ષ પૂર્વે નડિયાદ હાઇસ્કૂલ સામેની ધર્મશાળામાં કોઈ વ્યાયામશાળાનો ઉત્સવ હતો. વ્યાયામના પ્રયોગો કરી બતાવનાર યુવાનોની આસપાસ વિશાળ પ્રેક્ષકમણ્ડ વીંટળાએલું હતું, તે મણ્ડને ઉદ્દેશીને, એક ખાદીધારી વીર ત્યારે બોલેલા કે આમ ઊભા ઊભા તમાસો જોનારે શરમાવું જોઇએ: કસરત કરવાની વસ્તુ છે, જોવાની નથી. ચાર-પાંચ વરસે શ્રીઅરવિંદ ઘોષના લેખોને આધારે એ જ વીરનું રચેલું 'ગીતાનિષ્કર્ષ' ગુજરાતને વાંચવા મળેલું. પછી તો એ પોંડિચેરીના પથિક થઇ ત્યાંથી પત્રોદ્વારા જન્મભૂમિ સાથે સંપર્ક રાખે છે. 'ગુજરાત' માસિકમાં શ્રી મુનશીએ હપતે હપતે 'સ્વપ્નદ્રષ્ટા'ની કથા લખી, તેમાં શ્રી અરવિન્દે વડોદરા કોલેજના વિદ્યાર્થીઓને કેવા મંત્રમુગ્ધ કરેલા તેનું

ના સિદ્ધાંત પર આ પુસ્તકની રચના થએલી છે.

These were the achievements of less than fifteen years of political activity when their author was also simultaneously pursuing the exhausting profession of teaching and, towards the end, the even more exhausting profession of journalism and politics. ( પૃ. ૧૦૮ )

આરંભે પ્રવેશક-લેખમાં શ્રીઅરવિંદના પ્રાકટ્યની હિંદના પુનરુત્થાન-કાળની પશ્ચાદ્‌ભૂ અને તે પ્રાકટ્ય વિષે રવીન્દ્રનાથ તથા દિલીપકુમાર આદિના હૃદ્‌ગત શબ્દોમાંથી સ્ફુરતાં ચિત્રો આપીને કર્તા આપણને મુખ્ય વિષયનું યથાર્થ સ્વરૂપે ગ્રહણ કરવા પ્રેરે છે. શ્રીઅરવિંદના જીવનક્રમના એમણે ત્રણ ખંડ પાડ્યા છે: (૧) માનવ સંસ્કૃતિનો અભ્યાસી અને કવિ ( પ્ર૦ ૨-૬ ) (૨) દેશભક્ત તથા દ્રષ્ટા ( પ્ર૦ ૭-૧૧ ) (૩) અનંત-તાનો યાત્રી ( પ્ર૦ ૧૨-૧૬ ). ઘરમાંથી સીધા પાંચમે વર્ષે દાર્જિલિંગની કન્વેન્ટ સ્કૂલમાં અરવિંદને મૂકવામાં આવ્યા. સાતમે વર્ષે માતપિતા એમને ભણવા વિલાયત મૂકી આવ્યાં. માતૃભાષા ન જાણનાર જુવાન વીસમે વર્ષે તો ગ્રીક લૅટિન અંગ્રેજી અને ફ્રેંચનો પારંગત બન્યો, કંઇક જર્મન ને ઇટેલિયન પણ શીખી ચૂક્યો, દેશમાં વતન આવી હિંદની ભાષા તથા સંસ્કૃતિનું પણ ગાઢ પાન એણે કર્યું, એવું કે રોમે રોલાંના મત મુજબ અરવિંદ થયા એટલે 'the completest synthesis that has been realized to this day of the genius of Asia and the genius of Europe.'

એકવીસમે વર્ષે ગાયકવાડની સેવાર્થે ઇંગ્લંડની વિદાય લેતાં યુરોપીય સાહિત્યો અને સંસ્કૃતિની જનેતા સમી ઓલ્હેલિનને અનુલક્ષીને શ્રી અરવિંદે કહ્યું કે

*In Sicilian olive-groves no more*
Or seldom must my footprints now be seen,
Nor tread Athenian lanes, nor yet explore
Parnassus or thy voiceful shores, O Hippocrene.

કેમ કે

Me from her lotus-heaven Saraswati

Has called to regions of eternal snow
And Ganges pacing to the southern sea,
Ganges upon whose shores the flowers of Eden blow.

સનાતન હિમવન્ત અને સ્વર્ગમાંની માફક સાગરના સૂર પણ શ્રી અરવિંદને પોકારતા હતા. ચંડીદાસ, ભર્તૃહરિ અને ચિત્તરંજનનાં કાવ્યો એમણે અંગ્રેજીમાં ઊતાર્યાં. The Hero and the Nymph નામથી ઉર્વશીની કથા ઊતારી, Love and Death નામથી ઓર્ફ્યુસ-ને યુરિડિસને મળતી રુરુ અને પ્રિયંવદાની કથા ઊતારી, લક્ષ્મીજીની સલાહ પુરુરવે ન માની, યમની રુરુએ ન માની. ક્ષત્રિય તથા બ્રાહ્મણ સ્વધર્મ ચૂક્યા—જાતે કરીને, સેતાન કે મન્થરા વા ઇઆગો જેવા કોઇ બહારવાસી દુષ્ટથી પ્રયુક્ત થઇને નહિ, કેમ કે આપણો શત્રુ આપણામાં જ વસે છે.

૧૯૦૭માં પ્રગટ થયેલું બ્લૅન્ક વર્સ નાટક Perseus the Deliverer પાકટ વયના The Life Divine નાં વિચારણીજ પ્રગટ કરે છેઃ

Cassiopea: How can the immortal gods and Nature change ?
Perseus: All alters in a world that is the same
Man most must change who is a soul of time
His gods too change and live in larger light.
Cepheus: Then man too may rise to greater heights,
His being draw nearer to the gods ?
Perseus: But the blind nether forces still have power
And the ascent is slow and long is time.
Yet shall Truth grow and harmony increase.
The day shall come when men feel close and one
Meanwhile one forward step is something gained
Since little by little earth must open to heaven
Till her dim soul awakes into Light.

પ્રકીર્ણ કાવ્યોમાં નોંધપાત્ર 'બાજી પ્રભુ' Baji Parbhu અને વિદુલા Vidula લઇએ. 'બાજી પ્રભુ' એ મરાઠા વીરત્વનું કાવ્ય છે અને ૧૯૧૦માં 'કર્મયોગી' માં અઠવાડિક હપતે પ્રગટ થયું હતું. વિદુલા 'નું મૂળ નામ 'The Mother to Her Son'. એની કથા મહાભારતના

ઉદ્યોગપર્વના ચારૂ અધ્યાયનું ટેનિસનના 'લૉકરલી હૉલ'ના ગર્જતા છંદમાં કરેલું રૂપાન્તર છે. પરદેશીના બળ આમળ હાથ જોડી બેસી રહેલા પુત્ર સંજયને વિધવા માતા ઉત્સાહથી ભરે છે:

Shrink not from a noble action, stoop not to
unworthy deed !
Vile are they who stoop, they gain not Heaven's
doors nor here succeed ...
Lo ! we toss in shoreless waters, be the haven to
our sail !
Lo ! we drown in monstrous billows, be our boat
with kindly hail !

૧૯૦૭માં 'વંદેમાતરમ્'માં અઠવાડિક હપતે પ્રસિદ્ધ થતા આ કાવ્યમાં નીચેની પંક્તિઓ છે.

Now this nation and this army and the statesmen
of the land.

એ ટાંકીને ચરિતકાર પૂછે છે:

Is this General de Gaulle...or Dr Edouard Benes...Is it a Marshal Stalin or a Generalisimo Chiang addressing a word of warning and a message of hope to his countrymen ? It is none of these things: it is almost an "old wives' tale," as old as the Mahabharata, and perhaps older still; but its relevance is perennial... (પૃ. ૧૦૦-૧)

તો બીજે એમ લખે છે કે-'even a born poet cannot always write at the top of his form...the failures are unimportant, the successes alone should demand our attention and compel our admiration. (પૃ. ૧૦૯)

વડોદરાનિવાસના પાછલા ભાગમાં જ, રાજકારણનાં સામરજળમાં ડૂબકી મારતાં પહેલાં જ શ્રીઅરવિંદને યોગસાધનામાં રસ જાગ્રત થયો હતો. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનો આદર્શ સ્વીકારનારાની મંડળી એમણે ૧૯૦૨ આસપાસ જમાવી; અને આંતરબળની શોધમાં એ વર્ષમાં જ યોગ તરફ વેદાન્તાશ્રિત હિંદુ ધર્મનાં સનાતન સત્યો તરફ પોતે ઢળવા લાગ્યા હતા. અલીપોર આદિ જેલનિવાસમાં થએલા અનુભવોએ એમને ખાતરી

કરાવી કે સનાતન ધર્મ રાજકારણના બદલાતા રંગ પોતામાં સમાવી તે સર્વથી પણ પર ચઢતો હતો. શ્રીઅરવિંદે દિલીપકુમાર રૉયને વાતમાં કહેલું. ( તીર્થંકર )

I too wanted at one time to transform through my Yoga the face of the world. I had wanted to change the fundemental nature and movements of humanity ...

જાણે શ્રીઅરવિંદ બોલતા હોય તેમ ઋષિ વિશ્વામિત્રકૃત નવી દુનિયા જોઇ રાજા ત્રિશંકુ બોલે છે ( Hymn of Triumph )

I shall not die.
Although this body, when the spirit tires
Of its cramped residence, shall seek the fires,
My house consumes, not I...
I hold the sky
Together and upbear the teeming earth.
I was the eternal thinker at my birth
And shall be, though I die.

૧૯૧૦થી તો શ્રીઅરવિંદ પૉંડિચેરીમાં બિરાજે છે. ચાર વર્ષની સાધનાની શાંતિ બાદ ત્યાંથી એમણે 'આર્ય' સામયિક દ્વારા બાહ્ય જગત સાથે સંપર્ક રાખવા માંડ્યો. પ્રથમ વિશ્વવિગ્રહને અંતે જુલાઇ અંકમાં '1919' વર્ષ વિષે લખતાં એમણે કહેલું:

This year too may be only the end of an acute phase of a first struggle., the commecement of a breathing time, the year of a makeshfit, the temporary halt of a flood in motion. That is so because it has not realized the deeper mind of humanity nor answered to the far-reaching intention of the Time-Spirit.'

૧૯૨૧માં 'આર્ય' બંધ થયું. The Essays on the Gita અને The Life Divine એ ગદ્યગ્રંથો તથા ડૉ. કઝન્સના પુસ્તક New Ways in English Literatureના અવલોકનમાંથી વિકસેલી The Future Poetryની લેખમાળારૂપી અંગ્રેજી કાવ્યસાહિત્યની ઐતિહાસિક સમાલોચના આ સૌ પરિપક્વ કૃતિઓની પરિચયાત્મક

વિવેચના ચરિતકારે કરી છે. ઇશોપનિષદ્ અને અત્રિનાં સૂક્તો ઉપર વિવરણો લખીને વેદાદિનું આભ્યંતર રહસ્ય આજના સંસ્કારી માનસને શ્રીઅરવિંદે સુલભ કરી આપ્યું છે. તેમના માનસજીવનમાં ઐહિક વા આધિભૌતિક જીવનનો નિષેધ નથી, સોપારમાર્ગને માથે ઊભા રહી આ સૌનું એ અવલોકન કરે છે ને તે રીતે આપણને નવી દૃષ્ટિ અર્પે છે. એ દૃષ્ટિની સમાલોચના ચરિતકાર પણ ઐતિહાસિક ભૂમિકા પર કરે છે:

Is not the Gita's way also 'synthetic' or 'integral'? Didn't Ramanuja and his followers also advocate a linking up of the three paths and didn't they even add a fourth, prapatti marga? Didn't the Tantrik Siddhas base their Sadhana on their synthetic view of human life?...Is he saying anything so very different from what a Buddha or a Sankara said so many centuries ago? How does the absolute and serene calm that Sri Aurobindo speaks of differ from the Buddhistic *nirvana* or the Virasaiva conception of *bayalu nirbayalu*?

શ્રીઅરવિંદે એમનો યોગ શૂન્યમાંથી જન્માવ્યો નથી. વેદાન્ત અને તંત્રના પ્રવાહોનું એમણે મંથન કર્યું છે. પણ સંસારની ચૂડમાંથી છૂટીને વ્યક્તિ પોતાના અંગત પ્રશ્નનું નિરાકરણ કરે તેથી શું વળે? માટે વિજ્ઞાનયોગ દિવ્ય તત્ત્વને પૃથ્વી પર અવતારવાને શ્રીઅરવિંદે આપ્યો.

છેલ્લે સમાપનપ્રકરણમાં એ મહાન યોગીની વ્યક્તિમત્તાના ક્રમિક વિકાસનું શિખર દર્શાવીને એમની અભિવંદના કરી છે:

And Sri Aurobindo—the Prophet of Supernature and the Pilgrim of Eternity—is the great power and personality that the Time-spirit has evolved out of the labour of ages!

તેમનું આવાહન કરતાં એક લેટિન કવિનું રોબર્ટ બ્રિજીસનું ભાષાન્તર આપી સમાપ્તિ કરી છે.

Come, O creator spirit, come
And make within our hearts thy home;

Who of thy breathing move and live

શ્રી અરવિંદના કવિત્વપૂર્ણ જીવનચિંતનના વૈભવને લીધે આ ચરિતગ્રંથ રસિક બન્યો છે, તેટલો જ ગ્રંથકર્તાની વાચનસમૃદ્ધિને લીધે પણ બન્યો છે. ગ્રંથના ઘડતરમાં તેમણે શ્રી અરવિંદની ભાષા વણી લીધી છે તે જ રીતે જૂનાનવા અનેકાનેક કવિઓની ઉક્તિઓ વણી લેવાયાને કારણે આ પુસ્તકના વાચનનો આનંદ ઉદ્દીપ્ત સંસ્મરણોથી ભર્યોભર્યો રહે છે.

આજ તો સામાન્યજનને મન શ્રીઅરવિંદનું આકર્ષણ એટલે તેમનો યોગ ને યોગાશ્રમ. પણ લેખકે ઉપાન્ત્ય પ્રકરણ એકલું જ આ વિષયને આપ્યું છે, ને તેમાં પણ એ આકર્ષણનું પૃથક્કરણ સમસ્ત આધુનિક જગતની પરિસ્થિતિ ટી. એસ. ઇલિયટ, ઓડેન આદિમાં કાવ્યદેહે પ્રગટ થાય છે તેને દર્શાવીને કરી દેખાડયું છે. સંસ્કારિતાના ઇતિહાસમાં એ યોગમાર્ગનું સ્થાન વિચારી આપ્યું છે. હિંદુસ્તાન નામના એક દેશમાં કે પોંડિચેરી ના ગેતેના એક ખૂણામાં જ અરવિંદનું સ્થાન નથી; બહારની દુનિયાથી અલિપ્ત રહેવા છતાં એની સાથે એમણે બૌદ્ધિક તેમ જ આત્મિક સંસર્ગ જાળવ્યો છે. સમગ્ર જીવનમાં પોતે પણ ઝૂઝે છે ને તેવા ઝૂઝનારાને માર્ગદર્શન કરે છે. પ્રથમ વિશ્વયુદ્ધને અંતે છિન્નભિન્ન દુનિયા નીરખી નિરાશાની અણીએ આવેલા ત્રસ્ત સંતપ્ત જનોની એક આશા આ આશ્રમ—આ આશ્રમમાંથી દર્શાવાએલો જીવનપંથ હતો, તો કોને ખબર કે વિશેષતઃ છિન્નભિન્ન થએલી, અણુબૉમ્બ વડે નષ્ટપ્રાય થવા બેઠેલી, આજની દુનિયા વળી વધારે હોંસથી આ માર્ગને ભેટવા દોડશે?

આપણે જે કોઇ કક્ષામાં હોઇએ તેમાં રહીને જાણવા-માણવાનું આપણને આ અરવિંદચરિતમાંથી મળી રહે છે, કેમકે અરવિંદજીવનની ઉત્ક્રાન્તિની સઘળી કક્ષાઓ એમણે યથાસ્થિત વર્ણવી છે. આપણે પૂર્ણ માનવ નહિ હોઇએ, પૂર્ણતાના અભિલાષી તો છીએ, ને શ્રી અરવિંદ પણ તેવા અભિલાષી એક વાર હતા, હજી પણ છે :

For me the path of Yoga has always been a battle as well as a journey, a thing of ups and downs, of light followed by darkness, followed by greater light.

## 'ભાષાભ્યાસીની ઉત્તમ સેવા' નો અનુલેખ

'દેશ્ય' શબ્દોનું સ્વરૂપ દર્શાવતાં હેમચન્દ્રસૂરિએ *अणाइपाइअपयट्ट-भासाविसेसओ देसी* એવો ઉલ્લેખ દેશી શબ્દસંગ્રહ ( ગા. ૪ )માં કર્યો છે અને એનો અર્થ કરતી વેળા 'પ્રવૃત્ત' ને 'પ્રાકૃત'નું વિશેષણ ગણ્યું છે. આ પ્રમાણેનો નિર્દેશ કરી પ્રસ્તુત નિબંધકારે ૧૩૬મા પૃષ્ઠમાં ઉપર્યુક્ત ઉલ્લેખનો એ રીતે અર્થ કર્યો છે. વિશેષમાં ૧૩૭ મા પૃષ્ઠમાં એમણે 'દેશી' શબ્દના સ્વરૂપ વિષે ગંભીર વિચાર કરી એ સંબંધમાં વિશિષ્ટ પ્રકાશ પાડવા વિદ્વાનોને વિજ્ઞપ્તિ કરી છે. અહીં એ ઉમેરીશું કે લૌકિક સંસ્કૃતના દેહની ઘટના એમણે ૪૮મા પૃષ્ઠમાં સમજાવી છે.

અર્વાચીન ધ્વનિયંત્ર વિષે આ પુસ્તકમાં નિરૂપણ જણાતું નથી તો એ ન્યૂનતા દૂર કરવા ઇચ્છનારે ડૉ. બાબુરામ સકસેના કૃત **सामान्य भाषाविज्ञान** નામના હિન્દી પુસ્તકનો સાતમો અધ્યાય જોવો. આના પછીના ચાર અધ્યાયમાં ધ્વનિઓના વર્ગીકરણ, ધ્વનિઓના ગુણ, સંયુક્ત ધ્વનિઓ અને ધ્વનિના વિકાસ વિષે નિરૂપણ છે.

પ્રો. કાંતિલાલ બ. વ્યાસે "ગુજરાતસંશોધન મંડળ ત્રૈમાસિક" ( માર્ચ, ૧૯૪૦ )માં આ વ્યાખ્યાનોની એક સંક્ષિપ્ત નોંધ અને સમાલોચના લખી હતી. એ ઉપરથી "ફાર્બસ ત્રૈમાસિક" (વ. ૫, અં. ૩)-માં પ્રસ્તુત નિબંધકારે ચર્ચાપત્ર લખ્યું હતું. એના પ્રત્યુત્તરરૂપે પ્રો. વ્યાસે જે લખાણ કર્યું હતું તે પુ. ૫, અં. ૪ અને પુ. ૬, અં. ૧ માં એમ બે હપ્તે પ્રસિદ્ધ થયું છે.

પ્રસ્તુત પુસ્તકની આ પ્રમાણે સમાલોચના-પ્રત્યાલોચના થઈ છે તેથી જ આ પુસ્તક વિશિષ્ટ અભ્યાસનો વિષય બને છે એમ નથી, પરંતુ એમાં જે વિવિધ મંતવ્યોનું નિરીક્ષણ-નિરસન જોવાય છે તેથી તેમ જ કેટલીક બાબતો અંતિમ નિર્ણયની અપેક્ષા રાખે છે તેથી પણ આપણે આ પુસ્તક વાંચવા વિચારવા લલચાવું જોઇએ. આ પૈકી મંતવ્યોને અંગે હું નીચે પ્રમાણે ઠામઠામથી નોંધ લઉં છું:—

કેશવલાલ ધ્રુવ (પૃ. ૧૬૨), ચતુરભાઇ પટેલ (પૃ. ૨૪૮-૯), ટેસિટોરી (પૃ. ૨૭૬ અને ૩૨૦), નરસિંહરાવ (પૃ. ૨૭૫ અને ૨૮૦-૧),

## પ્રકીર્ણ

૪૩ **આથમતે અજવાળે** : ધ. કૃ. મહેતા ( ગૂર્જર ગ્રં. ર. કાર્યા. રૂ. પા)–૪૪. **આરામખુરશીએથી** : ધ. કૃ. મ. ( જીવન સા. મન્દિર: રૂ. ૩ા ).–૪૫ **સાહિત્યપરામર્શ** : વિવિધ લેખકો ( બિલેપાર્લે સા. સભા: રૂ. ૩ા ).–૪૬, **ગીતિકા** : પૂજાલાલ ( શ્રી અરવિન્દ આશ્રમ: રૂ. ૧ા ).–૪૭ **નવનીત**: શિવજી-ભાઈ, (સં.) પૂજાલાલ ( શિવસદન કાર્યા મઢડા; રૂ. ૧ ).–૪૮ **અશ્રુમતી ક્રીક્સ કૃત** : ડૉ. એમ. ઓ. સુરૈયા ( એન. એમ. ત્રિપાઠી લિ. રૂ. ૫ ).–૪૯ **શકારિ** : રા. બન્ધોપાધ્યાયકૃત. ભી. દેસાઇ ( ગાંડીવ સા. મન્દિર; રૂ. રાા )–૪૯. (ગ) **કલ્યાણયાત્રી** : ક. માણેક ( એન. એમ. ત્રિપાઠી-લિ. રૂ. દોઢ )–૫૦. **દીનબન્ધુ** : ર. ન. વહોરા ( પુસ્તકાલય સ. સ મંડળ: રૂ ૨ ).–૫૧. **ઉર્વશી અને યાત્રી** : ઉ શુક્લ ( નૂતન બા. શિ. સંસ્થા; રૂ. ૨ ).–૫૨. **જગતમાં જાણવા જેવું** : છો. મા કામદાર ( ૧૦ આના; સસ્તું સા. વ. કાર્યા ).–૫૩ **મહાગુજરાતની ગઝલો** : ( મહાગુજ. ગઝલમંડળ; રૂ. ૧ાા ).–૫૪. **ઊછળતાં પૂર** : અં. ના. પંડ્યા ( આનંદ કાર્યા. રૂ. ૧૧ ).–૫૫. **અંજલિ**: સુભદ્રા કું; (સં.) પ્રા. દુકાળ ( નિ. પ્ર. . રૂ. ૧૧ ).–૫૬. **રશ્મિ** : ૧૯૪૩–૪૫ ( ગુજ. સા. મંડળ, સેંટ ઝેવિયર્સ કૉલેજ; રૂ. ૩ાા ).–૫૭. **શ્રી સયાજી વૈભવ** પુસ્તકાલયનો ૧૯૪૪–૪૫નો અહેવાલ.

[ **તંત્રીની નોંધ** : ગયા આઠનવ માસમાં મળેલાં ઉપલાં પુસ્તકો-માંથી બનશે તેટલાંનો પરિચય વગેરે આવતા બે અંકમાં આપી દેવાની આશા છે. કેટલાંક પરની સમાલોચના કે મિતાક્ષરી પણ ત્યાર પછી આપવાનું બની શકશે. ( સૂરત : ૧૫–૩–૧૯૪૬ ) ]

આ. વિજયરાયની બે નવી કૃતિઓ

# ૧. ઊડતાં પાન

તંત્રી–પ્રાધ્યાપક–જીવનની તેમ જ સામાન્ય જીવનની પી
વિનોદ–કટાક્ષમય નિબન્ધિકાઓ (રૂા. સવા બે)

પદ્મ પ્રકાશનો લિ–મુંબાઈ ૧.

# ૨. શુક્રતારક

નવલરામ લક્ષ્મીરામનું જીવનચિત્ર:
જીવન્ત એટલું જ ચિત્રાત્મક (રૂા. ૨)
ગુજ. વર્નાક્યુલર સોસાયટી: અમદાવાદ

કૃલાન્ત કવિ કે કલાન્ત કવિ?
રા. જહાંગીર એ. સંજાણા–કૃત,
વિદ્વાનોનું આદરપાત્ર બનેલું
સમીક્ષાનું પુસ્તક (રૂા. ૧)

એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ ૨

# માનસી


વર્ષ ૧૦ : અથાંક : ૩

સપ્ટે. ૧૯૪૫





પૂર્ણસંખ્યા ૩૯

સંચાલક :

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

પ્રેસ : સ્ટેશન રોડ · ભાવનગર

લાંબું આયુષ્ય
સુંદર સ્મરણશક્તિ
બલ તેજ અને
ચેતન મેળવવા

ઝંડુનું

# કેસરી જીવન

વાપરો
જેમાં

કેસર, કસ્તુરી
રસસિંદુર, અભ્રક
તથા બીજાં પૌષ્ટિક
ઔષધો મેળવેલાં છે.

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.

મુંબઇ નં. ૧૪

ભાવનગરના એજંટ
મેસર્સ જયંતીલાલ અમૃતલાલની કું. આંબાચોક

# વિષય દર્શન

વર્ષ ૧૦, અંક ૩ : પૂર્ણ સંખ્યા ૩૯

સપ્ટેમ્બર ૧૯૪૫ (પ્રગટ, જુન '૪૬)

## સર્જન અને નિબન્ધો



## નિકષ



---

૧. આ કાવ્યમાં 'હેરો' છપાયું છે તે 'વહેરો' જોઈએ; 'ઊંદન' છે તે 'ઊંદ ન' જોઇએ.

માનસી ગ્રન્થશ્રેણી : સંચાલક વિજયરાય ક. વૈદ્ય. દરજી મહોલ્લો, નાનપરા; સુરત. લવાજમ રૂ. ૫; છૂટકનો રૂ. દોઢ; દેશાવર રૂ. ૬–૪–૦.

શાખાઓ : (૧) મુંબાઈ એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ. (૨) સૂરત : પ્રતાપ પ્રેસ, કણપીઠ. (૩) વડોદરા : સાધના પ્રેસ, રાવપુરા. (૪) પોરબંદર : રા. દામોદર કે. ભટ્ટ; રામટેકરી. (૫) ભાવનગર : આનંદ પ્રેસ, સ્ટેશન રોડ.



## મન્દિર-વૃત્ત

૧. **વિશેષ મદદની** રકમો ગયા અંક- પછી આ વીગતે મળી તે સાભાર સ્વીકારીએ છીએ: (૧) શેઠ બહેરામજી સો. લાલકાકા, મુંબાઈ; રૂ. ૧૦. (૨) શેઠ દેવકરણ ને. તન્ના, મુંબાઈ; રૂ. ૧૦.

૨. **ડિસેંબર ૧૯૪૫નો** અંક વચગાળાના છ એક માસમાં પ્રકટ કરી શકાશે ને ૧૯૪૭થી 'માનસી' ૧૧મા વર્ષમાં પ્રવેશશે.

૩. સ્વ. આચાર્ય આનન્દશંકર બા. ધ્રુવનાં પુષ્કળ સંસ્મરણો, પ્રસંગો ઇત્યાદિનો લાભ એના લેખક રા. રતિલાલ ગો. ત્રિવેદી વાચકોને આ ત્રૈમાસિક દ્વારા થોડા વખતમાં આપશે એ જાહેર કરતાં આનન્દ થાય છે.

ભાવનગર : ૧૦–૬–૪૬. વિ. ક. વૈ (સં. 'માનસી')

# માનસી

વર્ષ ૧૦, અંક ૩ ] [ સપ્ટેંબર ૧૯૪૫

## નર્મદ અને ગોવર્ધનરામ

### ગુજરાતના બે મહાપુરુષો

[ પ્રા. બળવન્તરાય ઠાકોરઃ 'વિવિધ વ્યાખ્યાનો' પૃ. ૭૨, ૭૩ ]

મહાપુરુષો જ અમર, અમર થઈ જાય તે બધા જ મહાપુરુષ, એ બંને વ્યાપ્તિઓ માત્ર અર્ધસત્યો છે. ... ... ...

નર્મદ અને ગો. મા. ત્રિ. બંને મહાપુરુષ હતા તથા એક બીજાથી અત્યન્ત ભિન્ન હતા. અક્ષરવાસી લેખે પણ બંને એકબીજાથી જુદા ઢાળાના દીસી આવે છે. એકના લખાણનો આખો ઝોક વ્યવહારુતા તરફ, બીજાનો શુદ્ધિ અને સૂક્ષ્મતા તરફ. બંનેને મહાવાક્યો પ્રિય. પરન્તુ એકનાં મહાવાક્ય મિનારા કે અર્ધશંકુની આકૃતિનાં, ત્યારે બીજાનાં ભૂલભુલામણીની અણી લગી જાય, પરન્તુ સ્વચ્છતા ન જ ગુમાવે એવી સંકુલ વર્તુલાકૃતિનાં. નર્મદ ઘડપણે પણ જુવાનજોધ, ગોવર્દ્ધનરામ જુવાની અને બેજવાબદાર છન્દીલાપણું જાણે આગલા ભવમાં ક્યાંક ભૂલી આવીને જ આ ભવે અવતરેલા. નર્મદ મુકાબલે તનદુરસ્ત, જો કે નાજુક પણ હોઈ, કવીશ્વર દલ-

પતરામ, અંબાલાલ સાકરલાલ કે શિવકાશી જેવી તનદુરસ્તી એની પણ નહીં. આપણા ગોવર્ધનરામ તો સદારોગી, એમનું શરીર રોગોનો જ માળો, તથાપિ એમની મુખમુદ્રા સદા ય તેજસ્વી. નર્મદ એટલે અંગારો. ગોવર્દ્ધનરામ તો શુક્રતારિકા. નર્મદ જોરસાદાર માહોમ જ ફરમાવે, સેનાને મોખરે ધ્વજધારી લેખે પહોળી છાતી અને રથાણુ સમી ડોકે ડગલાં ભરવાના એને કોડ; ગો. મા. ત્રિ. તો જાણે એમના જ જરાસંકર. મદોન્મત્ત વીરતાના આવેશમાં આવી જતા ગજરાજ જેવા મલ્લરાજોને પણ નાથવાની એમની કલા આબાદ, ત્યારે નર્મદ એવી કલામાત્રને તુચ્છ ગણનારો. પોતાનો નિર્ણય, પોતાનો ટેક, પોતાનું હીર, પોતાની આર્યજનેતાનું દૂધ,—અને માથે ઈશ્વર છે જ, હું ભલે રણમાં ખપી જાઉં, અનુયાયીઓ જીતવાના જ, વિજયનાં ઊંચાં સુખ, સ્વાતંત્ર્યનાં અમીવર્ષણ માણવાના જ, એવી એની શ્રદ્ધાએ એ કર્તવ્યનિષ્ઠ. ગોવર્દ્ધનરામ મહેચ્છાસમીરણ જ સત્યનો પ્રવાહ છે, તે પ્રવાહ જ આ વિશ્વ છે, કોઈ પણ ઇચ્છાઓ તે પ્રવાહને પ્રતિકૂલ વહે તે અસત્ય, તે અનીતિ, તે અવનતિ, તે સત્યાનાશ, એવી પર્યેષક શ્રદ્ધાએ કર્તવ્યનિષ્ઠ. બે ય હૃદયમાં સૌથી દૃઢ પીઠી ગુજરાત અને ગુજરાતીઓ ઉપર અનહદ પ્રેમની. બંનેની મોટામાં મોટી સ્થાયી વાંછના ગુજરાતીઓનું સાચામાં સાચું, ઊંચામાં ઊંચું, જીવનના ખૂણેખૂણા ઉજાળતું હિત. પોતાના આવા મહાન સત્પુત્રોના આશયો અને ચિન્તનો, સૂચનો અને વિધાનો ઉકેલવામાં અને સમઝવામાં અને અપનાવવામાં ગુજરાતી પ્રજા જેટલી મન્દ રહેલી જણાય છે, તેટલી તે કમનસીબ, કમઅક્કલ, કમતાકાત, નગુણી અને હીણી છે.[1] અને અદ્યાપિ પોતાની મગદૂર આટલી જ છે, એ હકીકત પૂરેપૂરી સમઝે, અપનાવે, તે પ્રજા જ આગળ વધવા અને ઊંચે ચડવાના વ્યવહારુ માર્ગે દૃઢતાથી ડગલાં ભરી શકે છે.

---

૧. આ વાક્ય મૂળમાં સાદે અક્ષરે છે; એ એક દૃષ્ટિએ આખા ય અવતરણમાં સૌથી મહત્ત્વનું, તેથી એને અહીં ઘટ્ટ બીબામાં છાપ્યું છે.–સં. માનસી

# કાવ્યમાનસી

## ધ્રુવતારક શ્રીઅરવિંદ

: મંદાક્રાન્તા :

માતાજીના હૃદયસરના નિર્મળા તીરપ્રાન્તે,
ક્રીડન્તો હું કમલવન લાવણ્યમાં મુગ્ધ, લીનઃ
ચાખો જાણે સહજ સુખની છાયલ્હેરે અધીન,
જાણે શું આ શિશુ અબુધ કે ધ્યેય છે કો અનન્તે.

ઊડું છું જ્યાં ઉડુગણ વિષે કલ્પનાએ અખંડે–
પાંખો ઢીલી, શિથિલ મન, ઊંડે મરે જીવ ખિન્ન;
ઘોરારણ્યે જખમ પડી રહ્યો કંટકે દેહ ભિન્નઃ
મીંઝાતો હું તિમિર ભડકે કંઇ અહંના અનંગે.

કિંતુ એવે ધવલવસના રમ્ય વાત્સલ્યમૂર્તિ,
મૈયા જોઈ સુખદ જપતી મંગલા મંત્રવાણી;
દુઃખો મારી તનમનતણાં થૈ ગયાં શાન્ત લુપ્તઃ
દૃષ્ટિ ખૂલી પડળ ખસતાં, સંચરી ચિત્ત સ્ફૂર્તિ,

ખીલી વાચા કલરવ કરી વ્યંજનામાં અજાણી;
ને માતાને નયન ચમક્યા ભવ્ય અરવિંદ-ધ્રુવ.[1]

૧૬-૮-૪૫
ગુરુ

દેશળજી પરમાર

---

૧. શ્રીઅરવિંદ-જયન્તી નિમિત્તે

## નારી

: મિશ્રોપજાતિ :

શરીર સ્ત્રીરું પવિત્ર છેઃ ત્યાં
રખે જતી દૃષ્ટિ ! વિકારવંતી;
એ દેહ તો દેવળ માતૃપ્રેમનું
ત્યાં ભક્તિભીનાં નયનો ! જઈ નમો.

વૈકુંઠલક્ષ્મી સુમનોહરસ્મિતા
નારીસ્વરૂપે રહીને નિગૂઢ,
આકર્ષતી મંગલ રૂપજ્યોતની
ઝાંખી ભલી પાર્થિવ લોચનોને.

નહીં કદી પંકિલ પ્રાણવાસના
દો ઉતરો પાવન માતૃસાદને;
લાવણ્યની નિર્મલતા નિરમ
રાચો તહીં અર્ચન અર્ઘ્ય ચિત્તડાં.

નારી નથી ભોગલતા લચેલી
એ પ્રેમની યોગતણી પ્રદીપિકા;
ના કામના કર્દમ કાલિમા એ
એ પદ્મિની પુણ્યજલે પ્રફુલ્લિતા.

દાસી નથી એ પુરુષોપજીવી
સમ્રાજ્ઞી એ પૌરુષના પ્રદેશની;
ભ્રૂભંગ માત્રે ય અવાક એની
વર્તાવતી આણ અખંડ મંગલા.

એને ઉરે કોટિ કલાધરોની
છે કૌમુદી કાન્ત છતાં ય ત્યાંથી;
પુણ્યપ્રકોપો ય ભભૂકી ઉઠી
બનાવતા ભસ્મ પ્રચંડ પાપને.

પૃથ્વીતણા જીવનના રસોમાં
સુનંદનો પુષ્પિત પ્રેમકેશ
સંવર્ધવા સ્વર્ગતણી સુધાની
સ્રોતસ્વિની નિત્ય વિશાલ એ વહે.

નામે જ નારી, અબળા, ન અન્યથા
એને ઉરે છે મૃદુતાની આડે
છુપાયલું ઓજ અજેય એવું
જે વજ્રને યે નમનો પઢાવતું.

શું બને આજ ન એ વિજેત્રીનું ?
આંખોતણાં આંસુ ભલાભલાને
લે જીતી, અંગારઝરી–શમે તો
છે કોણ સામે ટકવા સમર્થ ?

પાંચેય તત્ત્વો જડ આપ તો યે
સ્પૃહા કરી ચેતનના પ્રભુત્વની,
આવ્યાં ન ફાવ્યાં બહુ એ મથ્યાં છતાં
નારીતણો આશ્રય આખરે મળ્યો.

પૃથ્વીતણું તત્ત્વ શરીરસંબંધે
રહ્યું રહ્યું કંઈ હૃદયો રમાડતું;
દ્વિતીય પેલું રસતત્ત્વ તેણે
પ્રવાહમાં ચેતન સર્વનું દહ્યું !

ને મંગલાના મુખથી વહંત
ઉચ્છ્વાસનો વાયુ વસંતલીલા
વિસ્તારી ઉન્મીલિત અંતરોને
ખરી બનાવે નવરંગ રાગમાં.

તારા નરી તેજતણી કટારી
નારીતણી કાતિલ કેટલી છે !
અબોલ યા બોલ બનેલ એનો
ચિદંબરી શબ્દ ન ગાજતો ક્યાં ?

સંસારનું સ્વર્ગ સજાવનારી
એ માત મોંઘી ભગિની પ્રભાવની
કન્યાકુમારી સખી સ્નિગ્ધ સાથી
આશા, સમાશ્વાસન એ જ સંકટે;

એ વેદિકા જીવનયજ્ઞસત્રે
સત્પ્રેમનો પાવક શુભ્ર જ્યોતે
માલિન્ય જ્યાં મારતણું નિવારી
વિભૂતિઓ મંગલની સમર્પતો.

છે વંદનીયા, સ્થિર સેવનીયા
નારી અપૂર્વોજ્જ્વલ ત્યાગરાગિણી
સૌન્દર્ય સંસ્કાર નિકાશ મ્હોરતી
આ સ્વર્ગની કલ્પલતા ધરાતલે.

પૂજાલાલ

## સૅન્ફ્રાન્સિસ્કો ચાર્ટર :

### સંયુક્ત રાષ્ટ્રોનું યુદ્ધબહિષ્કાર તહનામું

પદ

હાથી સમોવડ મોંઘો અહોહોહોહો, હાથી સમોવડ !—ધ્રુવપદ.

1 મનુજજાતિ રે આખી ધરતી એક અક એક છત્રે—અહોહોહોહો
રાષ્ટ્ર રાષ્ટ્રમાં ભેદન, છોટાં મોટ સમાં જ સ્વતંત્રે—અહોહોહોહો.
એક ન્યાય, એક રાગ, ધ્યેય બસ હિતસમુદ્ગમન મંત્રે—અહોહોહોહો.

2 ન હિ શસ્ત્રાસ્ત્ર, ન રંગસૂગ, નવ સંસ્કૃતિસંપત્તિસીમા—અહોહોહોહો.
વ્હે સંસ્કૃતિસંપત્તિજળો છતાસ્થાનથી અછત જમામાં—અહોહોહોહો.
અછતજમા એકે નવ હશે જનતાભર વસુધામાં—અહોહોહોહો.

3 આસમોર આદર્શ રૂપાળા, મનુજમતી અતિછોટી !—અહોહોહોહો.
ફાળ ભરતી નિઃસીમોદાર્યે, દિલડું લઘુક ચપોટી—અહોહોહોહો.
પચશે જરશે અવનીકોઠે સ્વર્ગતણી આ ગોટી !—અહોહોહોહો.

બલવન્તરાય ક. ઠાકોર

## શું કહેવું[૧]—

જન્મારાની વાતું રે એક જ રાતે શું કહું રે જી !
પલપલના અનુભવને રે એક જ ગાણે શું વણું રે જી !

મન એવું મહેરામણ જેવું
અપરંપાર તરંગ ભરેલું
ઉછળાવું શું, શું દાબું હું
અંતર ચડતી

એક જ ભરતી ટાણે રે દુનિયા આરે લું ધરું રે જી ! જન્મા૦

પ્રીતમ રે પરદેશી જાતાં
ભીડેલી બથ ઢીલી થાતાં
આંસુડાં લોચન થંભેલાં
કંઠ રુંધેલાં

હજાર અણકથ ગાથા રે શું બોલે ને શું નહીં રે જી ! જન્મા૦

ક્ષયવૃદ્ધિનાં વિતક દબાવી
પૂનમચન્દ્ર હસે ઉલ્લાસી
એમ ભળી એ ધન્ય ઘડીમાં
દિલ બહલાવી

હસી લઉં જ મુસાફિર રે સફલ બનો આ સોબતું રે જી ! જન્મા૦

હું દઈ જાઉં તે બહુ થોડું
રહી જાશે તે પણ અણમોલું
કરજો માફ, થયું છે મોડું
સ્વજન ગણો તો

આપ સમોવડ ગણજો રે મનખા મારી સામટી રે જી ! જન્મા૦
પલપલના અનુભવને એક જ ગાણે શું વણું રે જી ! જન્મા૦

પારાશર્ય

---

૧. 'શ્રદ્ધા' નામક અપ્રકટ કાવ્યગ્રંથમાંથી.

# અંધકોપિયાનો બળાપો,

## યાને જંગલમાં મંગળ

લેખકઃ—ડૉ. દેવેન્દ્ર ર. મજમુંદાર

[ પ્રેમાનંદ સાહિત્યસભા, વડોદરાની શરદ્ વ્યાખ્યાનમાળાના (૧૯૪૪) ત્રીજા વ્યાખ્યાતા પ્રા. ભાઈલાલ પ્ર. કોઠારીએ "આપણા સાહિત્યમાં હાસ્યરસ" એ વિષય પર એક માહિતીપૂર્ણ અને મનનીય ભાષણ કર્યું હતું તેમાં એમણે પ્રતિકાવ્યોનાં જે ઉદાહરણો આપેલાં તેમાંનું એક રોચક ઉદાહરણ તેના મૂળ લેખકની સંમતિ લઇ અહીં પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. એ આખું ભાષણ 'માનસી'માં યથાવકાશ પ્રસિદ્ધ થશે.—સં. માનસી. ]

એક સરસ વાત સમજાવું રે...સંતો પ્યારા,
નિત્ય જંગલ મંગલ જાવું રે...સંતો પ્યારા. ટેક.

કોઇ સોનામુખી ચવડાવે, કોઇ નેપાળો ખવડાવે;
કોઈ દિવેલ વિલાયતી લાવે રે (૨)...સંતો પ્યારા.

દાક્તરના બિલથી બચવા, રોગોનાં મૂળ સૌ હરવા;
નિત્ય હરડે સેવન કરતા રે (૨)...સંતો પ્યારા.

કોઇ વિલાયતી મીઠું લેતા, કોઇ પાણી ઉન્હું પીતા;
કોઇ ડુશ-પ્રયોગો દેતા રે (૨)...સંતો પ્યારા.

દુઃખોની એ તો ઘાંટી, છૂટી ન છૂટે આંટી;
એ પાટે પાટી બેઠી રામ (૨)...સંતો પ્યારા.

કોઈ સુતા સુતા શેકે, કોઇ જ્હારા ઉન્હા મૂકે,
કોઇ ચૂના હીંગ લપેટે રે (૨)...સંતો પ્યારા.

કવિ જંગલ ભાખે સાચું, પ્રભુને નિત્યે હું યાચું;
તે વિણ સર્વે કાચું રે (૨)...સંતો પ્યારા.

આ. સુરેશ હ. દીક્ષિત

# ભટ્ટ વલ્લભ મેવાડો

## શક્તિપૂજાનો સંપ્રદાય

ગુજરાતી સાહિત્યમાં દયારામ સુધીના લેખકોના સાંપ્રદાયિક વિભાગ સ્પષ્ટ રીતે પાડી શકાય એમ છે. મીરાં, નરસિંહ મહેતા અને દયારામ વૈષ્ણવમાર્ગનાં, શામળ અને શિવાનંદ શૈવમાર્ગી, અખો, પ્રીતમ, ભોજો અને ધીરો વેદાંતી, વલ્લભ ભટ અને રણછોડજી દીવાન શાક્ત સંપ્રદાયના લેખાય. વૈષ્ણવમાર્ગમાં પણ કેટલાક રામભક્ત તો ઘણાક કૃષ્ણભક્ત છે. આ સર્વમાં પ્રબળ, વૈષ્ણવનો કૃષ્ણભક્તિમાર્ગ છે. એની છાયા બીજા બધાય સંપ્રદાય ઉપર પડી છે. એ સાહિત્યનું અનુકરણ શૈવ અને શાક્ત સંપ્રદાયે કર્યું છે. હિંદુધર્મના આ સર્વ પંથ તદ્દન અલગ કે એકબીજાને અસહ્ય નહોતા. કેટલાક તો દરેક દેવદેવીને નમતા. સહિષ્ણુતા અને 'સહિયારા પંથ ગુજરાતની ધાર્મિકતામાં છે, છતાં ય શૈવ અને શાક્તનું સાહિત્ય વૈષ્ણવ અને વેદાંતીથી ઘણું ઓછું છે.

શક્તિની ઉપાસના વેદકાળથી દેવમાતા "અદિતિ" રૂપે થયેલી છે. શક્તિ કાર્યસાધક મનાઈ છે. ગાય પણ શુદ્ધ શક્તિનું સ્વરૂપ છે. ઉપનિષદમાં દેવીપૂજા સ્થાને છે. શાક્તોનું તંત્ર સાહિત્ય અનોખું છે અને કંઈક અંશે ગુપ્ત છે. પુરાણમાં દેવી-ભાગવત અને માર્કંડેય પુરાણમાં દેવી માહાત્મ્ય છે. સંસ્કૃતમાં બાણ કવિએ ચંડીશતક લખ્યું છે. ઈ. સ. ૬૦૮માં એનો શ્લોક શિલાલેખમાં કોતરાયલો છે. શંકરાચાર્ય પણ શક્તિના ઉપાસક હતા. શિવ અને શક્તિનું એકાકારપણું મનાયું છે. તાંત્રિકો સ્ત્રીને શક્તિ-સ્વરૂપે પૂજે છે. તેઓ સાધનામાં સ્ત્રીને એક સાધન માને છે. પાંચ મકારમાં સ્ત્રીસાધનનું વિકૃત, હલકું રૂપ તાંત્રિકોએ માન્ય રાખ્યું છે. વામ અથવા કોલ–

૨

માર્ગ ધર્મનું કલંક છે—તેમની ફિલસૂફી ગમે તે હોય તો પણ શૈવોમાં કાપાલિકો, વૈષ્ણવોમાં પુષ્ટિમાર્ગી [હમેશાં ?—સં. માનસી] અને શાક્તોમાં વામમાર્ગીઓએ ધર્મને અધર્મ અને વિકૃત કર્યો છે. આ સંપ્રદાયો ઘણી રીતે છાનાછૂપા પ્રસર્યા છે.

ગૂજરાતમાં દેવીની ઉપાસના નવચંડી, શતચંડી જેવા પ્રયોગોમાં આજ પણ ઉઘાડી રીતે ઉજવાય છે, પરંતુ "દેવી કવચ" ભણનાર જાણે છે કે તેમાં શક્તિનું શુદ્ધ સ્વરૂપ પૂજાય છે. શિવ–પાર્વતીના લગ્નપ્રસંગમાં ય સતીરૂપે શક્તિ જોવાઈ છે. કાલિદાસે " કુમારસંભવ " એ વસ્તુ ઉપર રચ્યું છે. વલભી સમયથી ગૂજરાતમાં આરાસુરની અંબાનું માહાત્મ્ય પ્રચલિત છે. રજપૂતો માતાના પૂજારી હતા. યુદ્ધમાં મનુષ્યવધ માટે માતાનો આશીર્વાદ તે માગતા. શિવાજીનો પણ શક્તિમયી ભવાનીથી વિજય થયો હતો. ભાલણે ચંડીઆખ્યાન લખ્યું છે. પ્રેમાનંદે પણ દેવીચરિત્ર લખ્યું છે. એટલે સહેજે કહી શકાય કે ઇસુની સત્તરમી સદીમાં ગુજરાતી કૃતિ વલ્લભે પ્રચલિત અને પ્રખ્યાત કરેલ શાક્ત સાહિત્યનાં મૂળ ઊંડાં છે. વલ્લભ પ્રથમ ગરબાલેખક નહિ પરંતુ પ્રસિદ્ધ ગરબા–ગાયક છે.

### ગુજરાતમાં ત્રણ સ્થાનક

'ભગવતી ભાગવત'માં એકસો આઠ દેવીનાં સ્થાનકો ગણાવ્યાં છે. ગૂજરાતમાં આબુ સામે આરાસુરી અંબા, પૂર્વે પાવાગઢ ઉપર મહાકાળી અને વચ્ચે ચુંવાળમાં બહુચરાજીનાં સ્થાનક જાણીતાં છે, હિંદમાં બંગાળ વધારે દેવીઉપાસક છે. કાલિકારૂપે તેઓ માતાને પૂજે છે. દેવીનું કાલિકાસ્વરૂપ ભયંકર છે. ગૂજરાતમાં "વાઘેશ્રી" તથા "આશાપુરી" સ્વરૂપે પણ દેવી પૂજાય છે. આ સર્વ સ્વરૂપોમાં અંબાનું સ્થાન વધારે પ્રાચીન અને મહત્ત્વનું છે. નાગરો અને રજપૂતોની તે માતા છે. જૈન વિમળશાહે પણ તેને આરાધી છે. 'રાસમાળા'માં તેના ઇતિહાસની ઝાંખી છે. અંબા તે હિમાચળની પુત્રી અને પ્રબળ શિવની પત્ની છે. તે દુર્ગાનો સાક્ષાત અવતાર હોઇ જગતની માતાસ્વરૂપે શાંત અને કલ્યાણી છે. ભગવાન બાળકૃષ્ણના કેશનું મુંડન અંબાજીના સ્થાનકે થયું હતું. ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ, હિમાલય ન હતો ત્યારે અરવલ્લીની હારમાળા અસ્તિત્વમાં હતી.

પાવાગઢની કાલિકાનું સ્વરૂપ નિરાળું છે. કાલિકાને રુધિરપાન પ્રિય છે. તે સંહારનું સ્વરૂપ છે. પાવાગઢ ઉપર ૨૫૦૦ ફૂટ ઊંચે વસતી કાલિકાનું

સ્થાન વિશ્વામિત્ર ઋષિનો આશ્રમમાં છે. વનરાજના સાથી જાંબ અથવા ચાંપાએ પાવાગઢ વસાવ્યાનું કહેવાય છે. પતાઇ રાવળ જયસિંહ ચાંપાનેરનો છેલ્લો રાજા હતો. એણે મલીક આસદને હરાવી મારી તેનું વેર લેવા મહમદ બેગડાએ હુમલો કર્યો. એ વખત પાવાગઢની લડાઈમાં હારેલા મુસલમાનોએ ઇ. સ. ૧૪૮૪ની ૧૭મી નવેમ્બરે ધાર્મિક અને બેફામ રજપૂત લડવૈયાઓને હરાવી ગઢ લીધો. આ ઐતિહાસિક ઘટના ગરબારૂપે ગવાય છે. ગરબામાં ઐતિહાસિક સત્ય નહિ પરંતુ કાલિની મહત્તા અને તેનો પ્રતાપ દેખાડવા પ્રયત્ન કરાયો છે.

બહુચરાજીનો ઇતિહાસ તદ્દન જુદો છે. એક વખત બહુચરાં, બુત અને બાલાલ નામે ત્રણ ચારણની સ્ત્રીઓ પગપાળી ગામ જતી હતી. તેવામાં ઠાકરડાઓએ તેમને લૂંટતાં ત્રણે સ્ત્રીઓ આપઘાત કરી મરી ગઈ. આ ત્રણે સ્ત્રીઓ દેવી થઈ એવી લોકવાયકા છે. તેમાં બહુચરાની ચુંવાળમાં, બુતની અરજણમાં અને બલાલની શીહોલમાં સ્થાપના થઈ. બહુચરાનું આજનું સ્થાનક ઇ. સ. ૧૭૮૩માં દામાજીરાવ ગાયકવાડના પુત્રે કોઇક રોગની બાધા ઉતરાવવા બંધાવ્યું છે. આમ ત્રણે દેવીઓ જેની ઉપાસના કરતાં વલ્લભે સાહિત્ય રચ્યું છે તેનો ઇતિહાસ ભિન્ન છે.

### કવિ તથા એના ગરબા

વલ્લભનો જન્મ સંવત ૧૬૯૬(ઇ. સ. ૧૬૪૦)ના આસો સુદ આઠમે થયો હતો એમ કહેવાય છે. તેનો પિતા હરિભટ્ટ અમદાવાદ પાસે નવાપુરાનો રહેવાસી હતો. વલ્લભને ધોળો નામે જોડો ભાઇ હતો[1]. વલ્લભને તેરમે વર્ષે કવિતાનો રસ લાગ્યો હતો. બ્રાહ્મણ કુટુંબમાં તે વૈષ્ણવમાર્ગી હતો છતાં પોતે દક્ષિણાચારી પંચમકારનો અધિકારી થયો હતો, પરંતુ વામમાર્ગ તરફ તેનું લક્ષ હતું નહિ. તે વડનગરમાં પરણ્યો હતો. સો વર્ષ અને એક દસકે, ઇ. સ. ૧૭૫૧માં, તે વિદેહ થયો. તેના આયુષ્યની દોરી લાંબી હતી તે કરતાં ય તેની નામના વધારે વ્યાપક હોવાથી, સાહિત્ય સાથે અને સ્ત્રીઓના કંઠમાં તે ચિરાયુ રહેશે.

---

૧. તેથી જ (અને ધોળાભટ્ટ પણ અસામાન્ય દેવીભક્ત હતો એ કારણે) આજે પણ આરાસુરી અંબાજીના મન્દિરમાં આરતી પછી " ભટ વલ્લભ-ધોળાની જે " બોલાય છે.-સં. માનસી

આજ સુધી અને હવે પછી ચિરકાળ રહેવા સંભવ છે. આ ઉપરાંત, કલિકાળનો ગરબો અને કજોડાનો ગરબો સાહિત્ય કરતાં સામાજિક દૃષ્ટિએ વધારે અગત્યના છે. અહીં ગરબાનો રાગ જુદો પડે છે એટલું જ નહિ પરંતુ ગરબો ધાર્મિક કાયા છોડી સાહિત્યના વહેણુ અને વાચાનું અંગ બને છે. સાહિત્ય અને ગૂજરાતના જીવનઉલ્લાસનો એ અપૂર્વ નવ અવતાર લે છે. અજવાળી કે અંધારી રાત્રિના આનંદનું એ સાધન બને છે. ગરબો અને શક્તિ જાણે છૂટાછેડા કરે છે. અહીં વલ્લભ સાહિત્યસર્જક બને છે.

મહાકાળીના તેતિર લીટીના ગરબામાં વલ્લભે ચાંપાગઢના પતનનો કરુણ વૃત્તાન્ત આપ્યો છે. તે એનો સાહિત્ય અને સંગીતની દૃષ્ટિએ આજ સુધી અખંડ રહેલો ગરબો છે. હરગોવિંદ નામના કોઈ લેખકે તેનું હિંદી રૂપાંતર કર્યું છે. તેમ જ હરિદાસ નામના બીજા લેખકે તેને પોતાને નામે ચઢાવ્યો છે. એ ગરબામાં ઇતિહાસનું ઉલ્લંઘન કરાયું છે. રાજાની એક અધર્મી ભાવનાએ તેનું રાજ્ય ભસ્મ થતું દેખાડયું છે.

લીધું લીધું ચોટું ચાંપાનેર કે, રાન ગઢ રોળીયો રે લોલ,
રોળ્યા સુબા ને સરદાર કે, પુત્ર પાટવી રે લોલ,
જોબનવંતી નારીઓ અનેક કે, મુગલો વળગ્યા ફરી રે લોલ.

આ ગરબામાં કરુણતાના અંશ છે, વર્ણનની ચોટતા છે અને દેવીની શાક્તનો પરચો છે પરંતુ આથી ય વધારે કરુણ અશ્રુભર્યું વર્ણન અને નિરીક્ષણની વધારે ઝીણવટ કજોડાના ગરબા છે. આજથી બસો વર્ષ પહેલાં ગૂજરાતની અગ્રવર્તી સુકોમળ અને સુંદર એવી નાગરી નાતમાં લગ્નની અસંગતતા કેવી હતી તેનો ખ્યાલ બીજે ક્યાં ય જડે એમ નથી. રાજકીય દુર્દશાના અધમાધમ કાળમાં સામાજિક અંધતાના દિવસોમાં કાળા વાદળની રૂપેરી રેખા જેવું આ ગરબાનું ચિત્ર રહેશે. સામાજિક સુધારાનો ખ્યાલ અંગ્રેજોએ આણ્યો છે એ મતને આ ગરબો[૩] ગરણિયો ફટકો છે. જે પ્રજા ભૂતકાળમાં સ્ત્રીઓમાં સૌન્દર્ય, શૌર્ય, સ્વતંત્રતાના મોહક આદર્શ જોઈ રહી છે તેના માનસ અને ભાવિષ્ય માટે બેફિકર રહી શકાય. આજના સુધારાનો ખ્યાલ આયો માટે છેક જ નવો નથી કે પશ્ચિમનો નથી. સુધારાની રીત નવી છે, ખ્યાલ નવો નથી.

૩. શામળની પદ્યવાર્તામાંનાં અમુક આલેખન પણ આ વર્ગનાં ગણાય.
—સં. 'માનસી'

કુંવારિકાઓ જ્યારે ગોરમાનું અલૂણું વ્રત લઇ ગોરો કરે છે ત્યારે યુવાનીના સુખી વિલાસી દિવસો યાચે છે. વલ્લભ એ વ્રતને અનુલક્ષીને સહેજ કટાક્ષમાં, કંઇક નિરાશામાં કલ્પાંત કરે છે.

ગોરમા ધારડો તે ભરથાર કે, આપ્યો ગુજને રે લોલ;
ગોરમા ધીકક કીધો અવતાર કે, શું કહું દુ:જને રે લોલ.
ગોરમા હું તો નાહનું બાળ કે, એ મોટો બુઢિયો રે લોલ;
ગોરમા દીઠેથી પડે ફાળ કે, મુરખ મુઢિયો રે લોલ.
ગોરમા સહુને મન દિવાળી કે, મારે મન હુતાસની રે લોલ;
ગોરમા મ્હારા કરમના ભોગ કે, તો હું નિરાસણી રે લોલ.
ગોરમા જણતાં ન દીધી ફાંશી કે, વીખ દઇ મારતી રે લોલ;
ગોરમા લોક સાથે કરૂં વાત કે, ત્યારે મા વારતી રે લોલ.

વિનષ્ટ થયેલી સંસ્કૃતિનો અવિનાશી ભણકાર અહીં સંભળાય છે.

## કળિકાળ અને કવિઓ

સામાજિક દૃષ્ટિએ વલ્લભનો કળિકાળનો ગરબો વિચારણીય છે. કળિકાળની કલ્પના ઘણી પુરાણી છે. પુરાણા સમયથી કળિયુગનું કલ્પાંત થતું આવ્યું છે. ગૂજરાતી સાહિત્યમાં પ્રેમાનંદે નળાખ્યાનમાં, પ્રીતમે તેનાં પદોમાં, વલ્લભે તેના ગરબામાં, કૃષ્ણરામે બારસોચાલીસ લીટીના કાવ્યમાં અને ગોવિન્દરામે કળિકાળનાં વર્ણન અને લક્ષણ બતાવ્યાં છે. બહુચરાજીની સ્તુતિ કરતાં વલ્લભે કળિયુગનો કોપ વર્ણવ્યો છે. તેને મન દેશવેશ ફરી ગયા હતા, ધર્મ ચાલ્યો ગયો હતો, અને નારી કુલટા થઇ હતી. હિંદુ તરક સાથે મળી જાત ભૂલ્યા, સત્ય લુપ્ત થયું, નદીનાં નીર ઘટ્યાં, અને મનુષ્યનું આયુષ્ય અલ્પ થયું માન્યું છે. વલ્લભ પછી લગભગ સો વર્ષે લખાયેલું કૃષ્ણરામનું કળિકાળનું વર્ણન મુદ્દાસર અને સરસ છે. કૃષ્ણરામના રસાળ વર્ણનમાં સાહિત્ય પણ છે.

વાટે વાટે વ્યાસ, થઇને માણ વજાડે;
પાચે બેઠા પાસ, તેહ તાળિયો પાડે.
શ્રુતિ સ્મૃતિની વાત, કાળ જીવ ઈશ્વરની;
જાણે નહિ કાંઇ જાત રાગ તાલ કે સ્વરની.
પિંગળ રીતે છંદ, કવિતા કરી ન જાણે;
પોતાતણા પ્રબંધ, રચી રાગડા તાણે,

ફારશિયોના હરફ, બરયા વિપ્રની વાણે,
ગજલ રેખતા તરફ, ગળતા દીઠા ગોણે,
—કૃષ્ણરામ

કૃષ્ણરામને મન સમાજમાં ઝેરવેર વધી ગયાં હતાં. મદિરાપાન થતું હતું. ધર્મ ચાલ્યો ગયો હતો. શેરીની મંદવાડે ન્યાતનાં જમણ થતાં. રડવું કૂટવું એ સ્ત્રીનો ધંધો થયો હતો. ગાળો બોલવી એ સાધારણ વાત હતી. વ્યસન વધ્યાં હતાં. લોક ભાંડભવાઇઓ જોતા. નમસ્કાર તજી સલામ કરવી શરૂ થઇ હતી. ન ખાવાનું ખવાતું. વૃદ્ધલગ્ન, ને બાળલગ્ન થતાં હતાં. લાંચ રૂશ્વતનું દરબારે જોર હતું. ચોરીનો ઉપદ્રવ હતો. તોલમાપમાં છેતરપિંડી થતી. વેપારમાં પ્રમાણિકતા રહી નહોતી. કડીઆ, સુતાર, સોની અને બીજા કારીગર દગો કરતાં અચકાતા નહિ. વૈરાગી, ગોસાંઇ, રેસીઆ ફરતા હતા. પિત્તળ સોનુ કહી વેચાતું. રાંધવામાં વાંઝુ બોળાતું. જોશી, ગરોડા ભમતાં ને ભવિષ્ય જોતા. નીતિનાં બંધન અને મર્યાદા રહ્યાં નહોતાં. સાસરામાં સ્ત્રીઓ લડતી. નિર્ધનતાનું દુઃખ સ્ત્રીઓને ચાલતું. પાપનો પુંજ જગતમાં ભરાયો હતો, વધ્યે જતો હતો.

કળિયુગ વર્ણવનાર દરેકના સૂર, દરેકની ફરિયાદ એક જ છે. તે વલ્લભ હોય કે કૃષ્ણરામ હોય. આટલું તો ચોક્કસ છે કે સમાજની રહેણીકરણી, મનોવિચાર ફર્યાં હતાં. અધર્મની મર્યાદા અમાસની ઓટની હદે આવી હતી. સાહિત્યમાં કળિયુગનાં વર્ણન પુરવાર કરે છે કે સમાજની પડતી અને હિંદુ આચારવિચારનું ફરેલું ચક્કર સાહિત્યકારના લક્ષમાં હતાં. પોતાની નિર્બળ પડતી દશાનો ખ્યાલ એ જાગૃતિના પહેલા પહોર જેવો હોય!

## વલ્લભકૃત કળિ-વર્ણન

વલ્લભના કળિવર્ણનમાં સત્યાશિઓ દુકાળ નોંધાયો છે. સાહિત્યને અક્ષરે પ્રેમાનંદે વિ. સં. ૧૭૨૯ (ઇ. સ. ૧૬૭૩) નો દુકાળ નોંધ્યો છે. વલ્લભે વિ. સં. ૧૭૮૭ (ઇ. સ. ૧૭૩૧) અને પ્રીતમે વિ. સં. ૧૮૪૭ (ઇ. સ. ૧૭૯૧)ના કારમા કાળ અમર કર્યા છે. ઇતિહાસને પાને ઇ. સ. ૧૬૩૧-૩૨ સત્યાશીઓ, ઇ. સ. ૧૬૮૪, ઇ. સ. ૧૬૯૮, ઇ. સ. ૧૭૯૧, ઇ. સ. ૧૭૪૭ અને ઇ. સ. ૧૮૦૩ તોતેરો દુષ્કાળ જણાય છે. દુષ્કાળ એ દેશ ઉપર ઇશ્વરની અવકૃપાએ ઊતરેલી મહાન આફત હતી. પ્રેમાનંદ અને વલ્લભે વર્ણવેલા

દુકાળ ઇતિહાસનાં પાનામાં નથી. પ્રેમાનંદ, વલ્લભ અને પ્રીતમ એ ત્રણે ય અધર્મને દુકાળનું કારણ માને છે.

> સંવત સત્તર સત્યાશિએ હો બહુચરી, સૃષ્ટિ સત્પતભ્ભ્યું,
> અકળાવ્યા અઠાશિયે હો બહુચરી, વિધવિધ પડી વિપત્ય.
> અકરાકેર અતિ થયું હો બહુચરી, મોટા મુકયા મેહ,
> દેવત દુનિયાનું ગયું હો બહુચરી, દુર્બળ દીસે તેહ.
> વિત્ત વિના વસુધા કરી હો બહુચરી, રસ કસ ન રહ્યો રેષ,
> અમૃતતા અળગી ધરી હો બહુચરી, સ્વાદ ન પામે શેષ,
> અન્ન અતિ મોંઘાં હુવે હો બહુચરી, અધર્મ વાધ્યો અસાધ્ય,
> હો કોની કરણી જુવે હો બહુચરી, એક થકી એક અગાધ.

આ દુકાળના વર્ણન ઉપરથી વલ્લભની હયાતીના સમયનો નિર્ણય થાય છે. ઇ. સ. ૧૭૩૧(વિ. સં. ૧૭૮૭) માં તે હયાત હોવો જોઇએ. તે જ પ્રમાણે તેના આનંદના ગરબામાં તિથિવાર આપેલા છે.

> સંવત શત દશ સાત, ને ફાલ્ગુણ સુદિએ મા,
> તિથી તૃતીયા વિખ્યાત, શુભ વાસર બુધે મા,
> રાજનગર નિજ ધામ, પૂર નવિન મધ્યે મા,
> આઈ આદ્ય વિશ્રામ, જાણે જગત બધે મા.
> કરી દુર્લભ સુલભ, રહું છું છેવાડો મા,
> કર જોડી વલ્લભ, કહે ભટ મેવાડો મા.

આથી એટલું તો સિદ્ધ થાય છે કે ઇશુની સત્તરમી સદીના પૂર્વાર્ધમાં જન્મી તેણે લાંબું આયુષ્ય ભોગવ્યું હશે.

વલ્લભ પછી નાથ ભવાન (ઇ. સ. ૧૬૮૧–૧૮૦૦) નામના કાઠીઆવાડી નાગરે "અંબા આનન" નો ગરબો રચ્યો છે. મીઠુ (ઇ. સ. ૧૭૩૮–૧૭૯૧) નામના મોઢ બ્રાહ્મણે શાકત સંપ્રદાયનું સાહિત્ય લખ્યું છે. મીઠુની શિષ્યા જતીબાઇએ પણ એ જ સંપ્રદાયને ગાયો છે. છેવટે હરિશ્ચંદ્ર (ઇ. સ. ૧૮૫૮–૯૮) શંકરાચાર્યના ભગવતીસ્તોત્ર સૌન્દર્યલહરીનો સરસ સમશ્લોકી અનુવાદ કરી શક્તિ અને સાહિત્યને સજાવ્યાં છે.

પરંતુ શકિતની ઉપાસના માટે વલ્લભને સાહિત્યમાં સ્થાન નથી. એનું સાહિત્ય-આસન ગરબાના કિરણમાં છે. નવા સામાજિક ઉલ્લાસના સ્રષ્ટા તરીકે તેને જોવો યોગ્ય છે. (તા. ૨૧ મી જુલાઇ ૧૯૪૨)

૪. અહીં સ્વાભાવિક રીતે જ વાચકોને રાજેશ્રીઓ દમાયંતર તથા સંભણાનાં પુસ્તકો યાદ આવશે.—સંપાદક.

૩

ચુનીલાલ કા. મડિયા

# જણતલ કૂખ

## : પાત્રો :

નાનભા : કાનગર

ગોમી : હાસમો

[ ડેલીની આગલી પરસાળ, અને ફળિયાની વચગાળાની જગ્યામાં નાનભાની કાયમી બેઠક છે. ઢાળેલી પાટ ઉપર નાનભા એવી રીતે બેઠા છે કે ઓશરીની કોર ઉપરની એક થાંભલીનો તકિયા તરીકે ઉપયોગ થાય. બીજી, બે વાંસ દૂરની થાંભલીને છેક વર્ષોથી કોઈ ઢોર-જાનવરની સાંકળ બંધાતી હોય એમ, એમાં ઘસારાને લીધે પડી ગયેલા ચારચાર તસુ ઊંડા વઢ ઉપરથી દેખાય છે. અત્યારે એ વઢ કોઈ સાંકળ કે રાશનો ગાળિયો નથી. એ વઢથી બેએક ફૂટ ઊંચે ઘોડાને મોંએ પહેરવાનું ચણાનું તોબરું લટકે છે. થાંભલીની પડખે નાની કાળમીંઢ છીપરડી પડી છે.

નાનભાની બેઠકના રંગઢંગ કોઈ ભાંગેલી ઠકરાતની યાદ આપે તેવાં છે. લીસા લપટ પાયાવાળી પાટ ઉપર ધડકી અને ગોદડું નાખ્યું છે, પણ એમાં અઢીતદીં રંગબેરંગી થીગડાં એને ચંદરવાની શોભા અર્પે છે. અસલ ચાંદીનો છતાં ઠીકરા જેવો કાળો બની ગયેલ હોકો હજી ય કુટુમ્બ ખાધેપીધે સુખી હોય એમ સૂચવે છે.

પરસાળની નાનકડી કાંધી ઉપર બાજરના કડિયાનો ગંજ ભેગો થયો છે. બીજી તરફ અવાવરૂ માટલાં ઊંધાં વાળી રાખ્યાં છે. જીર્ણ ગૂંથણીના ખળિયાની બન્ને બાજુએ એકેક ટોડલા છે. એક ટોડલા ઉપર કાંઈક અસ્પષ્ટ રાજ્યચિન્હોવાળી વાંગેલી ઢાલ ટીંગાય છે, બીજા ઉપર ધૂળના દાબા ચોટેલ ખાલકોલનો શીશો પડ્યો છે.

પડદો ઊપડતી વખતે નાનભા હોકો ઊંધો વાળીને પાણી પાટના ખૂણા તરફ રેડતા નજરે પડે છે. ઓડિયાં વાળ, કરાઉ મૂછો અને પાયજામા જેટલી પહોળી બાંયોવાળું પહેરણ ]

**નાનભા :** ( હોકો ઊંધો વાળી રહીને ) હૈયું બાળ્યા કરતાં હાથ બાળવા સારા. આ છતે નોકરે ટાણાસર કામ ન થાય તો પછી...સાળી

ગમે તેવી તો ય લોટ-મગી જાય રઈને ? બાવાભાઈનાં હાડકાં જ હરામનાં. ખવખત તો શંકરગામ પાંહે ઝાલર કે નગારાની બે ડાંડી મારી જાણે......

[ ઉતાવળે પગલે કાનગર દાખલ થાય છે. એના હાથમાં કાંઠા-બાંગેલ લોટકો છે. માથા ઉપર રૂમાલ જેવડો ભગવો ટુકડો એક આંટે વીંટ્યો છે.]

કાનગર : એ હાંઉ કરો બાપુ, હાંઉ. મારે એકને વાંકે વેરાગીની આખી નાત્યને કાં બિરદાવો ?

[ હાથમાંનો લોટકો પડાળના નેવામાંથી બહાર નીકળતી ખળીમાં મશાવે છે. ]

નાનભા : ( સાચા રોષ કરતાં વધારે તો આદતને રાખેતે ) બિરદાવું નંઈ તંયે તમને ચાટું, નવાબના દીકરાંવ ? ઝાડે ફરવા જાવામાં રોદ પો'ર લાગે...? નોકરો ન થાય તમારાથી તો લોટની તાંબડી—

કાનગર : ( સાંભળ્યું ન સાંભળ્યું કરીને સહેજ હસતાં ) ઈ તો વચ્ચે વાત સાંભળવા ઊભો રિયો ઈમાં અસૂરું થ્યું.

[ થાંસલી પછવાડેથી પાણીનો કળશો લઈ, ફળિયા વચ્ચે થોડું રેડી ભીની ધૂળમાં હાથ ઘસે છે. ]

નાનભા : અટાણમાં વાતું કરવા કયા નવરીનાને ટાણું જડ્યું ?

કાનગર : ( છીપરડી ઉપર હાથ પગ ધોતાં ) ગામેતી વિના બીજું કોણ નવરું હોય ?

નાનભા : ગામનો ચોવટિયો ! કોઈની પારકાઈ વિના બીજું કામ જ ન સૂઝે !...ને એમાં વળી તારા જેવા હૈયાફૂટા સાંભળવાવાળા—

કાનગર : ( ભીના હાથ ભગવા વડે લૂછતા ) સાંભળવામાં હું એકલો ક્યાં મૂવો'તો ? ડેલીમાં તો માણહ હામતું નો'તું.

નાનભા : કોઈની ભેંહ આફરી તી ?...કે પછી સોદાગરી જાદો આવ્યો'તો ?

કાનગર : ( હોઠ સાફ કરતા લેતા ) જાદો બાદો તો શું આવશે, જ્યાં સગળુ ગામમાં તમ જેવા ગરાસિયા બેઠા છે ત્યાં સમજ્યુ ?

નાનભા : (અધીરપથી) તંયે હતું શું ? ઝટ ભંહી મરની સાળા નખોદ !

કાનગર : ( આછાં મલકાટથી ) ઈ તો આપણાં ગોમી પટલાણી છે ને, એની રૂપલી સારુ એટલું માણહ થ્યું'તું.

નાનભા : રૂપલી હાદરે હોંઢી તી એટલું બધું માણહ પાદર વળાવવા ગ્યું'તું ?

કાનગર : ( સહેજ બીતાં બીતાં ) હાદરે તો રૂપલીને સાટે ગોમી પટલાણી ગલઢે ગઢપણ હવે સોઢે તો થાય !

નાનભા : ( આવેશમાં ) જીભ વકરી છે કાંઈ, કાનગરિયા ? આડું-અવળું ભરડ્યું છે તો આ છીપરડી જ છૂટી માથામાં મેલીશ, ને જાઈશ ઘીહોડાં ફૂંકતો...ગોમીનો ને મારો નાતો જાણૂ છ !

કાનગર : ( મર્મપૂર્વક દાઢમાં ) જાણું છું, બાપુ, સારીપટ જાણું છું.

નાનભા : ( કાનગરના લ્હેકાનો મર્મ ન સમજતાં, સંતોષપૂર્વક ) તંયે પછે અઠદ મગ ભેગાં કાં ભરડયે રાખ્ય ? કળ-વકળનું કાંઈ ભાન છે કે પછી બાવાભાઈ એટલે સાવ લોટ-મગા જ ? ( જરા રહીને ) હં, બોલ્ય, રૂપલી આજ સવારે હાદરે હોંઢવાની હતું ઈનું શું થ્યું ?

કાનગર : ( ગંભીર્યથી ) બાપુ, તેડવા આવ્યાં તાં, એણે બગબગે જોડીને ગાડાં જોડ્યાં, ને ગોમીબાઈ જ્યાં રૂપલીને ઉઠાડવા ગ્યાં, ત્યાં તો ખાટલા ત્યારે ખાલી ખાટલો જ ! રૂપલી તો રાત્ય લઈને ભાગી—

નાનભા : ( ગુસ્સે થઈને ) લઠ્ઠ હાળા માગણ ! ભવ એક થ્યાં કાટતો હો'તો, ને આમ ગારા ચાળ્યા કર્યા ? લોટ માગવાના છાલિયા જેવડા તારા પેટમાં આવડી વાત અટાણુ સુધી સમાણી કેમ કરીને ?...આવતાં વેંત કાં મંડી મર્યો નહિ ?

કાનગર : ( હસીને ) તમારા બંદવા આડયે મને વેણુ જડે તંયે ભઈ કે એમનેમ ? તમે એકસા જ આગત ગાડું જોડીને બેઠા પછે—

નાનભા : ( અધીરપથી )....પછી રૂપલીની ભાળ લાગી કે નંઈ ?

કાનગર : તમારે મન રૂપલી રેઢી પડી હશે ! !

નાનભા : ઈ શું બકયો ફરીથી, સાંભળા બાવલા ? મેલું આ છીપર છૂટી !

કાનગર : રાખો રાખો બાપુ ! ઈ તો મેં ઈમ કીધું કે રૂપલી એમ

જેને તેને હાથ આવવી રસ્તામાં પડી છે?

નાનભા : ( સ્વમાન ઘવાતાં ) ....પણ આ ડેલીએ તો તેડાવ્યા ભેગી હાજર થઈ છે કે નંઈ?

કાનગર : ( ચોપડનાં ) આ ડેલીની વાત થાય? !

નાનભા : તો ઠીક. ( સગર્વ ) ગામમાં ગરાસિયાનાં આટલાં ખોરડાં છે, પણ કોના ઓળીપા ઉપર રૂપલીનાં આંગળાં ફર્યાં છે, ઇ બતાવીશ મને?

કાનગર : ( હોકાની ચલમ ખંખેરતાં ) એટલે તો હું કહું છું કે રૂપલી એમ રેઢી નથી. એને આ ડેલી દેખાડવામાં તો એની વાંહે ને વાંહે આ પગની પેની ઘંહાઈ ગઈ. મારા જેવાને નાકે દમ આવ્યો, તો કાચા-પોચાને તો હોંકારો ય શેની દિયે?

નાનભા : ( ઠંડાગાર થઈને ) એમ કાનગર!

કાનગર : હં, બાપુ!

નાનભા : તને મેં પેટના જણ્યા દલુભા કરતાં ય અદકો ગણ્યો છે હો!

કાનગર : ( ઓશિયાળા ભારમાં ) ઈ મેંથી કયાં અજાણ્યું છે! તમારો દરબાર માણહનો ઓથ તો મારે મન મોટું—

નાનભા : જોજે, પણ ઈ ઓથ દીધો મને આકરો ન પડે, હો!

કાનગર : ઈ વાતમાં શું માલ છે, બાપુ?

નાનભા : તો ઠીક. મારી સોના જેવી આબરૂ તારા હાથમાં છે....

કાનગર : ફકર નંઈ.

નાનભા : ( હળવેકથી ) મારી ને રૂપલીની વાત પાને કાને ય ન જાય, હો!

કાનગર : એમાં કે'વું તે પડે— !

નાનભા : કે પછી મીંદડીના પેટની ખીર જેવું થાશે!

કાનગર : તમે હજી આ માણહનું પોત ન પારખ્યું, બાપુ! મર ખોળિયું હલકું જડયું, આ પેટ છીછરું નથી જડયું. ગામ આખાની વાતું આ પેટમાં દાટી છે. એકેકી કેવા બેહું તો કૈંકનાં માથાં વઢાઈ જાય.

નાનભા : હવે હમણયો ! ગોમીને આ વાતની ગંધ્ય આવે તો મ જીભ કરડીને મરી જાય,

કાનગર : (ટાપશી પુરાવતાં) એમ જ હોયને ? સગી માની કૂખ કોને કિયે ? !

નાનભા : (ઓગીન્તું યાદ આવ્યું હોય એમ) પણ એલા,. રૂપલીને રાંડને હવે ગોતવી ક્યાં ? ભાગીને ક્યાં નીકળી ગઈ હશે ?

કાનગર : ભાગનારી પણ અંતે તો અંબોડાવાળી જ ને ! આઠદશ ગાઉની સીમાથી આઘી નો નીકળી શકે. (ઘોડી બાંધવાના થાંભલા તરફ જોઈને) માણકીને કોણ લઈ ગ્યું છે ? લાવો, આ અબધડી રૂપલીનું પગેરું કાઢી દઉં.

નાનભા : (નિરાશ થઈને) માણકીને તો હલુભા ઠેકાણે લઈ ગ્યા છે.

કાનગર : (આશ્ચર્યથી) કેમ ભલા ?

નાનભા : મારફતિયા માંહેથી—ઓલી શું કે'વાય એને ?.......પીળા રંગની........ !

કાનગર : રશીદ ?

નાનભા : હા, રશીદ લેવા. મેં તો ઘણુંય કીધું, કે શું ઉતાવળ છે ? મારફતિયો એની જાણ્યે હલકારા× ભેગી પોંચાડી દેશે, પણ માન્યા નહિ, ને અંધારામાં સોંઢિયું ઊતાર્યું, હડી ખોગિર ને ધાંસિયું ગોત્યું, તંગીપોટા બાંધ્યા, ને ખખડક ખખડક ઊપડ્યા. કે'તાતા કે માલ ચડ્યા પછી રશીદ ન મોકલીએ તો સામે ઠેસણે મારતર—ઓલું શું ચડાવે ?—શેનું ભાડું ?....

કાનગર : ડામરેજનું ભાડું...રેલવાઈના કાયદા ભારે ભૂંડા છે. (મર્મથી) હલુભા ઠેસણે પોગ્યા ઈ બવ સારું કર્યું. એક પંથ ને દો કાજ કરતા આવશે.

નાનભા : (કાનગરની દ્વિઅર્થી વાણી ન સમજતાં) દો કાજમાં બીજું તો શું .... વીરડીનો વજે ઓખાવવાનો છે ... ....

કાનગર : (બ્હીતાં બ્હીતાં) ઓલ્યા લુવારિયાવને તમે ખળાવાડમાંથી ઉથાળા ભરાવ્યા ઈ બધાયે હમણાં ઠેસણ ધારા ગાડાં છોડ્યાં છે ને ? ત્યાં જરાક આંટો....

× ટપાલી.

નાનભા : (સરોષ) તારી લૂલી સખણી નંઈ રિયે એલા ? મેલું આ છીપર છૂટી ?

કાનગર : (સચ્ચાઈભરી મક્કમતાથી) પહેલાં ગામ આખાની લૂલી બંધ કરો બાપુ, પછી મને છીપર મારવી હોય તો ખુશીથી મારજો તમતમારે.

નાનભા : (ઠરી જઈને) ગામ વળી શું કિયે છે ?

કાનગર : તમે મારા કરતાં વધારે જાણો છો. ઠાલાં મારે મોઢે શું કરવા બોલાવો છો !

નાનભા : ગામ તો એક વળમાંથી સો વળ કરે. ગામને મોંએ ગરણું બંધાય ?

કાનગર : ગામને ગરણું નો બંધાય, તો દીકરા જેવા દીકરાનો ટાંટિયો તો ઘરમાં બંધાય કે નંઈ? શું કામ દલુભાએ ઓલ્યા બે રોકડાના ખવાહડાવ ભેગું મોડી રાત સુધી પીઠા પાંહે રખડવું જોઈ ?

નાનભા : હવે વાતનું ધડમાથું બતાવીશ મને ? દલુભાનો જીવ કોનામાં છે ઈ ખબર પડે ?

કાનગર : હું તી કેટલીકનાં નામ યાદ રાખતો રંઉ ? નીત નવેતર....

નાનભા : (છંછેડાઈને) ખાવી છે આ છીપર ? (નરમાશથી) ઈ રાંડુંનાં નામ મને દે ને, ધા ભેગો ધસડકો...કાલ સવારે કેંસલો....ઘરમાંથી સાલ જાય....

કાનગર : ઈ તમે મોઢે પડાકા મારી જાણો એટલું જ. ઈ માંયલી એકેય જણીનો તમે વાળ વાંકો કરી શકવાના નથી....

નાનભા : (પાનો ચડતાં) એવી કયા મોટા ગરંડરની છોકરિયું છે ઈ ? મને નામ દઈશ ?

કાનગર : (હંડે કલેજે) નામમાં પેલીપરથમ તો તમારી ગોમી પંડ-વાણીન રૂપલી જ—

નાનભા : એલા, તું તી મગજ–ભેટ થયો છ ? આ છીપરૂં છાતીમાં દરૂં ? તેં કોનું નામ લીધું ઈ ભાન છે તને ? કે પછી આજે સવારથ નથી ાપ ડાકાની પરસાદી પીધી છ ?

કાનગર : મેં તો ભાગેય નથી પીધી ને કાંઈ નથી પીધું. જેવી છે એવી વાત કરી છે—

નાનભા : (પોતાનો ઘોડો ચાલુ રાખતો) તો ચલમમાં ગાંજો કોઈ આકરો આવી ગ્યો હશે. કે પછી ગરસની ગોળી ચડાવીને આવ્યો છો?.... મારાજને ઊગવાની દરપ થતાવ્ય તો હું માનું.......

કાનગર : (પૂર્વવત્ ગાંભિર્યથી).... રૂપલીને ઘરમાં ઘાલીને દીકરાનું નખ્ખોદ કાઢી નાખ્યું....દલુભાની ઓરડમાં રૂપલીને હાથે ઓળીપો કરાવ્યા વિના શું અણુઓખળ્યા રઈ ગ્યા તા ?

નાનભા : એલા પણ આ વાત સાચી હોય તો તો હું મરી જાઉં. મારા ધોળામાં ધૂળ પડે. મારી સાત પેઢીનું નખ્ખોદ નીકળી જાય....

કાનગર : (સિફતપૂર્વક વાતને વળાંક આપતો ) પણ હવે એમાં જો જેવું ક્યાં છે ? આજે સવારે જ ગામમાંથી અલાબલા નીકરી છે...

નાનભા : નિરાંત થઈ ! ! ગામમાંથી ઘો ગઈ. નકર દલુભા એની વાંહે, ઘરાધને ધાન ન ખાત. સંકર ડાડો છ કરે છે, ઈ સારા સાહુ જ કરે છે.

[ કાનગર હોકો તૈયાર કરીને નાનભાને આપે છે.]

કાનગર : ( ચલમના તીખારા સંકોરતાં ) સંકર ડાડાને આજ ઘીના દીવા કરાવો, ઘો ગઈ એની ખુશાલીમાં.

નાનભા : ( ગુસ્સામાં ) આજ નક્કી તને આ છીપરડી ખાવાનું મન થયું લાગે છે !

[ ડેલીની સાંકળ ખખડવાનો અવાજ આવે છે. ]

કાનિયા, જા આગળો ઉઘાડી આવ્ય ! દલુભા કડબ લેતા આવ્યા હશે. તો ઘોડી ઉપર ભાર હશે...

[ કાનગર ડેલી ઉઘાડવા જાય છે.
પાછળ નાનભા સ્વગત બબડે છે, ]

રૂપલી પણ રાંડ જાતાં જાતાં ઘરમાં સાલ ઘાલતી ગઈ...આખું વેતર વંઠ્યું એનું—

[ કાનગર લ્હીરો મોંએ પ્રવેશે છે. ]

કાનગર : ત્યાં કહું તો દલુભા ય નથી ને માણુશી ય નથી. આ તમારાં ગોમી પટલાણી છે...'

[ ધીમે પગલે ગોમી પ્રવેશે છે. આધેડ ઉંમર, સશક્ત તેજીલું પડછંદ શરીર. લાલ ચોળિયાનું ઓં સાથે ઢસરડાતું પહેરણું, વર્ષોથી પહેરાતા અકોટાને લીધે બમણી લંબાઈમાં લબડેલા કાન, કપાળ ઉપર ઓઢું ઓઢેલું ઓઢણું ]

નાનભા : ( આવકારતાં ) કાં ગોમી, આ કાનગરિયો રૂપલીની શું વાત સાંભળી આવ્યો છે ?

ગોમી : ( દીન વદને ) હાચી વાત છે, રૂપલીએ માથે રાત્ય લીધી.

નાનભા : પણ આખું કોળું તારી જાણ્યુ બા'રું જાય ?

ગોમી : ( પાટના પાયા આગળ ઊભડક બેસતાં ) મારે કાંઈ ચાર આંખ્ય થોડી છે ? એણે મને ભીંત ભુલાવી...

નાનભા : કાંઇ કારહો કર્યો'તો ?

ગોમી : ( લમણે હાથ મૂકીને ) કારહો તો કાંઈ જેવો તેવો કર્યો કેવાય ! ભલભલાને ભૂલામણુમાં નાખી દિયે એવો. ખાટલાને ઓશિકે મેલ્યું હાંડલું, પાંગથમાં ઓઈહા પગરખાં. આડા સુવરાવ્યા બે પરોણા ને માથે ઓઢાડયું ગોદડું.

નાનભા : માળી ! ભાયે' પોંચેલ નીકળી ! !

ગોમી : એની પ્હોંચ્યની તો વાત મેલી દિયો ! ગમે તેવી તો ય તમારી દીકરી—

નાનભા : ( દાઝતાં ) આ મરણ ટાણે ઇ વાત ઉખેળ્યે કાંઈ ફાયદો ? (કાનગરની હાજરીનું ભાન થતાં ) એલા કાનગરિયા, આ છીપરું ખાવાનું મન થ્યું છે ? કોકની વાતું સાંભળતાં શરમાતો નથી ? ( ઉકેલ શોધતાં ) જા, ચોકું આવી ગોતે ઈ મોર લાલેડો વાળી નાખ્ય. એમાં મજીરાં વાહે તો આખી રાત્ય ફોલી ખાહે. ( કાનગર જતાં ગોમી તરફ ફરી, વાત પલટાવતા ) હમણાં હણુપીવાડમાં કોઈને ઘેર કોદિયું નથી ભડાતી કે શું ? કોઈ લાદ લેવા જ નથા આવતું તી હાથે વાસિદાં કરવાં પડે છે.

ગોમી : સાત કોઠિયું ભરાતી હોય પણ કોનો રાંડનો દિ' ફરી હોય, તી આ ડેલીએ લાદ લેવા આવે ?

નાનભા : ( રાપ હાળીને ) આજે કેમ બધું ય અવળું બોલવું પડે છે ?

ગોમી : અવળું કાંઇ નથી. સાવ સવળું છે. હું જ એક હૈયાફૂટી તી ન જોયું ટાણું ન જોયું કટાણું ને અંધારામાં સૂડલો લઇને આઇ ઘોડી આવી'તી.

નાનભા : ( અરવરથતાથી ) વીહ વરહ મોરની વાત અટાણે મરણ ટાણે ઉખેળવાનું શું કામ પડ્યું ભા ? ઈ સંભાયે કાંઈ ફાયદો ?

ગોમી : (કપાળેથી ઓઢણું આંખ પર ઉતારી, રડતા અવાજે ) વગર-સંભાયે સાભરી આવે એવો કામો કર્યો છે....

નાનભા : ( ઓઢી લેતાં ) કોણે ? મેં કે તેં ?

ગોમી : ( ચાનકથી ) મેં ને તેં બેઇયે. મેં પારકા પુરહને જાત વેંચી. તેં મારા પરણ્યા પટેલને કમોતે ગૂડી નાખ્યો. ઊંટિયું વખ વાવરીને કેવરાવ્યું કે એરુ આભડ્યો છ—

નાનભા : ( નિઃસહાય બનીને ) જા, ઢાલીને બરકીને આવ ગામમાં ઢંઢેરો પીટાવ ।

ગોમી : હવે થૂંક ઉડાડ્યે શું વળે ? હાલાં ઘોડીનાં ય ઘટે ને ઘોડે-સ્વારનાં ય ઘટે. અટાણે તો પગ પાંહે બળે છે ઈ કેશારંગનું કરં...કે...?...

નાનભા : ( આફતમાંથી ઊગર્યાના છૂટકારાથી ) ઈ તો હું સમી સવારનો પૂછું છું પણ તારાં રોદણાં આડયે જવાબ જ ક્યાં દે છ ? છોડીને હાહરે સોંઢાડવી તી એનું શું થ્યું, બોલ્ય જોઇ ।

ગોમી : હાહરું તો એને સદે છે જ ક્યાં, મોટા સખેશરીની છોકરી ને ?

નાનભા : ધણી મારકૂટ કરતો હશે ?

ગોમી : ના રે, બાપુ ના. સામી ધણીને મારે એવી છે તમારી છોકરી !

નાનભા : ( હસીને ) હું ક્યાં નથી જાણતો ? પણ તંયે પછે હાહરે બીજું દુઃખ શું છે ?

ગોમી : દખ તો ઘણું કાંઈ યે નથી; પણ નાનપણમાં આ ઘરનાં હોડલાંની ખાચડી ને ખાંટિયાં ખાઇ ગઈ તે ?

નાનભા : હા....આ...

ગોમી : તી હવે હાદરે છાશ ને રોટલા ગળે હેઠાય છે. કાડીના હોડલાની ખાચડી ને ખાટિયાં ત્યાં કયાંથી જડે ?

નાનભા : ( હસી કાઢતાં ) ન ગોઠવાનાં કંઈક બીજાં કારણ હશે.

ગોમી : બીજાં, તો એનાં લખ્ખણ, તમે ક્યાં નથી જાણતા ?

નાનભા : ( ચોંકીને ) શું વળી ?

ગોમી : ( લાપરવાહીથી ) અર્ધાં તો તમે જ શીખવ્યાં છે ....

નાનભા : ( ખીજકાતાં ) વાતેવાતમાં હું, હું ને હું ?

ગોમી : ( હસી પડતાં ) કાં ભૂલી જાવ ? હું આંઈ ઓશરીમાં રજાઈયુંમાં પંખા આરખવા આવતી તંયે તમે આ પાટ ઉપર બેઠાં ત્યાં કણે રૂપલીને બેહાડીને ગૂડગૂડગૂડગૂડ હોકો પીવરાવતાં, હું તમને વારતી પણ તમારૂં રમતગમાં જાતું—પણ છોકરીનું એમાં નખ્ખોદ નીકળી ગ્યું—

નાનભા : ( વચ્ચે ) તી રૂપલી શું હજી મોટી થાતાં ય હોકો ગડગડાવે છે ?

ગોમી : ( કપાળ કૂટતાં ) એક હોકલેથી જ હાંઉ કર્યું હોત તો સારું થાત...

નાનભા : ઈ સિવાય કાંઈ બીજું કંઈન વળગ્યું છે ?

ગોમી : એક કરતાં એકવીસ.

નાનભા : અલગને રવાડે ચડી છે ? આ કાનગરિયાના પાડોશમાં એક દૃહિયે રિયા છો, તી ગાંજો બાંજો પીતાં તો નથી શીખીને ?

ગોમી : ઓયવોય ! ગાંજો ભાંગ્ય કાંઈ કંઈન થોડાં કે'વાય ? મહાદેવજીનો પરસાદ તો મોટા જાલમધર જોગી ય પીએ ! પણ રૂપલી તી એના ઠીકરાની અલમું પીએ ?

નાનભા : ( અધીરા થઈ ને ) ઠીકરાની નંઈ તો સોનાનીય ડાળીને પીહે !

ગોમી : હીરૂં ય નંઈ ને સોનું ય નંઇ. (હાથ લંબાવીને) જુવો, સામે ટોડલે શીંહો પડ્યો ઈ માઈલું—

નાનભા : હેં ? શું કે' છ ! !

ગોમી : હા, હાચું કંઉ છું.

નાનભા : કોણ પાપ છે એને ?

ગોમી : રેપા ખવાદડાનાં છોકરાં—ગામના ઉતાર ! પીડું ઘરની પછવાડે જ બળ્યું છે ને !

નાનભા : (કપાઈ જતાં, જરા વાર રહીને) આંઇથી જ ચાખી ગઈ. કાનગરિયાનો જ બધાં કામાં—

ગોમી : ઈ કાળમખો એક—ઓશરિયે રે'વા આવ્યો તે હું'તી મારી નિંદર ઉડાડી દીધી છ, આઠે ય પો'ર છોડીની નજર રાખતી, પણ કાલે જ હું આંધળી ભીંત થઈ ગઈ. મને તો કાનગરિયાનો જ વે'મ છે. એણે જ મૂવા ધરખોદિયે ભગાડી—

નાનભા : (ગુસ્સાથી સ્વગત) ધરખોદિયો મારું અન્ન ખાઇને મારી જ ઘોર ખોદશે ? (ગોમીને) તું કે'છ, પણ ઈ ભાગે કોના ભેગી ?

ગોમી : રામ જાણે ! મને તો કાંઇ દશ્ય નથી સૂઝતી.

નાનભા : (વધતી અસ્વસ્થતા સાથે) તને કોના ઉપર વેમ આવે છ, ગોમી ?

ગોમી : બીજું છે કોણ ગામમાં ? માગી કદીનાં ખાનારાં સિવાય ! ? ...ખવાદડાવ—

નાનભા : (ગભરાતાં) સામોસામ ?

ગોમી : હા, નાનપણમાં તમારા જ હીખવેલ ચાળા મોટાં થાતાં મોંઘા પડ્યા. પાટે બેહારીને તમે એને સાફા બંધાવતાં ને બેઠ્ય બીડાવતા. ઘેરે આવીને ઈ સાંઠાના મલોખા ફોસીને આવડોક હોકો બનાવતી, મારા એ.ઢણાની ભેઠ્ય ભીડતી, શેરડીની કાતરીનો જમૈયો ખોહતી ને પછેડીનો સાફો બાંધતી.

નાનભા : છોકરાંવ તો એમ રમે જ ને ?

ગોમી : રમત્ય તો રમવા જેવડાં હોય ત્યાં લગણ ને ? આ તો મારા બાપના બાપ જીવતી સાટ થઈ તો ય નાનપણનો છેલછોગાળો સારો મનમાંથી નો ખરયો ને પાછું, માથે મૂછાળા બાપનો કડપ થોડો છે ? રાંડીરાંડની છોડી ને ગરાસિયાની થોડી; એનું કોઇ ધણી નંઇ. સૌ પલાણે.

નાનભા : (ઉપસંહારતા) આ તો બારે ભૂંડી થઇ કે'વાય.

ગોમી : (સાંધી લેતા)—ભૂંડી તો કાંઈ જેવી તેવી થઇ ?! તઈંણ દાણ હાદરે ગેલી ને તઈંણે ય દાણ ધણુમાંથી છૂટીને દોર ખીલે આવે ઈમ આવતી રઈ. મારાથી તો હવે શેરી વચ્ચારે ઊંચી આંખ્ય કરીને નથી હલાતું. માનશો વાત ?!

નાનભા : (સાચા ખોટા દર્દને હદેદે) છોકરી બારે કપાતર થઈ— મેં નોતું ધાર્યું કે આવી ભૂંડી......

ગોમી : (વચ્ચે) ભૂંડી, ભલી તમારી જ છે ને ?

નાનભા : (ચસકો પાડીને) હવે એકનેક વાતનો સગડ મેલીશ ? આ ધરણ ટાણે—

ગોમી : (નરમ ઘેંશ થઈને) ધરણ ટાણું તો હું ય જાણું છું. પણ હવે આ રાહના મોઢામાંથી સટવું કેમ ઈ હમજાવોની ! ઈ સારુ તો તમ પાહે આવી છું.

નાનભા : ભાગીને કિયે મારગે ગઈ હશે ?

ગોમી : (બે ય હાથ પહોળા કરીને) ઈ જાણે ને ભગવાન જાણે ! કોઈ કિયે છે કે મુંજિયાસરની સીમમાં વહી ગઈ છે, કોઈ કિયે છે ઓસીપા નદી ઊતરી ગઈ. ગામમાં જેટલી જીભ, એટલી વાતું થાય છે, કોઈ કિયે કે બામડાનો વેહ પે'રીને ભાગી ગઈ, બીજું કોક કિયે છે, તરગાળાનો નાયક નાટકમાં ઉપાડી ગ્યો ! હું તો એટલી વાતું સાંભળું છું ને લાજી મરું છું.

નાનભા : ગામ તો બે ગાઉ આમ હાલે ને બે ગાઉ આમે ય હાલે. એમ લાજી મરીએ તો રેવાય કેમ ?

ગોમી : (ઓઢણું આંખ પર ઉતારી) મારું પેટ એવું પાક્યું તંયે

ઈ સંધુ ય સાંભળવું પડે છે ને? (સ્વગત) આ, કરતાં તો કૂખ ખાલી રહી હોત તો સાત થોકે સારું હતું...વાંઝણી કે'વાત એટલું જ ને? પણ આ તો છતે છોરુએ ય....વાંઝિયામેણાથી ય વધારે—

નાનભા: (અકળામણથી) આ ધરણુટાણે રોવા બેઠે ઈ પાછી આવશે?

ગોમી: હવે તો હું પાછી થાઉં તો છૂટું આ હૈયાહોળીમાંથી!.... આ તમે એને ઝાંપને ઠેકાણે છો, પણ વાંહે માણૂક મોકલીને ભાળ કઢાવવાનું ય સૂઝે છે?

નાનભા: (પાનો ચડતાં) મારી માણકીને દલુભા ઠેસણે લઈ ગયો છ. એણે ય મારો ધરણુટાણું જ સાચવ્યું—જાણે મારફતિયાંની રશીદનું સોધણિયું વયું જાતું તું! નીકર રેન છે રૂપલીનાં કે મુંજિયાસરની સીમ વળોટી શકે? માણકી રેલના અંજિનની હારોહાર ઘોડે છે.

[ડેલીની સાંકળ ખખડે છે. ઘોડીના ખોંખારવાનો અવાજ.]

(ઉત્સાહથી) આ આવી પૂગ્યા દલુભા! એલા કાનગરિયા, આળા, વાશિંદામાં ય ભવ એકની વાર? ઓલી તારી કાકી ઉપર કડબનો ભાર હરી, ઉઘાડ ઝટ આગળિયો નીકર આ છીપરું ખાઈશ છૂટું!

[ગોઠણ ઉપર ચડાવેલ પોતડી અને હાથમાં લાદ-મૂતરવાળા સાવરણા સાથે કાનગર ડેલી ઉઘાડવા જાય છે.

ગોમી: (યાચની) દલુભાને માણકી ઉપર ઘોડાવો તો સોના વાસા મંજિયાસરની સીમમાંથી ભાળ લાગી જાય—

નાનભા: (વિચિત્ર હાસ્યથી) દલુભાને? રામ રામ ભજો. દલુભા દીકરા હવે દિ' વાળી રહ્યા!!

કાનગર: (ઢીલે મોઢે આવીને) ત્યાં તો દલુભા ય નથી ને કડબનો ભારો ય નથી—

નાનભા: તમે માણકી ઉપર કોણ આવ્યું? ઈ ખોંખારો તો માણકીનો જ—

કાનગર : હાસમો સાંધાવાળો, મામુજીને બાંધવા આવ્યો છે.

[ મેલાં પહેરણચડ્ડી અને કાટેલ ટુંકી ટોપી પહેરેલો હાસમો ઘોડીને દોરતો દાખલ થાય છે. ]

નાનભા : એલા હાસમા, માગ્ફૂતિયાની—એેાલી શું કેવાય ?—રશીદ—તારા ભેગી મોકલી ?

હાસમો : માલ યઝ્યા મોર રશીદ ? હજી વાસણ્યનાં તો હાથ ટેકાણ્યાં ન્યથી. આવે તંયે સાચા—

નાનભા : તંયે દલુભા ક્યાં રોકાણા ? વીરડીની સીમનો વાજે—

હાસમો : દલુભા તો બેઠી ગ્યા રેલમાં. અટાણે તો એક ઠેકાણે ય વળોટી દીધું હશે.

નાનભા : (ચોંકીને) સાચેસાચ ?

હાસમો : હા. મને કે'તા ગ્યા કે કાંટાને હાંકલેથી ઘોડી છોડીને આપણી ડેલીએ બાંધી આવજે. આ પાવલું ધક્કાના ચાપાણીનું આપતા ગ્યા—

નાનભા : (સશંક થોથવાતાં) ભેગું બીજું કોઈ—?

હાસમો : હા. (ગોમીને જોતાં) ગોમી કાકી, તમે ઠીક આંયા કણે જ ભેગા થઈ ગ્યા—મારે તમારી ડેલીએ ધક્કો આસળ્યો.

ગોમી : (સોત્સાહ) મારી રૂપલીના કાંઈ વાવડ, ગગા ?

હાસમો : રૂપલી બેન તો ઠેઠ તારોડિયું નો'તું આથમ્યું તંયુના ટેસણમાં આવીને સૂતાં' તાં. દલુભા ભેગા ઈ રેલમાં બેઠી ગ્યાં—

નાનભા : ( ન જીરવાતાં ) 'કાનગરિયા, આ છીપરું મારી છાતીમાં માર' ! મારું મોત બગાડી નાખ્યું. મારી સાત પેઢીનું સર્વનાશ—

ગોમી : (ડૂસકો મૂકીને ) મારી રૂપલી ! જલેતાની જણુતલ કૂપ ! ...ને દલભા ?...

[હાસમો ઘોડી બાંધવા જાય છે.]

નાનભા : છાની રે ગોમી !...દલભે તો મારો દાટ વાળ્યો—

ગોમી : ( મુક્ત રુદને) પણ રૂપલી ને દલભા એક જ લોહી—

નાનભા : ( ગોમીને મૂંગી કરવા ) તું ગાંડી થા 'મા, ગોમી. 'હજી મગ ચોખ્ખા એમા નથી થઇ ગ્યા. હજી ઈ નૂઘરાવને બેયને પાછાં વાળીશ. બોલ હાસમા !

હાસમો : બે હો !

નાનભા : આંઈ ઓરો આવ્ય. કાનગરિયો ઘોડી બાંધશે.

હાસમો : ( ઝડપભેર આવીને ) શું કીધું ?

નાનભા : રેસે કેટલાંક ટેસણ વળોટ્યાં ?

હાસમો : ( ધીમે ધીમે ગણત્રીથા ) એ....એ....ને એક, એક ને એક બે ટેસણ માંડ વળોટ્યાં હશે. ભારખાનાનું લપસીંદર આજ સાહેલ હ જોયું ' તું તી ઈંજિલ ત્યારું ભારેત્ગી બાયડીથી ય ધીમાં પગલ'—

નાનભા : ( પ્રોત્સાહિત થઇને ) તંયે ઝખ મારે છે દીકરાત. કાનગરિયા, માણુકીને આડેધડ નાખીએ તે ?

કાનગર : તો ય ન અંબાય—

ગોમી : ( હાંકયે મોંએ રડતાં ) હાથથી ગ્યાં, એને હવે હેઠ્ય કેમ કરી ઘલાય ?

નાનભા : હાસમા, રેલ કયે ટેસણે પોગના આવી ?

હાસમો : સૂરજ કેટલો ચડ્યો ?

નાનભા : દોઢ વાંહ.

હાસમો : કેવું ટાણું છે ?

કાનગર : સીમે ભાથ પોંચાડવાનું.

હાસમો : ( નિશ્ચિત અવાજે ) હંહે પોગી, કે ઘડી બ ઘડીમાં પોગશે.

નાનભા : હંહે ન અંબાય. આઘાં પડી ગ્યાં.

હાસમો : પણ જંકહનમાં પડી રહે સારી વાર હો બાપુ! ડબાંવની ધાલમેલ્યું કરશે, બોલસા પાણી લેશે ત્યાં તો સાથી છૂટવા ટાણું થાહે—

નાનભા ( તુક્કો સૂઝતાં ) હાસમા હારે ટેસણેથી તાર મેલાવશું, ગોમી ?

ગોમી : (નીચી નમીને) હવે તો, (ડોક ઉપર હાથ ફેરવતાં) આંયાં કણે મેલાવો તો છે ! !×

---

×પ્રગટ થનાર નાટયસંગ્રહમાંથી.

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# મુંબાઈનું વકીલ-જીવન

['સંસ્મરણો': લેખાંક પાંચમો]

એલ.એલ.બી. ની સનદ લઈ ઈ. સ. ૧૮૯૨માં વકીલાતનો ધંધો હાઈકોર્ટની 'એપેલેટ સાઈડ' પર શરૂ કર્યો. ગુજરાતના પ્રખ્યાતવકીલો નાનાભાઈ હરિદાસ ને ધીરજલાલ મથુરાદાસ તો તે વખત પહેલાં નિવૃત્ત થઈ ગએલા પણ નગીનદાસ તુલસીદાસ[1] મારફતીઆ, અને સર ગોકળદાસ કહાનદાસ પારેખ, એઓ ઘણા 'સીનિયર' વકીલ ગણાતા. મોતીલાલ મુગટલાલ મુનશી પણ 'સીનિયર' ગણાતા. રા. ગોવર્ધનરામ ત્રિપાઠી તથા સર ચીમનલાલ સેતલવડ હજુ 'જુનિયર' હતા. માર્કંડરાય નં. મહેતા (માજુભાઈ) તુરતના દાખલ થએલા; પછી હું તેમનો સહયોગી થયો. એઓ હાલની ભગતવાડીને (જેને ત્રીજે માળ સર ગોકળદાસ રહેતા, બીજે માળે સ્વ. જમીએતરામ અને મંછાશંકરના પિતા જીવણરામ રહેતા, તેને) પહેલે માળે રહેતા હતા. ગુજરાતીની 'પ્રેકટિસ' પર તે વખતના દક્ષિણી વકીલો જેમ મીટ માંડતા તેમ દક્ષિણીઓની પ્રૅકટિસ પર અમે ગુજરાતીઓ મીટ માંડતા, અને મુકાબલે વકીલોની સંખ્યા ઓછી હોવાથી આરસપરસનું કામ મળી રહેતું. પણ દક્ષણની પ્રેકટિસ મેળવવા મોડી લિપિ જાણવાની જરૂર રહેતી. તે લિપિ શીખવવા માટે અમે સર ગોકળદાસના દક્ષણી કારકુનને રોકયો હતો. એમ પણ ખરું કે વખતે એ કારકુન મારફતે કોઈ રઓખચ્યો કેસ મળી જાય. પાછળથી માજુભાઈ (સર મનુભાઈ નંદશંકરના ભાઈ, માર્કંડરાય) ધીરજલાલ વકીલના માળામાં રહેવા ગયા અને ગોકુળદાસભાઈ પોતાનો બંગલો જે તે વખતે ચોપાટી પર સુધરાઈની 'નાઈટ-સોઈલ ડીપો' (રાત્રે ગંદકી નાખવાની જગ્યા) પાસે આવેલો હતો ત્યાં રહેવા ગયા. થોડા વખત બાદ પોતે તે બંગલો તોડી પાડી હાલના બે મકાન બાંધ્યાં જેનું મુખડું કવીન્સ

---

૧ 'ડાંડિયા'ના ત્રંત્રીમંડળમાંના એક પણ હતા: (જુઓ લીલાંસૂકાં પાનનું, પૃ. ૨૦મું તથા એ વિભાગમાંના નં. મુ. વિદોના બીજા ઉલ્લેખો). —સં. માનસી.

રોડ પર પડે છે. નગીનદાસભાઈ કાલકાદેવી રોડ પર પોતાના મકાનમાં રહેતા અને મોતીલાલ મુનશી પોતાના ભાઈ મુગટલાલ મુનશી જોડે કાલકાદેવી રોડ પર તેમના મકાનમાં રહેતા. ચિમનલાલ સેતલવાડ અભ્યાસ કરતી વખતે કાલકાદેવી પર, રામવાડી પાસે રહેતા હતા; તે પાછળથી ગિરગામમાં રહેવા આવ્યા અને ગોવર્ધનરામભાઇ રામવાડી પાસે મલ્હારવાડીમાં રહેતા તે પ્લેગ ફાટી નીકળ્યા બાદ વિલ્સન હાઈસ્કૂલની (ગિરગામ બૅક રોડ; હાલના, વિઠ્ઠલભાઈ પટેલ રોડ) સામેના એક મકાનમાં રહેવાં આવ્યા. જેમાં તેમના વાનપ્રસ્થ થયા બાદ સર લલ્લુભાઇ આશારામ શાહ જેઓ પાંજરાપોળ પાસે રહેતા હતા તે ત્યાં રહેવા આવ્યા. તેના ઉપરના માળ પર સુરતના પ્રખ્યાત વકીલ કાળાભાઈ લલ્લુભાઈ, જેમણે મુંબઇની હાઇકોર્ટમાં પ્રેક્ટિસ શરૂ કરી તે રહેતા હતા. એલએલ.બી.માં પાસ થયા બાદ હું ભાગુડીઆ કુટુંબથી છૂટો પડયો. થોડા વખત રામજી ભગવાનની ચાલમાં રહ્યો. ત્યાંથી હાલ જે મકાનમાં પિત્તળે મેન્શનમાં હું રહું છું તેની સામે વિઠ્ઠલભાઈ પટેલ રોડ–તે વખતના ગિરગામ બૅક રોડપર એક દક્ષણી ગૃહસ્થનું એવું (માળ વગરનું) મકાન હતું. તેમાં મિ. કાળાભાઇ રહેતા હતા તેમણે ખાલી કર્યું ત્યાં રહેવા ગયો, ત્યાંથી રામબાગ પહેલે માળે ગયો અને પછી ઝવેર કુંભારે ટૂકડે એક મકાનને ચોથે માળે ગયો. આ રીતે માજુભાઇની પડોશમાં જ હું રહેલો અને અમારી પ્રેક્ટિસ લગભગ ભેગી જ ચાલતી.

ભાગુડીઆ કુટુંબથી છૂટો પડયો એટલે ઘર ચલાવવા માટે કમાવાની કાળજી થવા માંડી. શરૂઆતમાં વકીલના ધંધામાં કામ મળે નહિં, એટલે કલમથી જે કાંઇ થોડું ઘણું મળે તે મેળવવા પ્રયત્ન કરવા માંડયો. મઝગામ મતાર પખાડીમાં તે વખતે ભાઈ બાળુસજી ટેમલે એ નામના ગૃહસ્થ "**गरीबांचा कैवारी**" એ નામનું ત્રણ ભાષામાં—અંગ્રેજી, મરાઠી અને ગુજરાતીમાં–એક અઠવાડિક ચલાવતા હતા. તેમાં મેં અંગ્રેજી અને ગુજરાતીમાં દર અઠવાડિયે લેખો લખવા માંડ્યા. તે બદલ તેઓ મહેનતાણું આપતા. ભરૂચની એક હાઈસ્કૂલના હેડમાસ્તરની માગણી પરથી 'આઉટ-લાઈન્સ ઑફ એસેઝ ફૉર હાયર સ્ટાન્ડર્ડ્ઝ ઇન હાઈસ્કૂલ્સ' એ નામનું એક પુસ્તક લખી આપ્યું. તેમણે પણ નાની રકમ આપી. મુંબઇમાં પણ તે વખતે જીવન બહુ મોંઘું નહોતું. ૨૫) થી ૪૦) રૂપિયાના ભાડામાં તો

આખો માળ મળતો. ભટનો રૂ. ૪ પગાર. આપણે ત્યાં રસોઈ કરી ખીને નોકરી કરવા જાય. એટલે તે વખતનું આશરે પચાસ-પંચાવન વરસ પરનું મુંબઈનું સાધારણ જીવન બહુ ખર્ચાળ ન હતું.

## પ્રસિદ્ધ ગુજરાતી વકીલો

તે વખતના વકીલવર્ગમાં ઘણા જાણીતા ગુજરાતી વકીલો હતા. મંછાશંકર જીવણરામ વકીલ એ મુંબઈની સ્મોલ કૉઝ કોર્ટના વકીલોમાં બહુ ઊંચા દરજ્જાના વકીલ ગણાતા. અમારા કુટુંબના જૂના પરિચયને લીધે તેમણે 'ઑફર' કરી કે મારે તેમની જોડે રહી તે કોર્ટમાં કામ કરવું તે કામનો પરિચય મેળવવા એક દહાડો હું ત્યાં ગયો. ધંધાની શરૂઆતમાં મારવાડી, દાણાવાળા વગેરેના કેસો, જે સ્મોલ કૉઝ કોર્ટના કજીઆઓનો મુખ્ય ભાગ હોય છે, તેની એકપક્ષી તપાસનો દેખાવ જોઈ મને ઘણી ઘૃણા-ઘણો તિરસ્કાર ઉત્પન્ન થયાં. કારણ મારો સ્વભાવ એકલવાયો, અને એ શાન્તિનું વાતાવરણ માગતો હતો. અહીંઆં અંગ્રેજીમાં જેને 'ફિશ માર્કેટ' કહે છે તેવો દેખાવ ને ઘોંઘાટ; Babel of voices. મને સમજ ન પડી કે હું પગ પર ઊભો છું કે માથા પર. મેં ભાઈ મંછાશંકરનો આભાર માન્યો અને એપેલેટ સાઈડના શાન્ત અને ગૌરવશીલ વાતાવરણમાં કામ કરવાનું વધારે પસંદ કર્યું. સ્મોલ કૉઝ કોર્ટમાં કામ ઝટ મળે, થોડીઘણી કમાણી પણ તુરતાતુરત થાય, એ બધું વિચારમાં લીધા બાદ પણ એપેલેટ સાઈડ પસંદ કરી. પોલિસ કોર્ટનું વાતાવરણ એનાથી બદતર જોયું એટલે ત્યાં પણ ન ગયો. કોને ખબર કે ઇ. સ. ૧૮૯૩માં જે કોર્ટને મેં મારા પ્રેક્ટિસને માટે તિરસ્કારી હતી, તે કોર્ટમાં બાર વરસ બાદ (ઈ. સ. ૧૯૦૫) હું જજ તરીકે નિમાવાનો હતો અને મારી જિંદગીનું એક લાંબું-ચોવીસ વરસનું-પ્રકરણ ત્યાંનો ઊંચામાં ઊંચો ચીફ જજનો ઓદ્દો મેળવી પૂરું કરવાનો હતો!

"મુવા બાપની મોટી આંખો" એ કહેવત મુજબ નહિ પણ ખરે-ખર તે વખતના વકીલો અને બારિસ્ટરોમાંના ઘણાખરા પોતાના ધંધાને શેભ આપનારા હતા. બારિસ્ટરોને માટે એટલા માટે લખું છું કે તે અરસા-માં દરેક અઠવાડિયે એક દિવસ-બુધવારનો-બારિસ્ટરો જે અપીલનાં કામમાં

આવવાના હોય તેવાં કામ માટે રખાતો હતો. બીજા બધા દહાડા બારિસ્ટરો ઓરિજિનલ સાઈડ પર એટલે જ્યાં તળ મુંબઈના દાવાઓ ચાલે ત્યાં કામ ચલાવતા હતા. બુધવારે એ સાઈડનું કામ બંધ રહેતું. માત્ર મુંબઈની નાદારીની અરજીઓ એ દિવસે સંભળાતી, એટલે બારિસ્ટરો તે દિવસે છૂટા હોઈ અપીલો ચલાવવા આવતા. એ બુધવારને એપેલેટ સાઈડ પર 'કાઉન્સેલ્સ ડે' કહેતા.. અને ઓરિજિનલ સાઈડ પર બુધવારની કોર્ટ એટલે નાદારીની કોર્ટ તિરસ્કારયુક્ત રીતે વર્ણવાતી. કોઈ ગજા ઉપરાંત વેપાર, સટ્ટો યા દેવું કરે તો તેને બુધવારની કોર્ટ જોવી પડશે એમ સાધારણ રીતે બોલાતું અને સૌ તેમાં રહેલો ગર્ભિત અર્થ સમજતા. ફોજદારી કામ બ્રેન્સન અને બીજાં સઘળાં—ફોજદારી સુદ્ધાં—કામ માટે મિ. ઇન્વેરારિટી અજોડ કાઉન્સેલ ગણાતા. સર ફિરોજશાહ મહેતાની ખ્યાતિ ફોજદારી કેસોના ધારાશાસ્ત્રી તરીકે ઘણી ઊંચી કક્ષાની ગણાતી. પરંતુ એઓ ઘણુંખરું કાં તો કાઠિયાવાડમાં કાં તો મુંબઈની બહાર 'ડિસ્ટ્રિક્ટસ'માં જતા. મુંબઈની અપીલો થોડી લેતા. તે જ પ્રમાણે બદ્રુદીન તૈયબજીનું પણ હતું. કાશીનાથ તેલંગ તો ઓરિજિનલ સાઈડ પર રોકાઈ રહેતા હતા. રા. બ. કીર્તિકર, રાઈટ ઓનરેબલ મી. મુકુન્દરાવ જયકરના માતામહ, મિ. આપ્ટે, સર નારાયણ ચંદાવરકર, એમના મામા શામરાવ વિઠ્ઠલ, સર મહાદેવ ચૌબલ; દાજી આપાજી ખરે વગેરે દક્ષણી વકીલોમાં ઊંચું પદ ભોગવતા અને તેમાંના ઘણાંખરાને મુંબઈની બહાર પુષ્કળ કામ મળતું અને તે નફાકારક હતું કારણ તળ મુંબઈમાં અપીલ ચલાવવાથી જે ફી મળે તેના કરતાં બહારગામ જઈ અપીલ ચલાવવાની ફી અનેકગણી મળતી. એકલા મુંબઈના કામમાંથી તેઓ આગે જ વાડીબંગલા બનાવી શકયા હોત. ગુજરાતી વકીલોમાંથી બહારગામની પ્રેક્ટિસ સર ગોકુળદાસની ઘણી હતી. ઉમરેઠના વતની, ખેડા જિલ્લામાં જાણીતા, એક વખત ઝાંઝીબાર જવાનું સાહસ કરી ત્યાંથી નામના મેળવી આવેલા, અને પછી એમની અહીંની પાંખો મજબૂત, એટલે ઊડવાનું બહુ ફાવતું. સુરત, ભરૂચ, ખેડા, નડિયાદ, અમદાવાદ, જે ડિસ્ટ્રિક્ટમાં જુઓ ત્યાં એમના વખાણનારાઓ (એમની પાંખો) જથાબંધ. જેને તેને એમનું જ નામ આપે. વળી ચરોતરની બાહોશ પાટીદાર કોમનો પૂરતો સહકાર, એટલે ધંધો ઘણો જ વધી ગયેલો. એમની 'એડવોકસી' સાધારણ-

બોલે ત્યારે આંખો મીંચીને બોલે. વખતે પાછળ ખજવાળતા હોય; Impressive નહિ, પણ Sound ખરા અને અનુભવે પાકટ. નગીનદાસ મારફતિયા, મોતીલાલ મુગટવાળા–એમની હારના ખરા, પણ ઉપર્યાં કારણોને લીધે એઓએ એ બધાને પાછળ મૂકી દીધેલા.

નગીનદાસભાઈ પાછલી અવસ્થામાં વૈષ્ણવી સંપ્રદાય તરફ બહુ વળી ગયા હતા, અને સવારસાંજ તો વૈષ્ણવ મંદિરોમાં જઈ ભજનકીર્તનમાં વખત કાઢતા. બપોરે કોર્ટ બજારમાં એક આંટો મારી આવે. કાળો ડગલો, તે વખતની ફેશન મુજબ બંને ગાલે થોભિયા, ભરાઉ મુછ, વિશાળ કપાળ, તેમાં મોટો કંકુનો ગોળ ચાંદલો, ધોતીઉં, મોજાં બૂટ અને માથે સુરતી, કાપરચશાહી પાઘડી. નાકે ચશ્મા, ગળે હમેશ ગરમ ગળપટો, દેખાવમાં ભવ્ય ને રુવાબદાર. કોર્ટનું કામ થોડું હતું પણ જ્યારે અપીલ ચલાવે ત્યારે એટલી નમ્રતાથી ચલાવે કે તે સાંભળનારા જડજોને પણ એમને માટે સમભાવ ઊપજે; ગુજરાતી જૂના વકીલોમાં બહુ ભલા વકીલ તરીકે એમનું નામ મૂકી ગયા છે. બાકી પોતાની જુવાનીના વખતમાં એમણે પણ સુધારાનો ઝુંડો પકડેલો.

તે વખતે ધોતિયાને બદલે પાટલુન પહેરવાની ફેશન ગુજરાતી વકીલોમાં હજુ શરૂઆતમાં હતી. દક્ષણી બધા જ પાટલુન પહેરતા, કેટલાક તો લાંબા કોટ પર નેકટાઈ પહેરતા. ગોકળદાસભાઈ પાટલુન પહેરતા પણ ગોવરધનરામભાઈએ ધોતીઉં જ ચાલુ રાખેલું. ધોતીઉં કમરેથી ખસી ન જાય માટે આમકાનો પટો પહેરતા. બાકી કાળો કોટ ને બૂટમોજાં.

સર ચિમનલાલ, મોતીલાલ મુનશી, માજુભાઈ, હું અને પછી આવનારાઓમાં લલ્લુભાઈ શાહ, મનમુખરામ કૃષ્ણમુખરામ મહેતા, નંદવદન કપૂરરામ મહેતા, ઉત્તમલાલ કેશવલાલ, બલદેવજી મુ વગેરે પાટલુન જ પહેરતા. માત્ર નાનાભાઈ હરિદાસના નાના ચિરંજીવી જૂના રિવાજને વળગી રહ્યા. ધોતીઉં, સીધી બાંયનો કોટ, માથે પોતાને હાથે બાંધેલી ખૂબ મોટી કાપરચસહી પાઘડી પહેરતા. ૨૧૦ નાનાભાઈ હરિદાસનો પોતાના દરેક પુત્રને આદેશ હતો કે પોતાને હાથે બાંધેલી પાઘડી જ પહેરવી, કોઈ બીજાને હાથે બાંધેલી નહિ. અને એમના પાંચે પુત્રો એ આદેશને અમલમાં મૂકતા.

ક્યાં તે જમાનો ને ક્યાં હાલનો જમાનો !

હવે તો પાઘડી ગઈ, ને ટોપી આવી; ને ટોપી પણ ધીમે ધીમે જવા બેઠી છે, ને ઉઘાડા માથાની ફેશનની શરૂઆત થઈ ગઈ છે.

## પૂર્તિ (ડિસેમ્બર ૧૯૪૪ના અંકમાંના હપતાની)

મુંબઈની સ્મોલ કૉઝ કૉર્ટ એ પ્રેસીડેન્સી ટાઉન સ્મોલકૉઝ કૉર્ટ કહેવાય છે. અને એવી કૉર્ટ આખા દેશમાં માત્ર ત્રણ છે. કલકત્તા, મુંબઈ ને મદ્રાસની. એને માટે ગવર્નમેંટ ઑફ ઇંડિયાનો કાયદો પણ ખાસ છે. જ્યારે પ્રાંતો યા ઇલાકાનાં બીજાં શહેરોની સ્મોલ કૉઝ કૉર્ટો તેનાથી નાના દરજ્જાની અને ઓછા અધિકારવાળી હોય છે અને તે કૉર્ટોને માટે પ્રોવિન્શીઅલ સ્મોલ કૉઝ કૉર્ટ નામે કાયદો (Act) પસાર કરવામાં આવેલો હોય છે. આ સ્મોલ કૉઝ કૉર્ટ કેટલીએક બાબતમાં કલકત્તા અને મુંબઈ જેવી હાઈકૉર્ટની સત્તા અમુક અંશે ભોગવે છે. સ્થાવર મિલ્કત યા ભાગીદારીને લગતા દાવા કોઈ પણ સ્મોલ કૉઝ કૉર્ટમાં ચાલી શકતા નથી. પરંતુ ધીરેલા નાણાં સંબંધી, ભાડું, મહેનતાણું, પગાર, કરારભંગની નુકસાની વગેરે પરચુરણ જાતની તકરારોનો નિકાલ એ કૉર્ટ લાવી શકે છે. દાખલા તરીકે વેપારના કરારભંગ સંબંધી રૂ. બે હજારની હદ સુધીનો દાવો પ્રેસિડન્સી સ્મોલ કૉઝ કૉર્ટમાં લાવી શકાય છે. એવા દાવા હાઈકૉર્ટની ઓરિજિનલ સાઈડ પર ન લાવવા હોય તો પ્રેસીડેન્સી સ્મોલ કૉઝ કૉર્ટમાં લાવી શકાય છે. મતલબ કે એવા દાવા સંબંધે મુંબઈની સ્મોલ કૉઝ કૉર્ટ હાઈકૉર્ટ જેટલો જ અધિકાર ભોગવે છે, ને સામાન્ય રીતે પક્ષકારો એવા દાવાઓ સ્મોલ કૉઝ કૉર્ટમાં જ માંડે છે કારણ ખરચ ઓછો ને નિકાલ ઝટ. એ કૉર્ટ ગરીબ માણસની કૉર્ટ–Poor Man's Court–કહેવાય છે. હાઈકૉર્ટમાં જતાં સોલિસિટરની ફી, બારિસ્ટરની ફી, એમ ખર્ચ ઘણો વધી જાય છે. ગયું વિશ્વયુદ્ધ ચાલતાં અને પછી એવા વહેપારી દાવાઓ commercial causesની સંખ્યા એટલી વધી ગઈ હતી કે માત્ર કૉર્ટ–ફીમાંથી બે ત્રણ લાખની ચોખ્ખી ઊપજ–ખર્ચ જતાં–સરકારને થતી હતી. એ પ્રકારના દાવાઓને હાઈકૉર્ટની ઓરિજિનલ સાઈડ પર એટલું મહત્ત્વ આપવામાં આવતું કે તેને માટે ખાસ એક જજ–

Commercial causes–ના નિકાલ કરનારા જજ–નીમવામાં આવેલા કે જેથી નિકાલ ઝટ થાય. એમાં વિલંબ થાય તે વેપારીને પાલવે નહિ. મારી પાસે જપાન જોડે થયેલાં ઈંડેંટ–(Indent)–ભંગના કેટલા યે દાવા આવેલા. અંગ્રેજો જેટલા પોતાના કરારની શરતો પાળતા–પોતાને સો ટકાનું નુકશાન થતું હોય તો પણ સખત ને પ્રામાણિક રીતે વર્તતા–તેટલા જ જાપાનીઓ શિથિલ ને અપ્રામાણિક રહેતા. અંગ્રેજે કરાર કર્યો હોય કે ફલાણો માલ ફલાણી રીતે ને ફલાણી મુદત અંદર ને ફલાણે ભાવે બનાવી પૂરો પાડીશું તો તેમ કરે જ. ભાવ વધી ગયા હોય તો ગમે ત્યાંથી નુકસાન ખમી લઇ માલ પૂરો પાડે. પોતાનાથી ન બનાવી શકાયો હોય ને તેને લીધે ગ્રાહકોને નુકશાન થાય તો તે ભરી આપે. જાપાનીઓ તેથી ઉલટી જ રીતે વર્તે. અમુક શખ્સ જોડે કરાર કર્યા બાદ બીજો શખ્સ તેનાથી પા અર્ધો આનો વધારે આપે તો તેને વેચેલો માલ પેલા બીજાને આપી દે. અમુક શખ્સને અમુક ભાવે આપવાનો માલ તેને મોકલવા માટે મુદતસર તૈયાર થઇ ગયો હોય એટલામાં બીજો કોઈ વધારે ભાવ આપતો આવે તો વગરસંકોચે તેને માલ આપી દે ને મૂળ ગ્રાહક તો લટકતો રહી જાય. એ લોકાની Trade Morality બહુ જ હલકી.

મુંબાઈની સ્મોલ કૉઝ કોર્ટના જજ પેન્શન પર જતાં મારી તેમની જગાએ નિમણૂક થઈ. તેમનું નામ ખરશેદજી માણેકજી ખરશેદજી. જેમને તેમના નામના પહેલા અક્ષરો પરથી C. M. C. કહેતા. ખરશેદજીનું કુટુંબ બહુ ખાનદાન હતું. પોતે વિલાયત જઈ બારિસ્ટર થઈ આવ્યા હતા. અને શરૂઆતમાં અમદાવાદમાં જજ નીમાએલા એમ યાદ છે. સ્વભાવે બહુ જ આકળા ને ઉતાવળિયા હતા. સાથે સાથે સર ફિરોજશાહ મહેતાના ખાસ ગોઠિયા હતા એટલે સ્વતંત્ર મિજાજના તે એટલે સુધી કે એમનાથી ચઢિયાતા જજ, 'એક પારસી ને બીજા અંગ્રેજ, તેમની જોડે એમને ફાવતું નહીં, ને મતભેદ ચાલુ રહ્યા જ કરતો. તે વખતે ચીફ જજ એડવોકેટ યા બારિસ્ટર હોય તેને જ નીમતા. એને મિ. ખરશેદજી રીટાયર થયા તે વખતે એ કોર્ટના ચીફ જજ મિ. રૂસ્તમજી પટેલ હતા કે જેઓ માત્ર પ્લીડર હોવાથી હાઈકોર્ટે પોતાનો ખાસ અધિકાર વાપરી તેમને એડવોકેટની પદવી આપી કે જેથી તેઓને ચીફ જજ નીમી શકાય. એ મિ. પટેલને વિદેશી સોલિસિટરો

બારિસ્ટરો વગેરેનો ઘણો ટેકો હતો કારણ તેઓ એમનાથી રાજી રહેતા. મિ. ખરશેદજીને તેઓ તુંદમિજાજી ગણતા. મિ. ખરશેદજીને રીટાયર થવાની ઉંમર પૂરી થતાં તેમને નોકરીની મુદતમાં વધારો મળ્યો નહિ. મિ. પટેલ તો ભલામણ કરે જ નહિ એટલે એ જગા ખાલી પડી. ને મિ. ખરશેદજી સને ૧૯૦૫માં પેન્શન પર ગયા ને ૧૯૩૫માં ગુજરી ગયા. પેન્શન મેળવવા માટે પચીસ વરસની નોકરીની સાધારણ રીતે જરૂર રહે છે. મિ. ખરશેદજીએ તો એ મુદત ઉપરાંત પણ બીજાં પાંચ વર્ષ પેન્શન ખાધું. પેન્શન મેળવવાની મુદત કરતાં પેન્શન ખાવાની મુદત વધી જવાના કોઈક જ દાખલા મળે છે. તેમને વિષે એક વાત કહેવાય છે કે તાજપોશી *પ્રસંગે તેઓ, સર ફિરોજશાહ ને થોડા બીજા મિત્રો પી. એન્ડ ઓ. કંપનીની એક સ્ટીમરમાં વિલાયત જતા હતા. એ સ્ટીમરના જમવા બેસવાના સલૂનમાં સૌ ઉતારૂઓ પોતપોતાનાં ટેબલો પસંદ કરી લઈ પોતાના ગોઠિયાઓ સાથે તેના પર જમવા બેસે છે. કપ્તાનનું ટેબલ મોટું હોય છે ને ઉતારૂઓમાંથી જે જાણીતા શખ્સો હોય તેમને વારાફરતી પોતાના ટેબલ પર તે નોતરે છે. તે પ્રમાણે એક તહેવારને દિવસે કપ્તાને એક જુવાન લશ્કરી અમલદારને જમવા બોલાવેલો. જમી રહ્યા બાદ રાજકર્તાની સલામતી લેવાયા બાદ એમનું નેશનલ એન્થેમ–રાષ્ટ્રીય ગીત ગવાતું. તે વખતે દરેક ઉતારૂને તે ગીતના માનમાં ઊભું થવું પડતું. મિ. ખરશેદજીવાળા ટેબલ પરના જમનારાઓ તો ઊભા થયેલા પણ કપ્તાનના ટેબલ પર જમનારા જ્યારે ઊભા થયા ત્યારે તેમણે પેલાઓને બેઠેલા જોયા. એટલે પેલા તુમાખી, લશ્કરી અમલદારે કપ્તાનનું તે અપમાન પ્રત્યે ધ્યાન ખેંચી પેલાઓને ઊભા થવા માટે કહેવાનું સૂચવેલું. કપ્તાને તે મુજબ કહ્યું. પેલાઓએ ઊભા થવાની ચોખ્ખી ના કહી. આ ઉપરથી એક જાતનું મોટું રમખાણ જાગ્યું. ન પેલો લશ્કરી અમલદાર શાન્ત થાય કે ન મિ. ખરશેદજી ને એમના મિત્રો ઊભા થાય. છેવટ કેટલાક સમજુ ઉતારૂઓ વચમાં પડ્યા અને યોગ્ય વખતે તેઓ ઊભા થયા હતા તેથી બીજી વખત ઊભા થવાની તેમણે ના કહી એ પ્રમાણે જણાવી રમખાણ પતાવી દીધું. આ તુમાખી જુવાન લશ્કરી અમલદાર તે

---

* ૧. સને ૧૯૦૨માં હશે ( સાતમા એડવર્ડ ); કે, ૧૯૧૧માં હોય (પાંચમા જ્યોર્જ)ના રાજ્યાભિષેક વખતે. સં. મા.

ઈંગ્લાંડનો યુદ્ધસમર્થનો વડો પ્રધાન વિન્સ્ટન ચર્ચિલ કે જે વાયવ્ય પ્રાંતમાં તે વખતે ચઈ ગએલા યુદ્ધના એક લંડનના પત્રના રિપોર્ટર તરીકે કામ કરી પાછો ફરતો હતો. હિન્દીઓ પરત્વે તેનો સદ્ભાવ (?) આજનો નથી; જુવાનીના વખતનો છે.×

---

× આ હકીકત તા. ૪-૯-૧૯૪૪ના "સાંજ વર્તમાન" ના પહેલી અંકમાં મિ. જ. ર. બ. જીજીભાઈએ પણ નોંધી છે, પણ જરા વધારે વીગતથી—ફૃ. મો. જ. (તા. ૧૯-૨-૧૯૪૫).

## શ્રી હરિ—

એક દિવસ મેં શ્રી હરિ એવું, બે કર જોડી કીધું રે,
તારું નામામૃત મીઠું મેં, કંઠ છલોછલ પીધું રે;
અણુ ડુબાણું, ફિર પુલકાણું. નેન ખીલ્યાં પરગાણુ રે,
નસનસમાંહે નૌતમ નાદે, ગુંજી રહ્યું તત ગાણું રે;
નાડીના ચડકારા સાથે, ગીતના તાલ પુરાતા રે,
છાતીના ધબકારા સાથે અર્થ હિલોળા લેતા રે;
આત્મા મારો ફણીધર જેવો, કેવો ડોલી ઊઠ્યો રે,
ભાન ભૂલ્યો ને સાન ભૂલ્યો ને રસભરતીમાં ડુબ્યો રે:
લોચન-કુંડાળાં લ્હેરાણાં, મહીં વિશ્વ ઝિલાણું રે,
પ્રજ્ઞાતણા થાનકની માંહી, પરખાણું પ્રુજ માણું રે;
કેવળ તારા નામરટણથી, પામું આવું લ્હાણું રે;
જીવનભર હું સેવું તને તો—
મોહનવરના નામસ્મરણથી ધન્ય બને મમ ગાણું રે,

'મોહન'નું આ ગાણું રે,

મોહિનીચંદ્ર

૬

ગિરધરલાલ શેઠ (પોંડિચરી)

# સાધકની દૃષ્ટિએ

આત્મભાવભીનાં, ભીતરના ગહન ઊંડાણનાં કે ઉપરનાં તેજવાળાં પ્રકાશપ્રદેશનાં છંદોબદ્ધ વાણીમાં પ્રકટેલાં રહસ્યો તે જ ઉત્તમોત્તમ કાવ્ય.

કવિ એ જાદુજલની પરબ માંડે તો પોતે અમર કીર્તિને વરે અને પીનારને ચિરંજીવી શાંતિ આપે.

આવાં કાવ્યોનો સ્વાદ સૌને ચખાડવો એ કવિનો સિદ્ધ હક. કવિ તે હક બજાવે તો પ્રજા તે માટે તેની મહાઋણી.

જગત પર આવા પાંચ કવિ પાકે તો જગત સીસાનું મટી સોનાનું બનવાને પંથે પડે.

હવે જગતના આત્માભિવૃદ્ધિવાંછુ પ્રાણને ઘણા પદ્યકારની ભૂખ નથી. વાચકને આધારમાં સર્વત્ર મહત્તેજ અને પરમશાંતિ એકીસાથે પ્રકટાવવા તરફ પ્રેરે એવા જીવનોદ્ધારક મંત્રો દેનાર સવાયા વેદકવિઓની ભૂખ છે.

× × ×

આપણે બે ચીજ શીખી લઇએ તો આપણા દેદાર ફરી જાય. ઢેડ વૈષ્ણવજનને ઘેર કીર્તન કરવા જવા જે નમ્રતાથી અને જે પ્રીતિથી નરસિંહ મહેતાએ હા પાડી હતી તેવી હા પાડતાં;

અને

પિરામિડમાં સંતાયલાં મિસરી મહારાજાઓનાં શબો મિટ્ટી ભેગાં થઈ જવાની હજુ સુધી જે દમથી ના પાડે છે તેવા પણ સશાન દમથી પૃથ્વીપતિ સામો આવી ઊભો રહે તેને પણ જરૂર પડયે ના કહેતાં. ગોચર, અગોચર ગમે તે શક્તિ સામી આવી ઊભી રહે તેને સશાન પ્રીતિથી કે સશાન મિજાજથી દૃઢાંત હા અને દૃઢાંત ના કહેતાં.

× × ×

ચાલો આજે સંકલ્પ કરીએ :

આજે હું બદ્ધ છું, કાલે હું મુક્ત થઇશ.

આજે હું એક પણ કળાએ સંપૂર્ણ વિકસેલો નથીઃ કાલે હું સોળે કળાએ ખીલી ઊઠીશ.

આજ મારા શરીરની જડતાનો હું દાસ છું. કાલે એ જ શરીર મારા આત્માનું જ્યોતિર્મય સેવક થઈ એની અનિર્વચનીય સેવા કરશે.

આજ મારા પ્રાણની વાસનાઓ મને નાગણ-દંશ મારી રહી છે. કાલે એ જ મારી શુદ્ધ શક્તિઓ થઈ રહેશે.

આજ મારા મનના અણુઅણુમાં અસ્થિર અંધ વિચારો વ્યાપેલા છે. કાલે ત્યાં સ્થિરજ્યોત પ્રજ્ઞાદીપો ઝગઝગવાના છે.

આજ હું બદ્ધ છું. કાલે હું મુક્ત થઈશ.

આજ હું એક પણ કળાએ સંપૂર્ણ વિકસેલો નથી. કાલે હું સોળે કળાએ ખીલી ઊઠીશ.

× × ×

સચ્ચિદાનંદ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ આગળ અન્ય પ્રાપ્તિઓ માથા પરથી ઉતરાવેલા વાળ કે હાથ પરથી ઉતરાવેલા નખના ટુકડા સમાન છે. જેને આ વાતનું ભાન નથી તેને માથે છત્ર છળાયાં હોય કે તેને આખું જગત વંદતું હોય તો પણ તે ભોટ છે.

જેને આ વાતનું ભાન છે તે ભલેને કાળા અક્ષરને કૂટી મારતો હોય; ભલેને તેના ઘરમાં ઉંદરડીઓ કુસ્તી કરતી હોય, પણ તે પાટે ચડેલો છે. એ વહેલો મોડો સ્થિતપ્રજ્ઞ થવા સરજાયેલો જ છે.

× × ×

માનવની સાચી પૂંજી—એના મહાપિતાએ વારસામાં દીધેલી એની બિનહરીફ હકની પૂંજી એ એનાં મન, પ્રાણ અને શરીરની પવિત્રતા. એનાં મન, પ્રાણ અને શરીરની સંપૂર્ણ નીરોગિતા.

આડુંઅવળું કરીને, અન્યનું ઓળવીને, સત્તાનો કે બુદ્ધિનો નફટપણે દુરુપયોગ કરીને એમાં કરેલાં લાડી-ગાડી-વાડી-લક્ષ્મી કે બાગ-બંગલા એ એની પૂંજી નથી.

ઈશ્વરદત્ત એની સજીવ પૂંજીના અદલાબદલીએ અદલાબદલીએ ઉતરાવી દેવાના એ તો છે માત્ર નખોદા.

× × ×

આખી માનવ પ્રજા આજે એકંદરે ગરીબ છે. કારણ હજારોમાં એકને પણ એના તનને રૂપે અને સત્વે, ઇશતું આદર્શ મંદિર બનાવવાની ચટપટી લાગી નથી. હજારોમાં એકને પણ એના પ્રાણના અશ્વમુખમાં મજબૂત લગામ નાખી એની જડતા અને સ્વચ્છંદ ખંખેરી નાંખવાં નથી. તત્ત્વજ્ઞાનાનુસાર ભગવદાજ્ઞાનુસાર જીવન ઘડવાના કોડ નથી. એના મનની ગાયને દોહી એ દૂધ સચ્ચાઈની ગરણીથી ગાળી માત્ર પ્રભુપ્રીત્યર્થે જ વાપરવાનો હજારોમાંથી એકનો પણ દૃઢ નિશ્ચય નથી.

ભગવદિચ્છા સમજી તદનુસાર જીવન જીવવાના અને ઘડવાના કોડ કોને છે!

માનવ પ્રજા આજે ગરીબ છે. કારણ એને એની ઈશ્વરદત્ત મહાપૂંજીની અસલી અમરધાતુ કરતાં એ ધાતુમાંથી ઊગતા નખોરા વધારે કીમતી લાગે છે.

આ ભયંકર ભૂલમાંથી એને કોણ ઉગારશે! ઉગારશે એનાં ઋણ આપણે કેમ કરીને વાળીશું?

× × ×

જાડા સોયામાં સૂતળી પરોવવી, કાગડા–કૂતરાનો અવાજ પારખવો, સુગંધ અને દુર્ગંધ વચ્ચેનો ભેદ પારખવો, આ કામ સહેલાં છે. તે માટે બિનકેળવાયલાં આંખ, નાક, કાન પણ ચાલે. પણ ઝીણા વેહની સોયમાં દોરા પરોવવો, સંગીતના સૂરભેદ પારખવા, ખુશબો ખુશબો વચ્ચેના યથાર્થ ફરક સમજવા, આ કામ એટલાં સહેલાં નથી. તે માટે આંખ, નાક, કાન વિશેષ કેળવાયલાં જોઇએ.

દાદાજી અને ડોશીમાનાં લખાણ સમજવાં બાળકોને સહેલાં છે. પણ કાકા અને રાજાજીનાં લખાણનો પૂરો સ્વાદ લેવો એમને માટે એટલો રહેલો નથી. તે માટે બુદ્ધિ અને કલ્પના વિશેષ કેળવણી માગે છે.

તેમ જ અતીંદ્રિય અનુભવોનાં કથન સુણવાં સહેલાં છે. એનાં હાર્દ અનુભવવાં અતિ અતિ અતિ કઠણ છે. તે માટે મન–પ્રાણે તેજનું સ્નાન કરવું જોઇએ. પોતાથી કોઈ અતિ અતિ ડાહ્યું પૂર્ણ એક પરમ તત્ત્વ છે. એવી એને ઝાંખી થવી જોઇએ. એના અહંકાર ગળવા માંડેલા હોવા જોઇએ.

અધ્યાત્મમાર્ગવાળાઓ અધિકારની વાત કરે છે કહી અક્કલહીન રીતે શું કામ હસો છો?

સૌ વસ્તુ અધિકાર માગે છે. ચઢણીતર. હા, ખરું.

× × ×

હે જગતના કારણું, હે વિજ્ઞાનસૂર્ય ! તપ. તપ. એટલું તપ કે પાતાળનાં પડેપડ ઊખળે અને એનો યુગયુગનો ભરાયલો કચરો સાફ થઈ જાય. પાતાળ એવું સ્વચ્છ બને કે તારાં પ્રતિબિંબ ઝીલી સત્યલોકની શોભા એ સ્વદેહે ઉતારે.

વિજ્ઞાનસૂર્ય ! એવો પ્રકટ થા કે અમારે શ્વાસેશ્વાસે બ્રહ્મલોકની સારંગીના સૂર સંભળાય. અમારાં પગલાં પડે ને પરાપ્રકૃતિના વિજયની નોબત ગડગડતી લાગે. એવો પ્રકટ થા કે આંખ ઊઘડે ને મીંચાય એટલામાં યુગયુગના આનંદ પી તાજા થઈ ફરી પાછા કામે લાગીએ.

વિજ્ઞાનસૂર્ય ! પૃથ્વીના પૂર્ણોદ્ધારની એકમાત્ર સાચી આશા ! તપ. તપ. એવો તપ કે પૃથ્વી પરનાં પુરુષોની પ્રકૃતિની સીસા-ધાતુ સુવર્ણમાં પલટાઈ જાય. અગર સમૂળગી ભસ્મ બની જાય.

બસ આ પાર કે પેલે પાર. કંઈ કરી બતલાવ. આજની અદ્ધરતાલ ત્રિશંકુ સ્થિતિ અસહ્ય છે.

વિજ્ઞાનસૂર્ય ! તપ. તપ. આંધળા દેખે એવું કંઈક કરી બતલાવ.

× × ×

મા, કોટાન કોટિ દેવોનીય મા, તારું અસલ સ્વરૂપ, તારું મહત્તેજ-સ્વરૂપ કોણે જોયું છે ? તારા એ તેજનાં કિરણ પૃથ્વી પર સીધાં પડે તો પૃથ્વીના લોકને માથે ડુંગર તૂટી પડ્યા લાગે.

પણ તું જાદુગર છે. સૌની સમક્ષ જુદે જુદે સ્વરૂપે ખડી થાય છે. દેવો અને મહાદેવોની આગળ મહત્તેજના પૂર્ણ સ્વરૂપે. દાનવ કે માનવ ગાંધાતાની આગળ તેજના ચંડ સ્વરૂપે. ભક્તોની આગળ તેજના લાવણ્ય-પૂર્ણ સ્વરૂપે. સૌની આગળ સૌ માગે અને ખમે તેવા સ્વરૂપે.

તારા સાધક આગળ નિત્ય નવનવા સ્વરૂપે. સાધક આગળ વધતો જાય તેમ તેમ એક પછી એક ઉકલતાં જતાં ચઢિયાતાં તેજના અનંત સ્વરૂપે.

મા, સારું છે કે તું આવી જાદુગર છે. આટલી દયાળુ છે. નહિ તો

તારા પ્રાકટ્યથી, તારા દેહધારણ કરી પૃથ્વી પર અવતર્યાથી,' પૃથ્વીના લોકને લાગત કે માથે ડુંગર તૂટી પડ્યા. અચબૂચ, સડડાટ.

તને પાંચ વરસ પહેલાં મળ્યો ત્યારે તારા આજના સ્વરૂપનું મને દર્શન થયું હોત તો મારું કથીરપાત્ર ફૂટી જ ગયું હોત. પણ તે દિવસે તારા મહત્તેજના કિરણોનો હું સહી શકું તેટલો જ પ્રકાશ તેં મારા પર ફેંક્યો તેટલા વડે જ મારા ભૂલભરેલા જ્ઞાનમાંથી બહાર નીકળવા મને પ્રયત્ન કરવા દીધો.

તારાં વિશેષ જ્યોતિર્મય સ્વરૂપોનું તેં મને દર્શન દીધું છે પણ મારી વધતી જતી પવિત્રતાના પ્રમાણમાં જ.

ખરેખર, તું અજબ કારીગર ન હોત તો તારી સમીપ હું આમ ટકી શક્યો ન હોત.

તારી સાચી પૂર્ણ ઓળખ માટે આંતર તપશ્ચર્યાની કેટકેટલીયે કોટિમાંથી પસાર થવાને તારા સાધકે સદા તૈયાર રહેવાનું જ છે.

× × ×

ઓ દેહ, હલકો બન. મઘમઘતું પુષ્પ બન. અને સાથે સુવર્ણ જેટલો શુદ્ધ બન.

તારી માંહિ સભાઓ ભરવાની છે. દૈનિક, માસિક ને વાર્ષિક. દેવોની, ફિરસ્તાઓની અને મહાદેવોની.

એવો બન કે તારા નખનો ટુકડો દેખી તાજમહાલ શરમાય. અને પૃથ્વી પરની સર્વ તિજોરીઓનાં તળિયાં ખાલી કરી તારા પરસેવાની ઝેરનાં મૂલ્ય અંકાય.

તારે પરમ ધામ બનવાનું છે. વિજ્ઞાનચેતનાનું કિલ્લેબંદી મહામંદિર બનવાનું છે.

પૃથ્વી પરનું તારું પ્રાકટ્ય સાર્થક કરવું હોય તો તારી માંહી છુપાયેલાં ચિદાનંદ પ્રકટ કર અને સાતે લોકને ખાતરી આપ કે તને લોકો જડ કહી ઉવેખે છે પણ તું તો બ્રહ્મના ચિદાનંદનું જ એક સ્વરૂપ છે. એનું જ એક વહાલસોયું ફરજંદ છે.

## સ્વર્ગવાસી કિર્તીવાન પુરુષો

**સ્વર્ગવાસી** રા. કસનદાસ મુળજી, રા. કાહાનદાસ મંછારામજી તથા રા. દલપતરામ જીવણરામજી

જે સદ્દગૃહસ્થોના નામો હમારા વિષયનું મથાળું દિપાવે છે તે સાગ્રહસ્થો આ [ 'બુદ્ધિવર્ધક' ] ગ્રંથના તથા બુદ્ધિવર્ધક હિંદુ સભાના મ્હોટા ધોરિંધર સ્થંભો હતા. વાત ખરી છે કે તેમાંના કોઇએ વધારે પ્રકાશિત તથા લાભકારક કામ કર્યું હશે, અને કોઈએ થોડું પ્રકાશિત તથા લાભકારક કામ કર્યું હશે, કોઇએ આ સંસારમાં તથા તેના વૈભવમાં વધારે કીર્તિ મેળવી હશે અને કોઇએ થોડી મેળવી હશે. પણ આ પ્રસંગે તે હમારે જોવાનું નથી. એ સજ્જનોનો આ ગ્રંથ સાથે તથા એ ગ્રંથ પ્રગટ કરનાર સભા સાથે કેવો સંબંધ હતો તે ઉપર તથા વિદ્વાન તરીકે તથા બીજી રીતે તેમનાં જન્મ-ચરિત્રો નત્રિ પ્રજાને બોધકારક છે કે નહિ એ વાત પર લક્ષ આપવાનું છે. એ શૂર પુરુષોનો સભાને તથા આ ગ્રંથને મ્હોટો આશ્રય હતો માટે તેમના મૃત્યુથી એ બેઉને કેટલી બધી હાની પહોંચી છે તેની વહેલી કે પછી મોડી નોંધ થાય એવા હેતુથી આ વિષયનું ટુંકામાં વિવેચન કરીએ છૈયે.

એ ત્રણ પુરુષોએ સભાની સેવા યથા શક્તિ તથા યથામતિ બજાવી છે એમાં કશો સંશય નથી પ્રમુખ તરીકે કે મંત્રિ તરીકે, ગ્રંથના અધિપતિ તરીકે કે લખનાર તરીકે, વક્તા તરીકે કે શ્રોતા તરીકે, એ ત્રણ પુરુષોને સભામાં જુદે જુદે પ્રસંગે ભાષણો કીધેલાં છે ને લોકોને ઉપદેશ આપેલો છે. એ ત્રણે પુરુષોએ આ ગ્રંથમાં ઉપયોગી વિષયો ઉપર ઉપયોગી તથા બોધકારક લખાણ પ્રગટ કરેલાં છે, એ ત્રણે પુરુષોએ હસ્તે પરહસ્તે સભાને તથા ગ્રંથને ઠીક જ મદદ કરેલી છે અને તેમની જગો એ બેઉ શુભ કામમાં ખાલી છે અને તેઓને પ્રસંગોપાત યાદ કરવા પડે છે એમ કહેવામાં હમો કોઇપણ રીતની અતિશયોક્તિ વાપરતા હોઇએ એમ હમને લાગતું નથી.

એ ત્રણે પુરુષો અંગ્રેજી તથા ગુજરાતી ભાષાઓનું સારું જ્ઞાન ધરાવનાર હતા પણ હમે હાલ માત્ર ગુજરાતી ભાષાના જ સંબંધમાં તેઓને વિશે લખાણ કરીએ છીએ.

રાજેશ્રી કરસનદાસજીની ગુજરાતી ભાષાના પંડિત તરીકે કીર્તિ તો પ્રસિદ્ધ છે. તેમનો ઇંગ્લાંડનો પ્રવાસ તથા નીતિવચનં વગેરે ગ્રંથો પ્રજાને મશહુર છે. ભાષા ટાપટીપ કરીને અતિ સુંદર તેઓ નહીં કરતા, તથાપિ તેમાં બળ તથા પ્રૌઢતા કંઈ ઓછાં નથી. તેમનું સૌર્ય, ધૈર્ય, સ્વતંત્રપણું, વગેરે ગુણો જેને માટે તેમની પ્રશંસા થાય છે તે યથાર્થ જ છે. તે વિષે વિવેચન કરવાનો આ પ્રસંગ નથી. માટે હમે એટલું જ કહીએ છીએ કે ગુજરાતી ભાષાના પંડિત તરીકે તેમની કીર્તિ બીજા પરાક્રમોથી મેળવેલી કીર્તિથી કંઈ ઓછી ચળકતી નથી.

રા. કાહાનદાસભાઈ પણ ગુજરાતી ભાષાના ગ્રંથકર્તાઓમાં નામાંકિતમાં ગણવાં લાયક છે. એમણે જે શાળોપયોગી ગ્રંથનું બીજા વિદ્વાનની જોડે ગુજરાતી ભાષામાં ભાષાંતર કર્યું છે તેની ભાષા ઘણી સારી છે તથા તેથી એમની ભાષામાં કેટલી માહીતી છે તે ખુલ્લી રીતે જણાય છે. "યંત્ર શાસ્ત્રીનાં મૂળો" એ એમનો ગ્રંથ પણ સ્તુતિ પાત્ર છે. તે સિવાય પરચુરણ એમના લખાણો વખતે વખતે જે પ્રગટ કરવામાં આવેલાં તેથી જણાય છે કે એઓ ગુજરાતી ભાષામાં એક એક્કા હતા. આ પ્રસંગે હમારે જરા આડકથા કાહાડવી પડે છે એને તે આડકથા કાહાડતાં જ હમારી છાતી ભરાઈ આવે છે. સને ૧૮૭૪ ની સાલમાં હાલના અધિપતિ તથા એ મરનાર ગ્રહસ્થને કેટલીએક વાતચિત થઈ હતી. જોગાનજોગ એમ બનેલો કે હમે તે વખતે શ્રી મુંબઈમાં વાલકેશ્વર રહેતા અને એ ગ્રહસ્થ પણ ત્યાંહાં રહેતા. એક દિવસે બપોરના હમારી મુલાકાત થયલી ને હમો બેઉના જીવને નિરાંત હતી તેથી હમે નાના પ્રકારની વાતો મન મુકીને કરવા લાગ્યા. આ પ્રસંગે આડકથામાંથી પણ જરા આડા ઉતરીને હમારે લખવું પડે છે કે આ પ્રમાણે મન મુકીને આપણામાં વિદ્વાનોમાં કે મિત્રોમાં વાત કરવાની ટેવ નથી એ મ્હોટી દલગીરીની વાત છે—એમ થવાથી જે લાભ થાય છે તે નિઃસંશય અત્યંત છે. હવે તે પ્રસંગે જે હમારે એમની જોડે વાત થયલી તે પરથી હમે કહીએ

છીએ કે એ મરનારોમાં બીજા ગમે તે દુષણો હો (અને સર્વ વાતે સંપૂર્ણ એવો પુરુષ આ પૃથ્વિ પર કોણ છે) તો પણ એમનામાં એક મ્હોટો ગુણ એ જોવામાં આવ્યો કે કોઈક વસ્તુ તેઓ જે કરતા તે સંપૂર્ણ રીતે કરતા. કંઈ અપૂર્ણ ગુજારવાની તેમને ટેવ નહીં હતી. તેમના મનમાં ગ્રંથ સંબંધિ તથા સભા સંબંધી જે હોંસ હતી તે તો તેમના મનમાં જ રહી, તેથી હમો અત્યંત ખેદ પામીએ છીએ; કારણ કે તે હોંસ એમણે હમને રૂબરૂમાં કહી બતાવેલી, પરંતુ દૈવયોગે એમનો અકસ્માત કાળ આવી ગયો, તેથી તેમનાથી તે અમલમાં આણાઈ નહીં. હાલ હમારે એમના વારસ લોકોને એટલી વિનંતી કરવાની છે કે જો કે તમે સભાને કે ગ્રંથને કંઈ પૈસાની મદદ કરો એમ તો હમે નથી કહેતા, તો પણ હમે તેમને સૂચવીએ છીએ કે એમનું કંઈ પણ ગુજરાતી લખાણ જોવામાં આવે તો તેના કોઈ સારા વિદ્વાનને બતાવ્યા વગર નાશ કરવો નહીં.

રાજેશ્રી દલપતરામજી પણ ગુજરાતી ભાષાના એક ખાં હતા. તેમને કોઈ પણ ગ્રંથ છાપીને પ્રગટ કીધો હોય એમ લાગતું તો નથી તો પણ પ્રસંગોપાત જે ભાષણો તેમણે કરેલાં તથા ગ્રંથને માટે લખાણો આપેલાં તે પરથી તેઓ ગુજરાતી ભાષાનું સારું જ્ઞાન ધરાવનાર હતા એમ કહેવાય ખરું.

પણ નવી પ્રજાને તથા સર્વ ગુજરાતી ભાઈઓને જે વાત અત્યંત યાદ રાખવાની છે તે એ છે કે આ બન્ને પુરુષોના જન્મચરિત્રથી આપણે મ્હોટો બોધ લેવાનો છે.

એ બન્ને પુરુષોએ આ સંસારનો ઠાઠો ઠમઠમાટ તથા વૈભવ બાલ્યાવસ્થામાં ત્યાગ કરીને અત્યંત શ્રમ લઈ વિદ્યાભ્યાસ કરેલો ને તે પણ સારો કરેલો કંઈ ઉપર ઉપરનો કરેલો નહીં. એ બન્ને પુરુષો દુઃખમાં ઉછરેલા ને પછી કોઈ સદ્ગુરુના બોધથી સરસ્વતી માતાની ઉપાસના એમણે તન મન ધનથી કરેલી તેથી તેમનો જય ઠીક જ થયો છે; માટે વિદ્યાભ્યાસથી લાભ છે ને ગેરફાયદો નથી એ વાતને એમના જન્મચરિત્રથી એક તરેહની પુષ્ટિ મળે છે. બીજો બોધ એ છે કે આ દુનીઆમાં એકલા પૈસાથી કંઈ સુખ મળતું નથી અને પૈસો જ મ્હોટો કરી આપણામાંના વગર ભણેલા અને અણસમજુ લોકો ગણે છે તે ભુલભરેલું છે. ખરી વિદ્યા છે. તેથી પૈસો

પ્રાપ્ત થાય છે તથા વિવેક પ્રાપ્ત થાય છે અને વિદ્યા તથા પૈસો એઓનો જો રૂડો ઉપયોગ કરવામાં આવે તો પછી તો આ લોકમાં કીર્તિ પ્રાપ્ત થાય છે એટલું જ નહિ પણ પરલોકનું સુખ પણ પ્રાપ્ત થાય છે. વિદ્યાથી જે જે લાભ છે તે બાબત આગલ હમે લખેલું છે અને વિશેષ લખવાની ઉમેદ રાખીએ છ માટે કંઇ વધારે આ જગાએ લખતા નથી, તો પણ આ પ્રસંગે પ્રજાને સુચના કરીએ છૈયે કે એ ત્રણે પુરુષોના જન્મચરિત્ર રૂડી રીતે લખાવાં જોઈએ. હમારો એક મિત્ર આમાંથી એક બેના જન્મચરિત્ર લખવાને ઉમેદવાર છે એમ કંઇ હમને લાગે છે માટે એ ત્રણે સજ્જનના સગાં તથા મિત્રોને એમના જન્મચરિત્ર વિષે જે જે માલમ હોય તે સર્વે હમને તેઓ કહેશે તો હમે તેમનો મ્હોટો ઉપકાર માનીશું. ('બુદ્ધિવર્ધક ગ્રંથ' ઓક્ટોબર ૧૮૭૫)

તા. ૨-૧૧-૩૮ જેતપુર.

## વર્ષી રહ્યો

ઉષા પગલી મંદ મંદ નિજ પાડતી, બેડલું
ધરી શિર પરે સુહંત છલકંત રંગો લયું,
અનંત પથ કાપતી, અચડી સૂર્ય ત્યાં તો પડયો
ઢળ્યું કરથી બેડલું, રસ સહુ ય ઢોળી ગયો.
વદી હસતી ન્હાસતી ઉરપ્રકોપથી કોપતી
"નઠોર અયિ ઓ કઠોર! જરીએ ય ના લાજતો!"
અને નફ્ફટ બેશરમ્ બની સહસ્ર-રશ્મિ તહીં
ઉષા-પ્રણય-કેલિ-મુગ્ધ નિજ રશ્મિ વર્ષી રહ્યો.

ઉપેન્દ્ર પંડ્યા

# ભૈરવી

અરુણ તરુણ ઉદય થાય
પંચમ ખગવૃંદ ગાય
મલય સમીર મિષ્ટ વાય
દિવ્ય ભૈરવી બાજે....

રંગ ઝલક ઓર થાય
શોક અંધ-કાર જાય
મરીચિ તેજ સ્પષ્ટ થાય
સવિતાના સાજે....

કમલ દલ પ્રફુલ્લ થાય
જલતરંગ કંઇ લહેરાય
ભ્રમર ગુંજી ગાન ગાય
મુક્તિ મળ્યા કાજે....

જાગે જગમાં નૃલોક
જાગે તરુ વિહગ થોક
જાને નહીં બધિર કોક
મુક્તિ ગાન બાજે....

એવો અનુપમ પ્રકાશ
હૈડે પુરંત આશ
કીજે સહુ ભેદ નાશ
વરદ ભર્ગ રાજે....

જીવો નવ તેજ પુંજ
મહેકો અટવી નિકુંજ
પ્રતિહારી કહે ગુંજ
સૂર્ય ઉગ્યો આજે.

મુનિકુમાર મ. ભટ્ટ

વિ. સં. ૧૬૬૫ પૂર્વની

# એક બેત

જૈન કવિ નયસુંદરે વિક્રમ સંવત્ ૧૬૬૫માં નળદમયંતી રાસ રચ્યો છે અને એ 'આનંદકાવ્યમહોદધિ'ના છઠ્ઠા મૌક્તિકમાં છપાયો છે. એના ૨૦૬ ઠ્ઠા પૃષ્ઠમાં અવતરણરૂપે બે ટૂંકની ફારસી કવિતા 'બેત' એવા નિર્દેશપૂર્વક નીચે મુજબ છપાયેલી છે :—

" યદીગાં નીદર્ફ હાં, બેચાર બુદન્ મુસ કિલાસ્ત;
રાજખૂદ બાહર કિસેઈ, જિહાર કર્દન મુસ્ત કિલાસ્ત. "

આ સંબંધમાં મારા સિન્ધી મિત્ર અને ફારસીના અધ્યાપકને પૂછતાં તેમણે આ બેત અશુદ્ધ હોવાનું જણાવ્યું છે. શરૂઆતનો શબ્દ બરાબર નથી. એમ કહી તેમણે કલ્પનાથી એ બેસાડી આખી બેત નીચે મુજબ સૂચવી છેઃ—

" યકદમી હમ હર જહાં, બેયાર બૂદન્ મુશકિલસ્ત;
રાજે ખુદ બા હર કસી ઇજહાર કર્દન મુશકિલસ્ત. "

આ ફારસી બેતનો અર્થ એ છે કે દુનિયામાં એક ક્ષણ પણ મિત્ર વિના રહેવું-જીવવું મુશ્કેલ છે. દરેક માણસ પાસે પોતાના મનની વાત પ્રગટ કરવી મુશ્કેલ છે.

ઉપર્યુક્ત બેતની પછી નીચે મુજબનો દોહરો છે જેમાં આ ભાવ જોવાય છેઃ

" દુનિયામેં યારા વિગર, જે જીવણા સવિ ફોક;
કહ્યા ન જાવે હરકિસે, આપણે દિલ કા શોક. "

અહીં આપેલી બેતના કર્તા કોણ છે અને એ કઈ કૃતિમાંથી ઉદ્ધૃત કરાયેલી છે તે જાણવું બાકી રહે છે.

—નવકોણ

# નિ ક ષ

## સુ ભ ગ સ મ ન્વ ય

થોડા વિવેચનલેખો : મનસુખલાલ ઝવેરી; (કિતાબઘર રાજકોટ: અઢી રૂપિયા)

કવિ અને વિવેચક બંનેનો સુભગ સમન્વય સાધતું વિવેચન ગૂજરાતી સાહિત્યમાં નથી એમ નથી, પરંતુ નવા કવિઓમાંથી તો પ્રો. મનસુખલાલની જ વિવેચના અગ્યારૂદ થાય છે એ એક મહત્ત્વની ઘટના ગણાય.

વિવેચક મનસુખલાલમાં કવિ મનસુખલાલના અનુસાર તો લગભગ મતાંન વરતાય છે. એટલું જ નહીં પણ એમનાં નિપધીમૂત સત્તર વિવેચનોમાંથી ગોવર્ધનરામ કે નવલરામ જેવાને બાદ કરતાં, બાકી બધાં જ કવિની કે કવિતાની કે કવિતાઅન્યની જ વિવેચના કરે છે. એમાં એમની વિશિષ્ટતા છે તે સાથે વિવેચકમાં છુપાયલા રહેલા કવિઆત્માની સૂચકતા પણ છે.

આ સત્તર વિવેચનલેખોમાંથી, "સર્જનમાં આનંદનું તત્ત્વ," તેમ જ અર્વાચીન કવિતા વિશેના બે લેખ ગણી ત્રણ લેખોમાં, તાત્ત્વિક છણાવટ કરેલી છે. તેમાં બ્રમરદારનાં યુનિવર્સિટી-વ્યાખ્યાનોની સમીક્ષા કરતી અર્વાચીન કવિતા વિશેની વિવેચના જરાક પથરાટ બાદ કરતાં સાધાર ને સમર્થ બની છે. સમભાવ સાથે નીડરતા, અભ્યાસ સાથે દૃષ્ટિનું ઊંડાણ, વિષયની ઊંડી સૂઝ સાથે સ્પષ્ટતા ને સમતોલતા આદિ સઘળા ગુણોનો સુયોગ એમાં મળે છે.

'સર્જનમાં આનંદનું તત્ત્વ' એવો જ બીજો ગંભીર લેખ છે. પણ એમાં અંતભાગમાં, કાં તો પ્રો. મનસુખલાલની વિચારણા પૂરતી વિશદ બની નથી તેથી, કાં તો એમની વિવેચનાની પરિભાષા સ્પષ્ટાર્થ નથી તેથી, ગમે તેમ પણ તત્ત્વચર્યામાંથી સાચું નવનીત નિષ્પન્ન થતું નથી. ઊલટો ગૂંચવાડો વધે છે ને વધુ ગૂંચવાય છે. સર્જક પ્રતિભા જ્યાં જ્યાં હોય ત્યાં બધે એક જ કક્ષાની છે એમ કહેવામાં સત્યાર્થબાધ આવતો નથી? શામળ, પ્રેમાનંદ ને શેક્સપીઅર બધાને એક જ પંગતમાં બેસાડવા, ને પછી સ્થાપત્યપ્રતિભા,

સદાચાર ને પાત્રભેદની ભિનંગત દૃષ્ટિ, આદિ શક્તિઓને પ્રતિભાથી નોખી તારવીને, એના માનદંડથી પાછા સૌ સૌને જુદી જુદી પંગતમાં ઊંચે નીચે બેસાડવા, એ યુક્તિયુક્ત ભાગ્યે જ ગણાય. 'પ્રતિભાના મૂળમાંથી જ પત્રવલ્લપુષ્પરૂપે એ સંધળી શક્તિઓ આવિર્ભાવ પામે છે ને જગવા આકાર ધારણ કરે છે. દરેકના અંતરતમમાં ઓછીવત્તી પ્રતિભા રહેલી છે. સ્વતંત્ર અસ્તિત્વ જણાય તો તે તો આભાસ છે. પ્રતિભા વગર એ બધાં એકડા વગરનાં મીંડાં છે. એ જ લેખમાં ક્યાંક વિરોધાભાસી વિધાનો પણ દેખાય છે. "કૃતિની ઉચ્ચતા કે અચ્ચતાનો આધાર એના (નિરતિશય-આનંદ) પર નહીં પણ સ્થાપત્યપ્રતિભા, નીતિ માટેનો આગ્રહ અને પાત્રભેદના જ્ઞાનની શક્તિઓ પર રહે છે" (પા. ૨૫) એમ એક વાર કહ્યા પાછી પાછું, "કલાકૃતિનું સાચું મૂલ્યાંકન એ શક્તિઓની સિદ્ધિ પરથી નહીં પણ કલાકારની સર્જક પ્રતિભા પરથી જ થવું જોઇએ" એમ કહેવામાં વદતોવ્યાઘાત નથી થતો ?

આદ્ય વિવેચક નવલરામનું સમગ્ર માપ કાઢવા મથતું એમનું વિવેચન સાદ્યન્ત અભ્યાસમંડિત છે; પરંતુ એમાં નવલરામને સમજવામાં ક્યાંક અન્યાય થયો દીસે છે. આ કવિવિવેચકને મતે નવલરામ આદ્યવિવેચક નથી. અંગત મતભેદ એ અંગે ભલે હો, પરંતુ નવલરામની જે સંસિદ્ધિ છે તેને મર્યાદાની ચિઠ્ઠી ચોટાડવી એ તો સત્યથી વેગળું છે. નવલરામ સંસ્કૃત છંદોની ગૂજરાતી કવિતાસાહિત્યમાં તરફદારી કરનારા નહોતા એમ કહેવું એ બરાબર નથી. અક્ષરમેળ છંદોરચના ગૂજરાતી ભાષાને અનુકૂળ નથી એમ એમણે કહેલું એ સાચું; પરંતુ એ તો તત્કાલીન પરિસ્થિતિ પૂરતું જ. જ્યાં સુધી ગૂજરાતી કવિતા રાગો તાણીને ગવાતી મટે નહીં, ને બોલાતી યા પાઠ્ય થાય નહીં, ત્યાં લગી (ને ત્યાં લગીજ) છંદોબદ્ધ કવિતા ગૂજરાતીમાં સફળતાથી રચાઈ શકે નહીં, એવું એ આદ્યવિવેચકનું મંતવ્ય હતું. જાણે ભવિષ્યની આબાદ આગાહી કરતું હોય એવું એ વિધાન, આજની અગેય કવિતા જોતાં કેટલું અક્ષરશઃ સાચું નીવડ્યું છે, એ હવે સ્વયંપ્રકાશ છે. ને બાકી તો, એ સમર્થ વિવેચકને પોતાના વિવેચનસિદ્ધાન્તોને ચકાસવાનો, ફેરવવાનો, શુદ્ધ કરવાનો, સાચી કલાકૃતિઓરૂપી નિકષ મળ્યો જ નહીં ત્યાં બીજું શું થાય !

આ ગ્રન્થમાં કાન્તની કાવ્યકલા પર ને એમનાં ખંડકાવ્યો પર પ્રકીર્ણ ચાર લેખોમાં ઉપયોગી સમાલોચના સમાયેલી છે. પરંતુ એ ચાર લેખોને સંકીર્ણ કરી એક કે બે લેખમાં વક્તવ્ય રજૂ થયું હોત તો, પુનરુક્તિ પણ ટળી ગઈ હોત ને સરસ એકતા આવી શકી હોત.

'વિશ્વગીતા' માટે પણ બે લેખ છૂટા છૂટા શા સારુ લખાયા હશે? લખ્યા ભલે, પણ ગ્રન્થસ્થ કરતાં એ બંનેને સાંધી રેવણ કરી, એક કરી દીધા હોત તો અહીં દેખાતી પુનરુક્તિ, કથયિતવ્યના થઈ જતા કટકા ને બિનજરૂરી લંબાણ ઘણે અંશે ટાળી શકાયું હોત.

'યુગવંદના' ઉપરનું વિવેચન ખરેખર સુંદર છે. એ જેટલું મૂલગામી છે તેટલું જ મૌલિક છે ને સ્પષ્ટભાષિતાથી ભરેલું છે. ગોવર્ધનરામની પ્રીતિમીમાંસા, કર્તવ્યમીમાંસા ને યજ્ઞમીમાંસાને લગતા ત્રણે લેખો ગોવર્ધનરામની વિચારણા પર વિસ્તીર્ણ ભાષ્ય જેવા છે. એમાં મૌલિકતા કે વિચારપરીક્ષા કરતાં ગોવર્ધનરામની ભાવનાનું સંદોહન કરી તેને જ યથાર્થ સ્વરૂપે રજૂ કરવાનો ઉચ્ચાશય રહેલો છે. જો કે ક્યાંક ક્યાંક અસ્પષ્ટતા રહી ગઈ છે ખરી.

આ ગ્રન્થમાંનાં વિવેચનો જોતાં, વિવેચક મનસુખલાલમાં ઊંડી અભ્યાસનિષ્ઠા, ઊંચી ઘડાયલી રસવૃત્તિ, દૃષ્ટિનું આભિજાત્ય ને સાચો સમભાવ સર્વત્ર વરતાય છે. નાનાલાલ સફળ નાટ્યકાર નથી જ, એમ જો પોતાને એક વાર વસી ગયું, તો તે કહેતાં આ વિવેચક અચકાતા નથી. એમનામાં નીડરતા છે પણ ઉગ્રતા, કટુતા કે આડંબર ક્યાંય ભાગ્યે જ છે. અલબત એમનાં વિવેચનો ક્યાંક ક્યાંક નાનકડાં ટાંચણરૂપ કે કૉલેજમાંની વ્યાખ્યાનનોંધ જેવાં બની ગયાં છે. એને સંમાર્જિત કરી શુદ્ધ વિવેચનાનો આકાર બધે આપી શકાયો હોય એમ લાગતું નથી. છતાં સત્યદર્શન ને સત્યકથનનો આગ્રહ એ તો કદાચ એમનો મોટામાં મોટો ગુણ છે.

પોતે કવિ તો ખરા જ, એટલે એમની શૈલી સાવ અનલંકૃત તો શી રીતે હોય? એ શૈલી શોખીન છે, ઉપમારૂપકાદિ અલંકારોને લખાણમાં એ વેરે છે છતાં એમની વિવેચનશૈલી ટાપટીપિયા નથી. પોતે શબ્દશોખી છે ખરા, પણ નરી શબ્દાળુતામાં કે શિથિલતામાં સરી પડતા નથી. સંસ્કૃત શબ્દો ને શબ્દસમાસો વાપરતાં લગીરે ન ખચકાતી એમની શૈલી સંસ્કૃતના એમના

અભ્યાસને અછતો શેનો રાખે ? છતાં એક વસ્તુ ખૂંચે છે. એમના જેવા વિદગ્ધ વિવેચક જેના કે "યૌવના" (સંસ્કૃતમાં છે જ નહીં, નવયૌવના છે.) જેવા અશુદ્ધ શબ્દો શીદ વાપરતા હશે ? 'હૈયાસૂની'નો એમણે આપેલ અર્થ પણ ભાગ્યે જ સાચો ગણાય. ને આટલા બધા અંગ્રેજી શબ્દો ન વાપર્યા હોય તો ન ચાલે ? વાપરો તો, ભલા, એના પર્યાય કાં ન આપો ?

છતાં આ તટસ્થ, સ્પષ્ટભાષિતાભર્યાં નીડર વિવેચનો ગૂજરાતી સાહિત્યમાં કીમતી નીવડશે એમાં શંકા નથી. વિદ્યાર્થીઓ માટે તો એનું મૂલ્ય અનેકગણું છે. પણ અપેક્ષા રહી જાય છે તે તો એ કે, પ્રો. મનસુખલાલ ઝવેરીએ આ વિવેચનગ્રંથમાં આવડી શક્તિ બતાવી છે તો, ભવિષ્યમાં એને ઓર વિકસાવી સાથી.વિવેચના માટે હજુ ખૂણે પડેલા અનેક પ્રતિભાશાળી સાહિત્યકારોને તથા સમૃદ્ધ સાહિત્યકૃતિઓને પોતાનો સર્દ્વવેષ બનાવી, વિવેચનાને આથી વધુ સર્વલક્ષી કાં ના બનાવે ?

ઉપેન્દ્ર પંડ્યા

## રસોઇનું રસાયણ

રસોઇનું રસાયણ : લે. વનિતાગૌરી દેસાઈ
(એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની : મુંબાઈ પૃષ્ઠ સંખ્યા ૪૧૭ (૩૮૪+૬+૨૭) : મૂલ્ય ત્રણ રૂપિયા, આવૃત્તિ ૧ લી તથા બીજી )

'નિમાઝ પડતાં મસીદ કોટે વળગે' એવો ઘાટ આ સમાલોચના માટે થયો છે. વાત એમ બની કે "નવચેતન" (જુલાઈ–ઑગસ્ટ ૧૯૪૨)-ના અંકમાં "રસોઇનું રસાયણ" નામના પુસ્તકનો પ્રો. શાંતિલાલ છગનલાલ પંડ્યાએ લખેલો પ્રવેશક મારા વાંચવામાં આવ્યો અને મને એ પુસ્તક જોવાનું મન થયું. મેં આ "માનસી"ના તંત્રીજીને પૂછ્યું કે :તમારી પાસે એ પુસ્તક છે અને હોય તો મને વાંચવા આપશો ? તેમણે હા પાડી અને પુસ્તક આપ્યું. હું એ ઉપરઉપરથી જોઈ ગયો અને એ સંબંધી મારા વિચાર મેં એમને કહી સંભળાવ્યા ત્યાં તો એમણે મને એની સમાલોચનાનું કામ સોંપ્યું. મેં એ વિષે મારો કેવો અધિકાર છે તે કહ્યું, પણ એમણે સાંભળ્યું નહિ; અને હવે હું આ લખું છું.

સૌથી પ્રથમ તો એ હકીકતનો ઉલ્લેખ કરું છું કે આ પુસ્તક હમણાં બહાર પડયું છે તે પૂર્વે આ વિષયને અંગે નાનાં મોટાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થએલાં છે. એમાંના નીચે મુજબનાં નામ અમુક અમુક વીગતો સાથે હું રજૂ કરું છું:–

| | નામ | લેખક કે પ્રકાશક | પ્રકાશન વર્ષ. | મૂલ્ય |
|---|---|---|---|---|
| ૧ | આહાર મીમાંસા તથા આહાર નિર્ણય | હરિલાલ ધ્રુવ અને હરગોવિંદ વૈદ્ય | | ૦-૭-૦ |
| ૨ | આહાર શાસ્ત્ર | અશ્વિનીકુમાર ભાનુ. સુખરામ મહેતા | ઈ.સ. ૧૯૨૯ | ૦ ૧૪ ૦ |
| ૩ | ગૃહદીપિકા ભા. ૧-૨ | વિદ્યાગૌરી ર. નીલકંઠ | ૧૯૩૨ | ૧-૧-૦ |
| ૪ | જમણની જંત્રી | નાનાભાઈ લા. વકીલ | ૧૯૩૦ | ૦-૧-૦ |
| ૫ | પકવાન પોથી | પારસી ગૃહસ્થ | ૧૮૭૮ | |
| ૬ | પકવાન પોથી | બરજોરજી ન. હીર | ૧૮૯૨ | |
| ૭ | પકવાન્ન તથા વ્યંજનસંગ્રહ | કાલિદાસ ભની તથા સાથીદારો | | ૧-૮-૦ |
| ૮ | પકવાન્ન વ્યંજનસંગ્રહ | કાળીદાસ શ. મુખિયાજી લીલાધર નથુભાઇ. | | |
| ૯ | પાકશાસ્ત્ર | ઉત્તમરામ પુરૂષોત્તમ | ૧૮૫૭ ત્રીજી આવૃત્તિ ૧૮૬૯ | |
| ૧૦ | પાકશાસ્ત્ર | કેશવબા વિઠુભાઇ મીઠ | ૧૯૨૮ | ૧-૮-૦ |
| ૧૧ | પાકશાસ્ત્ર | | ૧૮૭૮ | |
| ૧૨ | પાકશાસ્ત્ર અથવા પકવાન પોથી ભાગ ૧-૨ | વિમળાગૌરી અને લલિતાગૌરી | ૧૯૨૩, ૧૯૨૮ | ૩-૦-૦ |
| ૧૩ | રસમય વાનીઓ | તારામતી જ. એરંઆ | વિ. સં. ૧૯૮૯ | ૧-૦-૦ |
| ૧૪ | રાંધણકળા | હોટીગરરી ના. દીવાન | ૧૯૨૩, ૧૯૨૬ | ૦-૮-૦ |
| ૧૫ | વિવિધ વાની અથવા પકવાન બનાવવાનું પુસ્તક ભાગ ૧-૨ | | | ૧૦-૦-૦ |
| ૧૬ | શાકપાક પકવાનશાસ્ત્ર | પ્ર. મ. શા. ભગુજી | | ૩-૦-૦ |

આ ઉપરાંત ગાયકવાડ સરકારે જ્ઞાનમંજૂષામાં પાકશાસ્ત્રને લગતો એક ગ્રંથ ઘણાં વર્ષો ઉપર લખાવ્યો હતો. એ ગ્રંથનાં ત્રણ મોટાં પુસ્તકો બન્યાં છે. તેમાં દક્ષણીઓ અને ગુજરાતીઓને નિરામિષ આહાર કરનારને ખપ લાગે એવા પ્રકારની વાનીઓ બનાવવાની અને તેમાં યે મદ્રાસ તરફની રીતિઓ વર્ણવેલી છે. શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદીએ

ઇ. સ. ૧૮૯૩-૯૪માં એનું ગુજરાતી ભાષાન્તર કર્યું છે અને તેનું મૂલ્ય બે રૂપિયા છે.

આ ગ્રંથને અંગે સ્વ. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી **સાઠીના સાહિત્યનું દિગ્દર્શન** નામક પુસ્તકમાં જે ઇ. સ. ૧૯૧૧માં છપાયેલું છે તેમાં લખે છે કે "આ વિષયમાં એ ગ્રંથની સ્પર્ધા કરે એવો બીજો ગ્રંથ નથી."

જેમ ગુજરાતી અને મરાઠી ભાષામાં આ વિષયના ગ્રંથો છે તેમ બીજી પણ કેટલીક અર્વાચીન ભાષામાં ગ્રંથો છે, પરંતુ આપણા દેશની હેય તો તે સંસ્કૃત અને પાલ્ય જેવી પ્રાચીન ભાષામાં કોઈ ગ્રંથ હજી સુધી મારા જોવામાં આવ્યો નથી, પણ એવો ગ્રંથ હોવાનો પૂરેપૂરો સંભવ છે, કેમકે અશ્વપરીક્ષા, ગજપરીક્ષા, રત્નપરીક્ષા, શકુનવિચાર, નિમિત્તશાસ્ત્ર ઇત્યાદિ અનેક જાતના ગ્રંથો સંસ્કૃતમાં છે.

પાકા પૂંઠામાં બંધાવાયેલું આ પુસ્તક દ્વિરંગી અને સચિત્ર વેષ્ટન-(જેકેટ)થી શણગારાયેલું છે પ્રારંભમાં લેખિકાએ પોતાની સ્વ. માતાને ઉદ્દેશીને અર્પણપત્રિકા લખી અને તેની પ્રતિકૃતિ પણ આપી છે. એના પાછળના પાના ઉપર મહાલક્ષ્મીનું ચિત્ર છે. એના પછી આહારને લગતાં સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતીમાં કેટલાંક અવતરણ છે. ત્યારબાદ શ્રી. હંસા મહેતાનો બે પૃષ્ઠનો આમુખ છે. તેમાં સુરતની અને ખાસ કરીને આ શહેરમાંના નાગરોની રસોઇનાં વખાણ છે. એમાં "પાકશાસ્ત્ર એક રીતે શાસ્ત્ર છે અને બીજી રીતે કળા યે છે." એવું જે વાક્ય છે તેની નોંધ લેવી દુરસ્ત જણાય છે.

આમુખ પૂર્ણ થતાં પ્રવેશકનાં દર્શન થાય છે. એનું શીર્ષક "રસોઇનાં મૂળ તત્ત્વો" એમ રખાયેલું છે અને તે પ્રસ્તુત પુસ્તકના શીર્ષકને અનુરૂપ છે. એના લેખક ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયા તેમણે આ પ્રવેશકના પ્રારંભમાં માણસની વિવિધ વ્યાખ્યાઓનો નિર્દેશ કર્યો છે અને "માણસ એ રસોઇ કરતું પ્રાણી છે એમ કહીએ તો એમાં બીજી વ્યાખ્યાઓના

કરતાં વધુ સત્ય આપણે સમાવી શકીએ છીએ," એમ પ્રતિપાદન કર્યું છે. આગળ જતાં એમણે રસોઈનો મહિમા ગાયો છે. રસોઈનો ઉદ્દેશ શો છે તે દર્શાવતાં તેઓ કહે છે કે "કુદરતી ખોરાકને વધુ આકર્ષક ને વધુ સ્વાદિષ્ટ બનાવવો, જેથી એ વધુ સહેલાઈથી ખાઈ તથા પચાવી શકાય, અને જેથી એમાં રહેલાં પોષણનાં તત્ત્વો વૃદ્ધિ પામે ને ભોજન વધુ પુષ્ટિકારક નીવડે, એ રસોઈનો મુખ્ય ઉદ્દેશ છે." એ સફળ બનાવવા માટે સામિષ, નિરામિષ અને મિશ્ર એમ ત્રણ પ્રકારનાં ભોજનની વિવિધ વાનીઓ અત્યાર સુધીમાં તૈયાર કરાઈ છે અને હજી પણ નવી નવી તૈયાર કરાતી જાય છે, પણ તેમાં કંઈ ખોટું નથી. જીવન માટે ભોજન છે, નહિ કે ભોજન માટે જીવન છે એ વાત ભૂલવી ન જોઈએ.

પ્રાચીન ગ્રંથોમાં દા. ત. ચરક(અ. ૨૭)માં કૃતાન્ન અર્થાત્ રાંધેલા જુદી જુદી જાતના ખોરાકનું તેમ જ શૂકધાન્ય, શમીધાન્ય વગેરેનું વર્ણન છે.

નલ નૃપતિના નામે ચઢાવાયેલો નલપાકદર્પણ નામનો એક ગ્રંથ ચૌખંબા સંસ્કૃત ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયેલો છે. બીજો ગ્રંથ નામે ક્ષેમકુતૂહલ[×] જે ક્ષેમશર્માએ વિ. સં. ૧૬૦૫માં રચ્યો છે તે પણ છપાયેલો છે. આ ક્ષેમકુતૂહલમાં બાર ઉત્સવો છે. એમાં દ્રવ્યપાકની પરિભાષા, ભોજનગૃહ, રાંધવાનાં વાસણો, રસોડાને ઉપયોગી સાધનો, ઝેરી અન્નની પરીક્ષા, રસોઈયાની પ્રશંસા, ભોજનપ્રકાર, જુદાં જુદાં ઘીના ગુણો, ખીચડી, કચોરી વગેરેના ગુણો, શાકના પ્રકારો, ખાવાની ચીજો બગડે નહિ તેવી રીતે તેને સાચવવાની રીતો, પોળી, શીરો ઘેબર, લાડુ, દૂધની બનાવટો, જલેબી, ભૂખ લગાડનારી બનાવટો ઇત્યાદિનાં વર્ણન છે.

રસોઈ કરવામાં વિવિધ ક્રિયાઓને અવકાશ છે. તેમાં ગરમી આપવી અને મેળવણી કરવી એ બેને પ્રવેશકમાં મહત્ત્વની ગણાવાઈ છે. ગરમી આપવા માટે વિવિધ સાધનો વપરાય છે. તેમાંથી રાખ, લાકડાં, કોયલા,

× સિદ્ધલેપજમણિમાલા વિ. સંની ગઈ સદીના અંતિમ ભાગમાં રચાયેલ છે. એમાં વર્તમાન કાળની પ્રચલિત ખોરાકની બનાવટોનું વર્ણન છે.

ગેસ, વીજળી અને ડૉ. પંડ્યા જેને oven કહે છે તે ભઠ્ઠીનો પણ પ્રવેશકમાં નિર્દેશ છે. રાખની ભાર સાળ કહેવાનો ઇરાદો હોય એમ લાગે છે એટલે હું આ સાધનોમાં (૧) રેતીનો અને (૨) છાણનો ઉમેરો કરું છું. ઘાસનો અગ્નિ પોંક માટે જેમ કામમાં લેવાય છે તેમ રસોઇ માટે કામમાં લેવાનો હોય તો તે જાણવામાં નથી.

ગરમી આપવાનાં જે સાધનો છે તેના 'પાકા જ્ઞાન વિના તથા એની ઉપરના પ્રભુત્વ વિના સારી રસોઇ કોઇ કરી શકતું નથી.' ગરમી આપવાની અનેક રીતો છે અને તે દર્શાવવા માટે યોગ્ય શબ્દો પણ આપણી ભાષામાં છે. આમાંથી શેકવું, કુલાવવું, તળવું, સાંતલવું, બાફવું, ઉકાળવું અને વરાળની બાફ આપવી એટલા પ્રવેશકમાં નોંધાયેલા છે. એટલે આ યાદીમાં પણ હું ભૂંજવું, સીજવવું, ખદખદાવવું, (તબડાવવું) અને કડકડાવવું એ ચાર શબ્દો ઉમેરું છું. આ પ્રત્યેક શબ્દ ગરમીના અમુક અમુક માપ સાથે સંબંધ ધરાવે છે તો એ માપનો નિર્દેશ કોઇએ કર્યો છે? અને હોય તો ક્યાં?

પ્રવેશકમાં સૂચવાયું છે કે આપણા ખોરાકની અંદર પોષણનાં છ મુખ્ય તત્ત્વો રહેલાં છે. પ્રોટીન, ફેટ, કાર્બોહાઇડ્રેટ, પાણી, ક્ષાર અને વિટેમિન. એના ઉપર રસોઇની વિવિધ ક્રિયાઓની શી અસર થાય છે એ પાકશાસ્ત્રનો પ્રશ્ન છે. આપણી પ્રચલિત રાંધવાની વિધિઓ આ દષ્ટિએ તપાસવી બાકી છે એમ પ્રવેશકમાં જણાવાયું છે. આ બતાવી આપે છે કે "રસોઇનું રસાયણ" એવું આ પુસ્તકનું નામ હોવા છતાં એમાં આ વિષયની માહિતી અપાયેલી નથી. વળી કયા ખાદ્ય કે પેય પદાર્થમાં પ્રોટીન વગેરે કેટલા પ્રમાણમાં છે તેનો પણ આ પુસ્તકમાં ઉલ્લેખ નથી એ પણ પુસ્તકનું નામ કેટલે અંશે સાર્થક છે તે સૂચવે છે.

આપણે જે વાનીઓ ખાઇએ છીએ તે ગોટે ભાગે મિશ્રરૂપમાં હોય છે કેટલીકનું મિશ્રણ રાંધતી વેળા થએલું હોય છે તો કેટલીકનું મિશ્રણ થાળીમાં જમતી વેળા કરાય છે. આ મિશ્રણથી આહારનાં મૂળ તત્ત્વો ઉપર શી શી અસર છે તે વિચારવાનું કાર્ય પ્રસ્તુત પુસ્તકમાં કરાયું નથી. એ પણ પુસ્તકનું નામ રાખવા પાછળ અનેરો જ હેતુ હોય એમ સિદ્ધ

કરે છે. કઈ વાની કેમ તૈયાર કરવી એને અંગે તો ઘણાં પુસ્તકો લખાયેલાં છે તો પછી રસાયણ નામને અનુરૂપ અનેક બાબતોનો ઊહાપોહ જતો કરી પુસ્તક લખાય અને તે પ્રકાશિત થાય તેથી કેટલો લાભ ?

રસોઈમાં આપણે જે જાતના મસાલા વાપરીએ છીએ અને કેટલીક વાર તો જમતાં જમતાં પણ વાની ઉપર જીરાળુ વગેરે ભભરાવીએ છીએ તેનાં મૂળ તત્ત્વો શાં છે એ નક્કી કરવું જોઈએ. વળી જેમ પંચકૂટિયા શાકમાં પાંચેક શાકોનું મિશ્રણ છે અને ઊંધિયામાં અનેકનું મિશ્રણ છે અને એવટી દાળમાં પાંચ જાતની દાળનું મિશ્રણ છે તેમ જીરાળુ પણ જીરું, સિંધવ, અથવા મીઠું, હળદર, મરચાં, હિંગડો અથવા હીંગ અને સુંઠનું મિશ્રણ છે. આ મિશ્રણોમાં એકેક ચીજમાં મૂળ તત્ત્વ અને તેની એક બીજા પર થતી અસરની નોંધ થવી ઘટે.

"મસાલાઓ રુચિ ને ભૂખને તીવ્ર કરે છે. મોંમાં પાણી લાવી થૂંક વગેરે પાચન કરનારા રસોની વૃદ્ધિ કરે છે, અને રસાયનશાસ્ત્રીઓ જેને 'Catalysis' અથવા 'Chemistry of Traces' કહે છે તેના નિયમ પ્રમાણે આખા પાચન ઉપર મસાલાની રજે પણ અદ્ભુત અસર કરે છે. આ મસાલાનું શાસ્ત્ર પણ ખડુ ખેડવા લાયક છે."

આ પ્રમાણે મસાલા વિષે પ્રવેશકમાં જે ઉલ્લેખ છે તેની છેલ્લી પંક્તિ તરફ હું આ વિષયના નિષ્ણાતોનું ખાસ ધ્યાન ખેંચું છું અને તેમને વિનવું છું કે આ ખેડવા લાયક શાસ્ત્રને તેઓ પૂરતો ન્યાય આપવા કટિબદ્ધ થાય.

"રસોઈમાં મસાલાના સરસ ઉપયોગનું, ને ખરેખરું ગુજરાતી કહીએ એવું ઉદાહરણ આપણો વઘાર છે. બીજા પ્રાન્તોમાં આપણા વઘાર જેવું બીજું કાંઈ હજી જાણીતું નથી. યોગ્ય વઘારથી દાળો શાકોના સ્વાદમાં બહુ જ ફાયદો થાય છે; ને ખાસ કરીને ઓસામણો ને સૂપની વિક્રિયાનો તે આબાદ ઉતાર છે. વળી તે જે સ્વાદ ને રસ ઉત્પન્ન કરે છે તે તો અનુપમ છે.

આમ પ્રવેશકમાં જે વઘાર સંબંધી પ્રશંસા છે તેને તો "વઘાર નહિ તેના શકાર શા ?" એ લોકોક્તિ સમર્થિત કરે છે, પરંતુ 'વઘારેલ'

એ અર્થમાં પાઇયમાં ઘગ્ઘારિય શબ્દ છે અને એ શૂદ્રકકૃત મૃચ્છકટિક-(પૃ. ૨૨૧)માં વપરાયેલો છે એટલે આ ઉલ્લેખ વઘારની પ્રાચીનતા ઉપર પ્રકાશ પાડે છે. અને વિશેષમાં 'વઘાર'[1] માટે હિન્દીમાં 'छौंका,' મરાઠીમાં फोडणी એમ બોલાય છે, એ જો આધુનિક ન હોય તો એ ભાષા-ભાષીઓ વઘારથી પરિચિત હોવાનું સૂચવે છે. એ ઉપરથી વઘાર ગુજરાત ઉપરાંત અન્યત્ર પણ જાણીતો હોય એમ નથી લાગતું?

મોટાં, ઘરડાં, બાળક, ગર્ભવતી તથા સુવાવડી સ્ત્રીઓ—એ સૌને કઈ કઈ વાની આપવી ઘટે તે સંબંધમાં અને આહારમાં અમુક તત્ત્વોની ન્યૂનતાથી ઉદ્ભવતા રોગોને અટકાવવા માટે જે ચીજોની આવશ્યકતા છે તેને અંગે તલસ્પર્શી ઊહાપોહ થવો ઘટે અને તેમ કરતી વેળા આપણા દેશમાં બનતી અને સહેલાઈથી મળતી કઈ કઈ ચીજો કામમાં લઈ શકાય તેમ છે તે દર્શાવવું જોઈએ. વળી ગરીબ જનોને માટે કઈ કઈ વાનીઓ પૂરેપૂરી પુષ્ટિકારક અને ખૂબ સસ્તી યોજી શકાય તેમ છે તેની પણ નોંધ થવી ઘટે આમ જે પ્રવેશકમાં સૂચવાયું છે તેની સાથે હું સર્વાંશે મળતો થઉં છું અને આ હકીકતો આ પુસ્તકમાં નથી તે તરફ અંગુલિનિર્દેશ કરી આ પ્રવેશકનું અવલોકન પૂર્ણ કરી સૂચી ઉપર નજર ફેંકું છું.

પ્રસ્તુત પુસ્તકમાં જે જે નિરામિષ વાનીઓ વગેરે ગણાવાયું છે તેનો અકારાદિ ક્રમે સૂચીમાં ઉલ્લેખ છે એમ સામાન્યતઃ કહી શકાય. પૃ. ૧૧૪-૧૧૫માં ત્રણ ચાર જાતના શીરા બનાવવા વિષે માહિતી અપાયેલી છે પણ સૂચીમાં શીરાનો નિર્દેશ નથી. એવી રીતે વેડમીનો, સરગવાનો, શક્કરપારા વગેરેનો નથી. ચટણીની માહિતી પૃ. ૨૧૧-૨૧૫માં છે એમ સૂચીમાં ઉલ્લેખ છે, પણ એ ભ્રાન્ત છે. કેટલીક વાનીઓનાં એક કરતાં વધારે નામ હોવા છતાં તેની યથાયોગ્ય નોંધ કરતી કોઈ કોઈ વાર રહી ગઈ છે. સૂચી ઉપરથી એ પણ જણાય છે કે ચાહ, કૉફી અને કોકો વિષે વીગતો અપાયેલી છે, પણ આઇસક્રીમ કે કુલફીની માહિતી આ પુસ્તકમાં અપાયેલી નથી.

---

૧ "અમે વઘાર ભાતમાં વઘાર જે ઘર્વિંમનો" એમ દલપતરામની કવિતામાં અને "વિધવિધ માટી વઘાર છ" એમ પુરીબાઈના કાવ્યમાં પંક્તિ છે.

જૈન શાસ્ત્રમાં આહારના અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એમ ચાર પ્રકારો પડાયા છે અને સામાન્ય રીતે ખાદ્ય અને પેય અથવા તો મિષ્ટાન્ન અને ફરસાણ એમ બે મુખ્ય વર્ગો પડાયા છે. પ્રસ્તુત પુસ્તકમાં શી પદ્ધતિએ પ્રકરણો રચાયાં છે તે સમજમાં આવતું નથી. એમાં મોટે ભાગે [1]ગુજરાતીઓની અને તે પણ આ પ્રાંતની ઉચ્ચ ગણાતી કોમોમાં પ્રચલિત બનેલી અને બનતી જતી નિરામિષ ખાનપાનની ઘણીખરી વાનીઓ વિષે દાળ, ભાત, મુખ્ય મુખ્ય મિષ્ટાન્ન, ફરસાણ, કઠોળ, શાકભાજી, પાપડ, અથાણાં, (ભૂંસું ઇત્યાદિ) મુકવણી, પાક, કસુંબર, માહિતી અપાયેલી છે. આ માહિતી, જેને રસોઇ કરતાં થોડે ઘણે અંશે પણ આવડતી હોય તેને માર્ગદર્શક થઇ શકે તેવી છે, પણ જેને આ પુસ્તક વાંચીને રસોઇ કરતાં શીખવું હોય તેને ખાસ કામ લાગે તેમ નથી, કેમ કે અમુક અમુક વાની તૈયાર કરવામાં જે જે પ્રક્રિયાઓ થાય છે તેની વ્યાખ્યા દ્વારા કે અન્ય સ્વરૂપે સ્પષ્ટ સમજણ અપાયેલી નથી.

રસોઇ કરવામાં જે અનાજ, ગોળ વગેરે વપરાય છે તે ઉત્તમ પ્રકારનું હોય તો રસોઇનો હેતુ સિદ્ધ થાય. આથી પ્રારંભિક પ્રકરણમાં ઘઉં વગેરેની જાતો અને તેને સાચવવાની રીતો સૂચવાયેલી છે તે સ્થાને છે. એક વર્ષમાં બે માણસને કેટલું કઠોળ, કેટલી દાળ, કેટલો મસાલો જોઇએ તે કોઇક દ્વારા દર્શાવાયેલ છે. બે માણસને રોજની રસોઇ માટે કેટલું અનાજ જોઇએ તેની પૃ. ૨૯માં નોંધ છે. કયા જમણમાં શું જોઇએ તેનું પૃ ૩૧૦માં નાગરી પદ્ધતિએ વર્ણન છે. દિવાળી, ટાઢીશાળા અને શ્રાદ્ધને દિવસે જે જમણો હોવાં જોઇએ તેનો પૃ. ૩૧૧–૩૧૨માં ઉલ્લેખ છે.

સમસ્ત પુસ્તકને જે ૬૬ પ્રકરણોમાં વિભક્ત કરાયેલું છે, તે પૈકી કેટલાંકનાં શીર્ષક નથી, જો કે તેમાં ચર્ચાયેલા મુદ્દાઓનાં મથાળાં છે. ૬૪-

૧. બંગાળીઓના રસગુલ્લાં, દક્ષિણીઓના ચકલી અને યુરોપિયનોના બિસ્કિટ ઇત્યાદિ વિષે માહિતી અપાયેલી છે.

૨. સૂચીમાં નહિ નિર્દેશેલ કાચાં કેળાંનાં ભજવાં, ચિત્ર(મગફળી)નું શાક, મોહનથાળ, બટાકાની ખીચડી, પાવાનના ભૂકાની વેડમી, મગની દાળની વેડમી, બાજરીના ભૂસાની વેડમી દાળઢોકળી, ઇત્યાદિ વિષે પુસ્તકમાં માહિતી છે.

આ પ્રકરણમાં રસોઈ કરતી વેળા જે જે સાધનો આવશ્યક છે તેનાં નામ અને ક્વચિત્ તેના ઉપયોગ વિષે નિર્દેશ છે, પણ એ સાધનોની પરિચયાત્મક કે ઐતિહાસિક આલોચના નથી જેથી આહારના ઇતિહાસના ગણેશ માંડનારને તે ખપ લાગે અને પુસ્તકનું શીર્ષક વિશેષતઃ ચરિતાર્થ બને. ૧૯મા પૃષ્ઠમાં દાળ કે શાક કાળું[1] થયું હોય તો તેની કાળાશ દૂર કરવા લીંબુ[2] નીચોવવાનો, દાળ બફાય નહિ તો કાચા સોપારીનું ફાડિયું કે દીવેલ નાંખવાનો, દાળ ખારી થઇ હોય તો દેશી નળિયાનો કકડો નાંખવાનો,[3] તેલમાં ઊભરો આવતાં તે શમાવવા માટે આમલી, ગોળ કે મીઠાની કાંગડી કે ખાખરાનું પાન નાખવાનો નિર્દેશ છે. એવી રીતે ભાત વધારે ચઢી ગયો હોય કે કાચો રહ્યો હોય ત્યારે શું કરવું તે ૪૯મા પૃષ્ઠમાં સમજાવાયું છે. અંતમાં પૂરવણી એવા શીર્ષકપૂર્વક પૃષ્ઠ ૩૪૩–૩૮૪માં આપણા ખાનપાનની રોજની ચીજો પૈકી કેટલીકના નામાંતર સહિત તેના ગુણદોષ, ચરક, સુશ્રુત વગેરે ગ્રંથોને આધારે બતાવાયા છે. પાકશાસ્ત્ર એ ગૃહસ્થજીવન સાથે નિકટ સંબંધ ધરાવે છે અને પાકશાળા એ એક રીતે વિજ્ઞાનની પ્રથમ કક્ષાની પ્રયોગશાળા છે. શોધખોળ માટે જે ધીરજ જોઈએ તે સ્વાભાવિક રીતે સ્ત્રીવર્ગને વરેલી છે. એટલે આ પ્રયોગશાળામાં નવી નવી શોધ કરવા માટે–પ્રક્રિયાઓની બાબતમાં કે નૂતન વાનીઓ સ્વતંત્ર સ્વરૂપે કે મિશ્રરૂપે તૈયાર કરવામાં સ્ત્રીવર્ગ મોટો અને ઉપયોગી ફાળો આપી શકે તેમ છે. પણ કોણ જાણે કેમ ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર ઇત્યાદિની અભ્યાસી વિદુષી બહેનો પણ આ દિશામાં સમુચિત પ્રયાસ કરતાં ખંચાય છે. આની પરિસ્થિતિમાં શ્રી. વન્દિતાબહેને છપાઈની સફાઇથી અને જોડણીની પ્રાયિક શુદ્ધિથી શોભતા આ પુસ્તક દ્વારા જે વિશિષ્ટ માહિતી આપવા કમર કસી છે તે બદલ તેમને અભિનંદન ઘટે છે. હવે આ કાર્ય

---

૧. વધારે પડતી હળદર નંખાતા પીળાશ આવી હોય તો તે દૂર કરવા માટે પણ લીંબુ નીચવાય છે.

૨. મોગરી ઉપર લીંબુ નીચોવવાથી એનો ભમરી રંગ બદલાઇને લાલ થાય છે અને એ જેને litmus solution કહેવાય છે તેનું સ્મરણ કરાવે છે. તેમ આને માટે રસાયનશાસ્ત્રમાં કોઈ વિશિષ્ટ શબ્દ છે?

૩. કેટલાક ચણાની પોટલી એ દાળમાં મૂકવાનું સૂચવે છે.

સપ્ટે.'૪૫ રસાયણ

પૂર્ણ કરું તે પૂર્વે, આ સમાલોચનામાં આહારમીમાંસા માટે જે જે મહત્ત્વનાં ક્ષેત્ર અણખેડેલાં કે અર્ધખેડેલાં દર્શાવાયાં છે તે કાર્ય પૂરું કરાય અને કોમ દીઠ અને પ્રાંત દીઠ ખાનપાનની તારવણી, વાનીઓનાં અન્યાન્ય ભાષાઓમાં નામ, વાનીઓ બનાવવા માટેની પ્રક્રિયાઓનું શાસ્ત્રીય નિરીક્ષણ, ખાદ્ય અને પેય પદાર્થોના આવિર્ભાવનો ઇતિહાસ વગેરે આવશ્યક અંગોને પૂરેપૂરો ન્યાય અપાય તે માટે યોગ્ય પરિશ્રમ સેવવા અને તેનું ફળ જાહેર જનતાને પ્રકાશનરૂપે આપવા મારી પ્રકાશકોને સાદર વિજ્ઞપ્તિ છે. જો એ સ્વીકારાશે તો કેવળ ગુજરાતી સાહિત્યની કે અમુક કોમની જ સેવા ન થતાં સમગ્ર ભારતવર્ષની એક ઉત્તમ સેવા થશે.

હીરાલાલ ર. કાપડિયા

## અનુલેખ

પ્રાચીન સમયમાં સંસ્કૃતમાં તો પાકશાસ્ત્રને અંગે ગ્રન્થો હશે એમ માનવાનું કારણ મળે છે, કેમ કે વસુદેવહિંડીમાં પોરાગમ નામના પાકશાસ્ત્ર વિષે ૨૧૧મા, ૨૫૯મા અને ૩૫૨મા એમ ત્રણ ત્રણ પાના ઉપર ઉલ્લેખ છે. વળી એક પાના ઉપર તો પારાગમ એવું પાઠાન્તર છે. આ નામ જો કે પાઇયમાં છે છતાં ગ્રન્થ સંસ્કૃતમાં હોય તો ના નહિ. વળી ઇ. સ. પંદરમા સૈકામાં થઇ ગયેલા ગોવિંદરાજે સૂદશાસ્ત્રનો ઉલ્લેખ કર્યો છે. જુઓ "ભાંડારકર પ્રાચ્ય સંશોધન મંદિરનો રૌપ્ય મહોત્સવ અંક" (પૃ. ૩૪). વિશેષમાં સત્તરમા સૈકામાં થઇ ગયેલા અનંતદેવના શિષ્ય રઘુનાથે ભોજનકુતૂહલ નામનો ગ્રન્થ સંસ્કૃતમાં રચ્યો છે. આ ગ્રન્થ આમળ ઉપર ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાલામાં પ્રસિદ્ધ થનાર છે. આ રઘુનાથ મહારાષ્ટ્રીય બ્રાહ્મણ હોવાથી એમણે મહારાષ્ટ્રની વાનીઓની ખાસ નોંધ લીધી છે અને સાથે સાથે ગુજરાત વગેરે પ્રાન્તોની વાનીઓ વગેરેનો સંક્ષિપ્ત નિર્દેશ શ્રી પી. કે. ગોડેએ "A Topical Analysis of the Bhojanakutuhala નામના લેખમાં કર્યો છે. આ લેખ ઉપર્યુક્ત સંશોધન મંદિરના ત્રૈમાસિક (વ. ૨૨, પૃ. ૨૫૪–૨૬૩)માં છપાયેલો છે.

૯

## પરિચાયિકા

[અહીં જેનો પરિચય, તેની વીગતો 'પ્રાપ્તિ-સ્વીકાર'માં]

**વિવિધ વ્યાખ્યાનો**ના પહેલા ગુચ્છમાં એના કર્તા પ્રા. ઠાકોરનાં આઠ વ્યાખ્યાન સંગ્રહાયાં છે. આઠે 'સરસ્વતીચન્દ્ર'કાર વિશેનાં છે. એ પ્રબોધમૂર્તિના જીવન તથા પ્રતિભા વિશેનાં બે અને એમના ગ્રન્થમણિમાંની ફૂલગૂંથણી, રસપ્રવાહ તથા સ્ત્રીરત્નો વિશેનાં ત્રણ: આ પાંચ સૌથી મહત્ત્વનાં છે. એ અપૂર્વ ગુજરાતી મહાપુરુષ પાસેથી પોતે જે શીખ્યા, ગુજરાતને જે શીખવવા જેવું જણાયું, તે વર્તમાન તથા ભાવિ પેઢી માટે આ ચિરંજીવતાની અધિકારી વિવેચનામાં નિરૂપાયું છે.

**ગુજરાતનું ઘડતર:** ૧૯૪૧નાં આ ઠક્કરવ્યાખ્યાનોમાં ગ્રન્થન મથી સૂચવાતા વિષય પરના પહેલા વ્યાખ્યાન ઉપરાંત મુસ્લીમયુગની ગુજરાતની સંસિદ્ધિ, કવિ ન્હાનાલાલ, રસનિરૂપણ તથા વાસ્તવવાદ–વિચારણા: આ ચાર વિષયોનો સમાવેશ પણ વ્યાખ્યાનકાર રા. રમણલાલ વ. દેસાઇએ કર્યો છે. સર્જનપ્રિય માનસ વિવેચનપ્રદેશમાં પગલાં માંડે તેની કાંઇક ગંભીર મર્યાદાઓથી જો આ પ્રયોગ અંકિત છે તો બીજે પક્ષે એની કેટલીક સન્તોષપ્રદ શક્યતાની પણ સારી પિછાન એમાં વાચકને થાય છે એ લક્ષમાં રાખી અભ્યાસીઓ તેનો ઉપયોગ પોતાના લાભમાં કરી શકશે.

**અર્વાચીના** પર તો એ વાંચીને નહિ પણ એને ભજવાતું જોઇને લખવું જોઇએ. માત્ર વાંચ્યા પરથી કરાવાતા પરિચયમાં યે એટલું તો બેધડક કહી શકાય છે કે "રંગભૂમિરસિયાંની રંગલીલા"ના આ મનોહર નાના સરખા નાટકમાં રા. ધનસુખલાલની ઋજુ કક્ષાક્ષકલા અને રા. અવિનાશની રમ્ય ગીતકલા આપણાં હૃદયમનને વશ કરી લે છે. મુંબાઇ જેવાં શહેરોનાં અર્વાચીન યુવક–યુવતીનું આટલું કટુતા વિનાનું એમને સમજીને, સમભાવથી છતાં લાલિત્યમય ટીકાદૃષ્ટિ પણ ધરાવતું બીજું એકે આલેખન ગુજરાતી સાહિત્યમાં છે નહિ એ નિઃસન્દેહ વાત છે.

**શુભાક્ષરી** એ રા. પૂંજાલાલની સ્વતઃ રચિત પદ્યાત્મક તો પરમ-શોધ એ ભાષાન્તરિત ('ધ સુપ્રીમ ડિસ્કવરી' પરથી) ગદ્ય–પુસ્તિકા છે. બંને અધ્યાત્મ માર્ગના ખરા સાધકો માટે છે, એટલે પહેલાંની કદર આ સમયના દુનિયાદારી–ડૂબ્યા છાપાં–લેખકો કરી શક્યા નથી એમાં

નવાઇ પામવા જેવું નથી. બાકી, અર્પણના આરંભબોલમાંથી શબ્દો લઇને કહીએ તો, જેમાંના ઘણા (નં. ૪૫, ૫૦, ૬૭, ૧૧૭ વગેરે) કાવ્ય-ગુણવાળા છે તેવા આ ૨૨૨ શ્લોકોમાં 'પ્રભુતાપ્રેમી હૃદયો'ની જે ભક્તિ-ભાવના અહીં લલિતવાણીમાં અંકિત કરી છે તે આત્મદૃષ્ટિ ઊઘડવા દઇ તેઓ તો ઓળખી લેશે જ. 'પરમ શોધ'ના બીજા ભાગમાં જગતનાં યાત્રીઓ-કમરાયોને પ્રેરણાપૂર્ણ આશ્વાસન જેટલા સારુ અપાયું છે કે પહેલા ભાગમાં ઊંડી શ્રદ્ધા અહો સ્વાનુભૂતિથી જે હૃદયસ્થ જનાર્દનની પિછાન અપાઇ છે તેનો સાક્ષાત્કાર કરી, માનવી એ "પરમ ભાગવત પ્રેમ"નો (જોવાં, માર્ચ ૧૯૪૫ના માનસીનાં પહેલાં બે પૃષ્ઠ) ભોક્તા બની, જીવન સાર્થક કરે. 'પરમ શોધ'માં છે તેવું અધ્યાત્મચિન્તન, તેવાં ઉદ્બોધન તથા પ્રાણપ્રબોધક વ્યવહારક્ષમ સદુપદેશ થોડાં જ ગુજરાતી પુસ્તકોમાં છે માટે એ વિષયના પ્રત્યેક રસિકનું નિત્યસાથી આ નાનું શું વાઙ્મય-રત્ન બને તો કેવું સારું એમ લાગ્યા વિના રહેતું નથી.

પા સદીની પ્રસંગ-પ્રસાદી અથવા પારદર્શક પ્રેમઃ બધાં મળીને આશરે એક સો નાનાં પણ રસિક પૃષ્ઠોના આ પુસ્તકમાં, સ્વ. પ્રો. વિઠ્ઠલ-રાય મ. મહેતાની સાથેના નિકટ પરિચયના પ્રસંગો તથા સંસ્મરણો રા. વિદ્યુતરાય ચ. દેસાઇએ સદાકાળ માટે સાચવીને, પુસ્તકના ઉતરનામાનુસાર તેમનું યોગ્યતમ અક્ષરતર્પણ કર્યું છે. સ્વર્ગસ્થની જે સુન્દર ચરિત્રરેખા 'માનસી'ના વાચકોને ૧૯૪૪માં રા. ઇન્દુપ્રસાદ શિ. મહેતાએ (જેઓ આ પુસ્તકના ગુણદર્શી નિવેદનકાર પણ છે), તેના પરિપૂરક તરીકે, પ્રવાહી તથા તાદૃશ સરસ શબ્દચિત્રો આલેખતી આ પ્રસંગ-પ્રસાદી પ્રત્યેક સાહિત્યપ્રેમી તેમ જ સૌજન્યપૂજકને ભાવે તેવી છે. કર્તા, નર્મદની ભીડ-ભણીને સમયે ભાંમનાર હરિપ્રસાદજીના પૌત્ર અને ગાંધીજીનો પણ સ્નેહ પામેલા, ખાદીપ્રવૃત્તિના એક ધુરંધર સ્વ. યશવન્તપ્રસાદભાઇના સુપુત્ર છે એ હકીકતોની સાક્ષી, પુસ્તકના પાને પાને અનુભવાતા એમના આભિ-જાત્ય, સંસ્કારિતા તથા ગુરુ સમાન વડીલજન પ્રત્યેની હૃદયપૂર્વકની ભક્તિ પૂરે છે. આ કારણે, સ્વ. વિઠ્ઠલરાયભાઇ માટે જ તેમણે એક કાવ્યમાં વાપરેલા શબ્દો એમની આ લઘુકૃતિ માટે પણ વાપરીશું કે "વિભૂતિનાં સ્મરણાં રહો અવિરામ."

## પ્રાપ્તિ-સ્વીકાર

૧. વિવિધ વ્યાખ્યાનો, ગુચ્છ ૧લો: બળવન્તરાય ક. ઠાકોર (એન. એમ. ત્રિપાઠી લિ. સયાજી સા.માળા; રૂ. ૧-૨-૦).-૨. સાગરઃ જીવન અનેકવનઃ યોગીન્દ્ર જ. ત્રિપાઠી (લુહાણામિત્ર પ્રેસ, વડોદરા; સયાજી સા.માળા; રૂ. ૨૧).-૩. વૃત્તવિવેચન : રમેશનાથ ર. ગૌતમ (આર. આર. શેઠ કં. મુંબાઇ; સયાજી સા.માળા; રૂ. ૨).-૪. ત્રિપુટી : ગોવિંદભાઇ રા. અમીન (આર. આર. શેઠની કં. રૂ. ૨॥).-૫. સારોદ્ધાર: શિવપ્રસાદ ત્રિવેદી (આર. આર. શેઠ કં. રૂ. ૦॥।)-૬. શુકતારક : વિજયરાય ક. વૈદ્ય (ગુજ. વર્ના. સોસાયટી, અમદાવાદ; રૂ. ૨).-૭. ભાલણ, ઉદ્ધવ અને ભીમઃ રામલાલ ચુ. મોદી (ગુ. વ. સો. રૂ. ૦-૧૪-૦).-૮. ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રન્થો: દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી (ગુ. વ. સો. રૂ. ૧). -૯. ઝાંશીની રાણી લક્ષ્મીબાઇ : ગોવિંદરાવ પાં. ભાગવત (ગુ. વ. સો. રૂ. ૧).-૧૦. હિંદુસ્તાની ગુજ. કોશ: (સં.) મગનભાઇ પ્ર દેસાઇ (નવજીવન કાર્યા. અમદાવાદ; રૂ. ૪).-૧૧. આધુનિક ભારત, આ. જાવડેકરકૃત: પાં. મ. દેશપાંડે (ગુજ. વિદ્યાપીઠ, અમદાવાદ; રૂ. ૬).-૧૨. ટ્રાન્સ-લિટરેશન ઇન્ટુ ધ રોમન સ્ક્રિપ્ટ: કે. જી. મશરૂવાળા (હમારા હિન્દો. પબ્લિ. ગોરખે; આવાઝ ફેર).-૧૩. અર્વાચીના : ધનસુખલાલ મહેતા, અવિનાશ વ્યાસ (એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઇ; રૂ. ૧).-૧૪. ગુજરાતનું ઘડતર, ઠક્કર-વ્યાખ્યાનો (ત્રિપાઠી લિ. રૂ. ૩.)-૧૫. શ્રી. જમનાલાલજી : ઘ. બિરલા (નવજીવન પ્ર. મં. અમદાવાદ; છ આના).-૧૬. વિદ્યાર્થી ગ્રીષ્મ-પ્રવૃત્તિ : (સં.) મ. પ્ર. દેસાઇ (નવજીવન; છ આના).-૧૭. પંચોતેરમે, આ. બ. ક. ઠાકોરનાં પ્રવચનો ને જીવનનોંધ: (સં.) કિશનસિંહ ચાવડા (ત્રિપાઠી લિ. રૂ. ૩॥).-૧૮.-૨૦. શુભાક્ષરી, માતાજીની શબ્દસુધા, નવવર્ષીય પ્રાર્થનાવલિ (૧૯૩૩-૪૬): પૂજાલાલ (શ્રી અરવિન્દ આશ્રમ, પોંડિચેરી)-૨૧, ૨૨. રાજકન્યા, જયસિંહ સિદ્ધરાજ : ધૂમકેતુ (ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ; દરેકના રૂ. ૪॥)-૨૩. તર્પણ : વિદ્યુતરાય ય. દેસાઇ (હરિભવન, દીવાનપરા; ભાવનગર).-૨૪. હિંદમાં અંગ્રેજી વેપારશાહી : મગનભાઇ દેસાઇ (ગુજ. વિદ્યાપીઠ; રૂ. ૪).

# માનસી

વર્ષ ૧૦ : અંક ૪

ડિસેમ્બર ૧૯૪૫



પૂર્ણસંખ્યા ૪૦

સંચાલક :

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

નાનપરા સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન


વર્ષ ૧૦, અંક ૪: પૂર્ણસંખ્યા ૪૦

ડિસેંબર ૧૯૪૫ ( પ્રકટ, ડિસેમ્બર ૧૯૪૬ )


## સર્જન અને નિબન્ધો



## નિકષ

માનસી ગ્રન્થશ્રેણી : સંચાલક વિજયરાય ક. વૈદ્ય. દરજી મહોલ્લો નાનપરા; સૂરત. લવાજમ રૂા. ૫; છૂટકનો રૂા. દોઢ. દેશાવર, રૂા. ૬–૪–૦
શાખાઓ : ( ૧ ) મુંબાઈ : એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ. (૨) સૂરત : પ્રતાપ પ્રેસ · કણપીઠ, ( ૩ ) વડોદરા : સાધના પ્રેસ, રાવપુરા. ( ૪ ) પોરબંદર : રા. દામોદર કે. ભટ્ટ; રામટેકરી ( ૫ ) ભાવનગર : આનન્દ પ્રેસ, સ્ટેશન રોડ.



# મન્દિરવૃત્ત–પૂર્તિ

૧. વિશેષ મદદની એક વધુ રકમનો પણ સાભાર સ્વીકાર કરવાનો છે : રા. મોતીચંદ ગિ. કાપડિયા, મુંબઈ રૂ. ૨૫.

૨. જે પુસ્તકો અંકનાં છેલ્લાં પાનાં છપાયા પછી મળ્યાં તેનાં નામો : વારસ; ગિરનારને ખોળે; અપૂર્ણ જીવન; અપ્સરા ભા. ૨; શ્રી રાજચન્દ્ર; ગીતા–ધ્વનિ; હિંદુસ્તાની કહાની–સંગ્રહ; સ્ફુલિંગ; સંવાદમાલા; સાધન–મુક્તાવલિ; ધરતીનો અવતાર; લખ્યા લેખ; રાસમંગલા ( આ સર્વના લેખક વગેરે વીગતો અને–કે અવલોકન આવતે અંકે ).

૩. સુધારો પૃ. ૨૬૫ મા પરના મથાળામાંનો એકડો નાનો જોઈએ. એમ જ, મથાળું પૃ. ૨૭૭ મે છપાયનું પણ ( બીના પહેલા બે શબ્દ જમણે છેડે સમજીને ) સુધારી લેવું.

૪ ઉમેરો પૃ. ૩૦૨ ઉપર ' મેદ ' શબ્દ પછી આ કાઉંસ ઉમેરવો : (૨. ૨૦૦–૧૦–૩૫૦ ).

૫. કેટલોક જાજ...: એ પૃ. ૨૦૭મે શરૂ થતા લેખમાં અમારી કસૂરને લીધે ઘણી ભૂલો રહી છે. એ બદલ તુરત, માટે તો લેખક તથા 'વાચકોની માફી માગી, વધુ ગંભીર છાપદોષ વગેરે આ વખતે જ નોંધવા જોઈએ: પૃ. ૨૦૮ મે ઉપરથી ત્રીજી લીટીમાં ' એકલાથી પોતાના 'ને બદલે ' ને ધ્યાનપૂર્વક ' એમ. જોઈએ. પૃ. ૨૧૧ મે અંગ્રેજી વાક્યમાંથી 'of' કાઢી નાંખવો; પૃ. ૨૧૨મે, છઠ્ઠી લીટીમાં ' અક્ષર પર 'ને બદલે ' બોર્ડ વડે ' તથા સાતમીમાં, 'મંગાવી' નહિ પણ ' બંગાળી ' વાંચવું, પૃ. ૨૧૫ મે ' બોલાચ લીધીને ' ( લી. ૬ ) છે, તે ' બોલી ચાલીથી ' હોવું જોઈએ; એ જ પાને, ત્રણ ચોકડીને બદલે આ શબ્દો. ' અપેલેટ સાઇડની. ' પૃ. ૨૧૬ મે, લી. ૧૮મી માં ' ચિન્તન ' શબ્દ ' એટલે 'ની પહેલાં ઉમેરવો; અને એ જ પાના પરની છેલ્લી ટીપ હવે ૨૬ ગણવી.

૬. અપભ્રંશ–મુક્તકો : ગુજરાતી ભાષા સહિત એ સરવ કૉલેજના ' સાર્વજનિક 'ના ઑક્ટોબર ૧૯૪૬ના અંકમાં ( કર્તા, પ્રા. હીરાલાલ કાપડિયા ) છે તે અભ્યાસીઓને પણ ઉપયોગી થશે.

સૂરત : ૮–૧૨–૪૬ —વિ. ( સં. માનસી )

# માનસી

વર્ષ ૧૦, અંક ૪ ] [ ડિસેમ્બર ૧૯૪૫


## સ્વ. ન્હાનાલાલની આન્તરરાષ્ટ્રીય દૃષ્ટિ

[ રમણલાલ વ. દેસાઈ : 'ગુજરાતનું ઘડતર' : પૃ. ૨૭૧–૭૪ ]

રાષ્ટ્રીયતા જગતસંસ્કારના સમન્વયમાં પરિણામ પામવા સર્જાઇ છે એ સત્ય તેમણે વીસમી સદીના પહેલા દસકાથી જોયું છે એમાં એમની દ્રષ્ટા તરીકેની ઉચ્ચ કક્ષા સાબિત થાય છે. એક ગુર્જર કવિ કોઈ પણ પ્રાન્ત કે દેશની રાષ્ટ્રીયતાને દીપાવે અને એ અસ્મિતાને જગતની અન્ય સાંસ્કૃતિક અસ્મિતાઓ ભેગી ગૂંથવા મથે—અને તે આજથી [૧૯૪૧થી] ચાલીસ વર્ષ પૂર્વે—એ આપણા ગુર્જર માનવવિકાસનું ગૌરવભર્યું દૃશ્ય ગણાય.

માનસિક મોહમદિરા પી–પાઈ, વાણીની માયાસૃષ્ટિ ઉપજાવી, જાતને અને જગતને છેતરનાર પશ્ચિમની રાજ્યનીતિને ન્હાનાલાલે મહારાજ્યની વ્યાખ્યા ક્યારનીએ સમજાવી છે :

ઇશ્વરદત્ત રાજસૂત્રો આટલાં છે :
રાજપ્રજાનું દ્વૈતાદ્વૈત તે રાજ્ય;
રાજ્ય–રાજ્યનું સંકલનશ્રદ્ધા તે મહારાજ્ય;
અનેક મહારાજ્યમણિમાં ગુણવંત સ્નેહકિરણ
તે માનવજાતિનું કલ્યાણકેન્દ્ર સામ્રાજ્ય.

હેગ કૉન્ફરન્સે આ મહાગુજરાતી કવિના ઉઘાડેલા આન્તરરાષ્ટ્રીય ચક્ષુને માનવીના રાજકીય ભાવીમાં આશ્વાસન નિહાળવા પ્રેર્યો હતો. આવી રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય વિશાળતા ન્હાનાલાલમાં ગુજરાતે આટલી વહેલી ભાળી એ ગુજરાતી જીવનની વિશિષ્ટતા જ કહેવાય.

આર્થિક વ્યવસ્થા ફેરવી કે તોડીફોડી રાષ્ટ્રીયતાની સીમાઓ ભૂંસી નાંખી માનવ જાતને એક બનાવવાની હાકલ કરતો સમાજવાદ કે સામ્યવાદ હિંદમાં તે વખતે લગભગ અજાણ્યો જ હતો. રાજકીય અને સાંસ્કારિક આંતરરાષ્ટ્રીયતાનું દર્શન એ વખતે તો જરૂર વિસ્મય ઉપજાવે એટલું વહેલું કહેવાય. આંતરરાષ્ટ્રીય ભાવ વિકસાવવામાં આમ ન્હાનાલાલે ગુજરાતને પાછળ રહેવા દીધું નથી. ગાંધીયુગની યે બહુ પહેલાંના આ જગતઐક્ય–સંસ્કારઐક્યનાં દર્શને–અને આંતરરાષ્ટ્રીય જીવન સાથે રાષ્ટ્રીય જીવનનો અભેદ સમજનાર સમજાવનાર કવિ ખરેખર એક દ્રષ્ટા ( seer ) જ કહી શકાય. બ્રિટને એ કહ્યું નથી કર્યું; ન્હાનાલાલના ઉચ્ચારણને એક દસકો થયો એટલામાં તો જર્મન યુદ્ધ જાગ્યું. એ યુદ્ધના હુતાશની ચીનગારીઓ જર્મન યુદ્ધ બંધ પડયે પણ ચમકતી જ રહી અને નાનામોટા ભડકા કરવા–કરાવવામાં અગ્રણી રાજ્યોએ મુત્સદ્દીગીરી માની. પારકી વસ્તુ પડાવી લેવી અને પડાવી લેવામાં ન્યાય અને પરોપકારનું આવરણ રચવું એને વર્તમાન પશ્ચિમ મુત્સદ્દીગીરી કહે છે. એ મુત્સદ્દીગીરીના નિષ્ણાત દાવપેચ એસલી રાજ્યનીતિએ બે દાયકામાં તો પાછો યુદ્ધ જ્વાલામુખી ફાટી નીકળતો જોયો. માનવજાતિના કલ્યાણની ખાલી વાતો નહિ પણ સાચું કલ્યાણ સાધવાની તૈયારીમાં જ સામ્રાજ્યરચના રચાય. કલ્યાણકેન્દ્ર મટતાં એકેએક સામ્રાજ્ય કાગળના કિલ્લા સરખું બની જાય છે એમ ઇતિહાસ તો પુરાવા આપી જ રહ્યો છે.

આપણે તો એ પ્રશ્નમાંથી એટલું જ જોવાનું છે કે ન્હાનાલાલે એ સમયના પ્રવાહને પોતાનો બનાવી કોઈ પણ ભાષાને શોભે એવાં રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય વિચારો અને ભાવનાઓ વ્યક્ત કર્યાં છે. જગત આજ છે એટલું પાસે ચાલીસ વર્ષ ઉપર તો ન હતું, છતાં ભાવી નિકટતા પરખી સંસ્કારસમન્વયની કવિતા રચી ન્હાનાલાલે નિદાન ગુજરાતમાં તો ગાંધીજીને શક્ય બનાવ્યા છે. ન્હાનાલાલની કવિતાસમૃદ્ધિ અને ગાંધીજીની તપ કે સંસ્કારસમૃદ્ધિ વચ્ચેનો સંબંધ નિહાળવાનું કાર્ય ખરેખર રસપ્રદ થઈ પડે એમ છે. ન્હાનાલાલ, મુનશી અને ગાંધીયુગનો વિકાસક્રમ સાચે જ ઐતિહાસિક છે, પછી ભલે એ ત્રણે વ્યક્તિઓ પરસ્પરથી વિમુખ રહેવા મથતી હોય.

## પૃથ્વી ઉપર

: અનુષ્ટુપ :

પૃથ્વી ઉપર સર્વેએ કલ્પનાસિદ્ધિઓ ફળે :
સ્વર્ગ, વૈકુંઠ, ગોલોક, બ્રહ્મલોક અને ઘણા
બીજા એવા ન દીઠેલા લોક જ્યાં શોક ના મળે,
બધાએ અહીંઆં પૃથ્વી–હૃદયે જ સુહામણા. ૪

ઉષ્માવિહીન શૂન્યોમાં જવાની છે જરૂર શી ?
નિરાલંબ દશામાં ત્યાં ત્રિશંકુ કોણ રે થશે ?
અહીંઆં શી મણાઓ છે ? પડદો માત્ર જો ખસી
જાય તો દૃષ્ટિની સામે ચમત્કારો જ શોભશે. ૮

પૃથ્વીના પિંડમાં ભગ્ન બ્રહ્માંડો સૌ સમાયલાં,
તારા, ચંદ્રો અને સૂર્યો ઝગે અંતઃપ્રદેશમાં;
ધખતા રણની નીચે ઝૂલે નંદન દોહલાં,
સુધાના સિંધુઓ સૂતા ક્ષાર સાગરવેશમાં. ૧૨

દુઃખ–આનંદનાં ઓથાં, સુખનાં સમણાં અહીં,
દ્વેષની તીવ્રતા મધ્યે પ્રેમની રેખ રાજતી;
મૃત્યુના દંડ–આઘાતે મનુની મર્ત્યતામહીં,
અમર્ત્ય આત્મની શક્તિ જાગીને પડકારતી. ૧૬

પૃથ્વીની ધૂળ કેં વ્હાલી દેવોના પણ દેવને,
તેથી અગમ્ય ધામેથી સ્વયં નીચે પધારતા:

દેવો ય પૂર્ણતા પામે પૃથ્વીના જ નિષેવને;
જન્મના પાશ મુક્તિના મહિમાને વધારતા.
ધરાની સ્તબ્ધતામાં જે મંત્ર ચૈતન્યના ધ્વને,
તેહના પડછંદા હું મારા અંતરમાં વહું:
ગાને ખોળે સમર્પીને દેહ પ્રાણાદિ સર્વને,
પ્રેમના મૂક એ હૈયે ચિરંજીવ બની રહું!

પૂજાલાલ

## હવે કહીશ ના મને[1]

કહીશ નહીં તું મને અધિક ગાન આવાં સખિ!
ભલે શરદરાત્રિ ને નિકટમાં સિતારી પડી.
બધી જ અનુકૂળતા તદપિ આજ વૃત્તિ નથી,
અને પ્રથમનો સખિ! ઉમળકો નથી તે નથી.
હવે વધુ અગત્યની ફરજ જો અદા ના કરું,
જશે હૃદયમાં રહી વિષમ શલ્ય: એથી ડરું.
સખિ! શ્વસન રોધતાં, ગદ્ગદ કર્મમાં ઝુકતાં,
મને સમય–શબ્દ–સૂર તણું ભાન ના કૈં રહ્યું.
હવે શરદરાત્રિની મધુરતા નથી સ્પર્શતી,
ન જો સફલતા દિસે શુચિ અખંડ કર્તવ્યની.
ખરી જીવનસિદ્ધિ ના કવનસિદ્ધિમાં; કિન્તુ એ
પ્રમાણિક અખંડ કર્મરત સાધનાને વિષે.
સખિ! જીવનસિદ્ધિને સમય, શબ્દ જો સ્ફુરશે,
તને પ્રિય નિરામયી કવનમાધુરી સાધશે.

પારાશર્ય

૧. 'સદ્ગા' નામક અપ્રકટ કાવ્યગ્રંથમાંથી.

## તો ય તેમાં તને શું ?

મધુ નયન તમારાં તો ય તેમાં મને શું !
પુલકિત કુસુમો શાં આત્ર, તો યે મને શું !
રજનિ સમ ઉદાસી ચન્દ્ર શા સ્હેજ ફિક્કા
અધર પર સુધાનાં હોય બિન્દુ, છતાં શું !

ચપલગતિ તમારી મન્દ વા પાદચારો,
અજબ અવયવોની રમ્ય રેખા હજારો—
—થકી અનુપમ વ્હેતાં મુગ્ધ સૌન્દર્ય આવું
ભુવન કદિ તમારું જાય છલ્કી, છતાં શું !

વચન મૃદુ તમારાં ક્યાંયથી ઉદ્‌ભવે છે,
શબ્દઝરણુ મીઠાં અંતરે ઘૂઘવે છે.
સહજ વદનમાં છો વિશ્વ સંતૃપ્ત થાતું;
સહુ સ-રસ તમારું, મારે તે છતાં શું !

તવ નયનમધુને ચાખનારા હજારો,
તવ પુલકિત અંગો સેવનારા હજારો,
રજની મહીં ઉદાસી ચન્દ્ર શા સ્હેજ ફિક્કા,
તવ અધર અધીરા ચૂમવાને હજારો.

ચપલ ગતિ તમારી મન્દ વા પાદચારો,
હૃદય પર ધરીને રાચનારા હજારો.
તવ વચન-સુધાને વેદનાઓ ગણીને
જીવન નિજ જલાવી નાખનારા હજારો.

મુજ હૃદય ચહે છે, તો ય તેમાં તને શું !
સ્મરણ મુજ દહે છે, તો ય તેમાં તને શું !
ઊણપ મુજ ગણું વા, વા ગણું દોષ તારો,
પણ સમજ પડે હા ! શુષ્ક સંસાર મારો.

પ્રબોધ

## જય જય હે ભારતમાત!

જય જય હે ભારતમાત!
તું નંદનવન સાક્ષાત
જય જય હે ભારતમાત!
હે દેવશોમ તવ ધન્ય રત્નપથી કૈંક ઉછર્યો વીર:
કૈં ધર્મનાયકો, તત્ત્વચિંતકો, કૈંક થયા રણધીર–
તું જ વીરપ્રસવિની જાતઃ
જય જય હે ભારતમાત!

ઉત્તરે ઊભો ગિરિરાજ,
દક્ષિણે લક્ષ્મીનો તાત
ને પૂર્વ–પશ્ચિમે કરંત રક્ષા અભેદ્ય ઊંચા ઘાટ
ને તીર પ્રાન્ત પર અટ્ટ તરંગે સાગરનો ઘૂઘવાટ
કરે અરિ ઉરમાં થથરાટ:
જય જય હે ભારતમાત!

એ હસ્તિનાપુરનાં શૌર્ય,
એ કાર્તવીર્ય ને મૌર્ય:
એ વીર પ્રજાના સુપુત્ર તનયો પ્રબુદ્ધ થાતાં, માત!
નિજ ભુજપ્રતાપથી સ્વતંત્ર થાતાં લાગે નહિ ક્ષણમાત્ર:
થઈ ઉષા વીતી ગઈ રાત:
જય જય હે ભારતમાત!

નિરંજન શાસ્ત્રી

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

કેટલાક જજ; અને

# ગોવર્ધનરામ,

## સર લ. શાહ વગેરે

[ 'સંસ્મરણો' લેખાંક છઠ્ઠો : ગયા અંકથી ચાલુ ]

ગુજરાતી અને દક્ષણી વકીલ એટલે હિંદુઓ જ એપેલેટ સાઈડના 'બાર'નો કબજો લઈ બેઠા હતા. પરંતુ એ પરત્વે એક અપવાદ હતો. મિ. માણેકશાહ જહાંગીરશાહ તાલેયારખાને ધંધો શરૂ કરેલો સ્મોલકોઝ કોર્ટમાં અને ત્યાં સારું કમાએલા. એમને મરાઠી બહુ સારું આવડતું. મોડીલિપિ સારી રીતે વાંચી શકતા. એટલે એપેલેટ સાઈડ પરતું કામ લેવા માંડ્યું. હસમુખા, સૌજન્યશીલ, ફેશનેબલ કપડાં પહેરનાર અને પારસી કોમનો ચંચળતા એટલે બહુ ફાવ્યા. તે એટલે સુધી કે જસ્ટિસ રાનડેની પછી હાઈકોર્ટ બેંચ પર એમને મૂકવાનું નક્કી થઈ ગયું હતું, પણ વિલાયત ગએલા ત્યાં અકસ્માતથી ગુજરી ગયા એટલે પછી સર નારાયણ ચંદાવરકરને પસંદ કરવામાં આવ્યા. મિ. માણેકશાના જમાઈ મિ. હોરમસદિયાર કોયાજી એમની જોડે જ કામ કરતા. તેઓ બે વખત હાઈકોર્ટની બેંચ પર બિરાજ્યા છે. તેમના પુત્ર નેરીઓસંગ આજે હાઈકોર્ટમાં જજ છે. મિ. હોરમઝદિયારે પણ પ્રેક્ટિસ સ્મોલકોઝ કોર્ટમાં શરૂ કરેલી. ત્યાર બાદ એડનમાં કામ કરી આવેલા. એમના એક સમા મિ. કોયાજી પણ પ્રેક્ટિસ કરવા આવેલા. મિ. હોરમઝદિયાર રાજકોટના કુંવરજી કોયાજીના કુટુંબી, એટલે સૌજન્યની મૂર્તિ હતા.

રતનજી રણછોડજી દેસાઈ, સુરત તરફના અનાવલા બ્રાહ્મણ દક્ષણી-

ઓમાં બહુ ભળી ગયા હતા તે એટલે સુધી કે એમની સંખ્યાબંધ અપીલો દક્ષણમાંથી આવતી. સર મહાદેવ ચૌબલના ઘાડા મિત્ર હતા.

સર ગોકુળદાસ, સરચિમનલાલ સેતલવાડ, વગેરેને બહારગામનું રોકાણ હોય ત્યારે પોતાની 'બ્રીફ' તેઓ અમને જુનીઅરો( નવાઓ )ને આપી જતા. ગોકળદાસ પારેખે પોતે લીધેલી ફીની રકમમાંથી અમને જૂજ રકમ આપતા, પરંતુ સર ચિમનલાલ એમનાથી જુદી રીતે ચાલતા: પોતે લીધેલી આખી રકમ આપી દેતા. માજુભાઈ, હું તથા મિ. હોરમઝદિયાર કોયાજી, એ પ્રમાણે તેમના વતી કામ કરતા. ગુજરાતના ખેડૂતો સંબંધી ઘુમરીખ કમિટી પાસે ખેડૂતો તરફથી કેસ ચલાવવા પોતે(ગોકુળદાસ) અંકલેશ્વર તથા ભરૂચ લાંબો વખત—મુંબઈની બહાર—રોકાએલા અને તે વખતે તેમનું હાઈકોર્ટનું બધું જ કામ અમે સંભાળી લીધેલું. અમે ધારતા હતા કે તેનો કાંઈક બદલો અમને મળશે; પણ મળ્યો નહિ: કારણ એવું બતાવવામાં આવ્યું કે પોતે પ્રજાકીય કામે બહાર ગામ ગયા હતા, ને તે પણ પોતાને ખરચે, એટલે અમારે પણ એમનું કામ વગર મહેનતાણે સંભાળવું. છતાં જે જૂજ ફુરસદ મળતી તેમાં પોતે ફી લઈ બહાર ગામનાં કામ ચલાવી શકતા.

દસ વરસની પ્રેક્ટિસ બાદ એક વરસ કાંઈ પણ કામ ન કરે તેવા વકીલને ઓરિજિનલ સાઈડ પર એડવોકેટ તરીકે ધંધો કરવાની રજા આપવાનો હાઇકોર્ટના જજોને અધિકાર હતો. એ નિયમનો લાભ લઈ સર ચિમનલાલે ધંધો બંધ કર્યો અને હાઇકોર્ટમાં ન્યાયમૂર્તિના નાના ભાઈ હરિદાસના મોટા પુત્ર મિ. જમીએતરામ જેઓ એડવોકેટ હતા તેમની ચેંબરમાં બેસવા માંડયું અને મુદત પૂરી થતાં એડવોકેટ તરીકે તે સાઇડ પર ગયા. ધીમે ધીમે ગોરધનભાઈની (ગોવર્ધનરામ મા. ત્રિપાઠી) બાહોશી તથાવકીલ તરીકેની ખ્યાતિ વધારે પ્રસરતી જતી હોવાથી તેમ જ સર ચિમનલાલ પેલી સાઇડ પર જતાં એમના 'અસીલો છૂટા થવાથી, ગોરધનભાઈથી કામને પહોંચી શકાતું ન હતું. તેઓ પોતાના કેસના કામજો બહુ બારીકીથી એકલાથી પોતાના વાંચતા, જજો પાસે દલીલ કરતા, નીડરપણે અને ચીવટથી પોતાનો કેસ રજૂ કરતા. જજનાં વિરુદ્ધ વલણ યા વિરોધી ટીકાથીનાસીપાસ થઈ જતા યા દબાઈ જતા નહિ, એટલે એમના કેસ પણ લાંબા ચાલતા.

આને લીધે પણ બધાં કામને બધી રીતે પહોંચી શકાતું નહિ. અપીલના કામળો વાંચવા, તેમાંથી યોગ્ય કારણો અપીલ કરવા જેવાં યા સામા પક્ષ તરફથી પોતે હોય તો નીચલી કોર્ટના ઠરાવને કાયમ રખાવવા જેવાં કારણો નોંધવાં, કાયદાના પોઇન્ટ પર કોઈ અભિપ્રાય માગે તો તે પોઇન્ટ વિચારવો, દેશી રાજ્યનાં કામ આવે તો તેમના તરફથી સરકારમાં મોકલવા 'મેમોરિયલ' ઘડવાં, એવી અનેક પ્રવૃત્તિઓને પહોંચી વળવા માટે એમને પૂરતો સમય ન હતો. કચ્છ મોરબી સરહદ માટે બેઠેલી કમિટી પાસે એમને ઘણો વખત મુંબઈની બહાર રહી કામ ચલાવવું પડેલું. મુંબઈનો વકીલ મુંબઈની બહાર લાંબો વખત રહે તો તેનો ધક્કો તેના મુંબઈના કામને લાગે છે. કારણ પોતાની અપીલ સુનાવણી પર આવે ત્યારે પક્ષકાર પોતાનો વકીલ મુંબઈમાં જ હોય એવું સમજી તેને કામ સોંપે છે. લાંબો વખત મુંબઈની બહાર રહેતો હોય તો તે કામ બીજા વકીલને સોંપે છે.

## ગોવર્ધનરામના મદદનીશ તરીકે

વસ્તુસ્થિતિ આવી હોવાથી ગોવર્ધનભાઈને મદદનીશની જરૂર લાગી. મારી જોડે એમને ભાવનગરની પિછાન હોવાથી એમણે મને પોતાને મદદ કરવા માટે જણાવ્યું. મેં હા કહી અને ત્યાર બાદ પોતે ધંધો છોડી નિવૃત્ત થયા ત્યાં સુધી રોજ સવારે એમને ત્યાં કલાક બે કલાક જાણી, જે 'ડેસ્ક વર્ક' બતાવતા તે કરતો, અને કોર્ટમાં જે કેસ ચલાવવા સૂચવે તે હું ચલાવતો. મારું પોતાનું જે કામ આવે તે લેવા મને છૂટ હતી. બીજા વકીલો પોતાનાં કામ મને "ટ્રાન્સફર" કરે અને પોતે તેમાં સામા પક્ષના વકીલ ન હોય તો તે કામ લેવા પણ છૂટ હતી.

## વિવિધ સ્વભાવના ન્યાયાધીશો

જેટલો વખત એટલે જે બાર વરસ (૧૮૯૩–૧૯૦૫) મેં વકીલાત કરી તેટલા વખતના જજો કોઈ ઘણા હુશીઆર, કોઈ આળસુ, કોઈ તેજ, કોઈ મંદ, કોઈ ઉતાવળીઆ તો કોઈ ઠંડા, એમ મનુષ્યસ્વભાવની ભિન્ન ભિન્ન દિશાઓનું દર્શન કરાવતા. સાર્જન્ટ ફેરન, લોરેન્સ જેન્કીન્સ જેવા ચીફ જસ્ટીસ, મુંબઈ હાઈકોર્ટમાં નામ મૂકી ગયા છે. મારો પહેલો કેસ

મેં સર ચાર્લ્સ સાર્જન્ટને જસ્ટીસ બેલી પાસે ચલાવેલો. રાનડે, પાર્સન્સ, ફુલ્ટન, બેટી, બીમન, કેન્ડી, ચંદાવરકર, જાર્ડિન વગેરે જજોના ગુણદોષ વિસ્તારથી જણાવવાની આ જગા નથી. બાકી મિ. જસ્ટિસ રાનડે દેખાવે બિલકુલ આકર્ષક ન હતા. સરકાર એક વખત તેમને રાજદ્રોહી ગણતી હતી અને તેથી તેમને પૂનામાં નાની જગાએ જ ઘણો વખત રહેવા દીધેલા. હાઇકોર્ટના બેંચને લાયક હોવા છતાં ત્યાં મૂકેલા નહિ એક આંખમાંથી પાણી નીકળતું જ હોય, પોતે ખમીસ પહેરતા નહિ–પહેરણ પહેરતા, તેની બાંય કોટની બાંયની બહાર નીકળી આવેલી હોય તેના વડે પાણી લૂછી નાખતા. કદાવર, ઊંચા, માથું મોટું, કપાળ વિશાળ, બોલવે ધીમા અને બહુ જ નમ્ર: દલીલ પણ ધીરજથી સાંભળતા. પોતાના ચેંબરમાં અપીલો દાખલ કરવા બેસે ત્યારે મરાઠીમાં કામ ચાલે: ચલુન ઘા : ઠોવુન ઘા. સમાજ–સુધારાના મહાન યોદ્ધા ગોકળદાસભાઈ પણ એ જ પંથના એટલે તેમની જોડે એમને બંગલે હું મળવા જતો, ત્યારે પણ એ જ સાદાઈ. હીંચકે બેઠા હોય, શિરસ્તેદાર જુબાનીના કાગળો, દસ્તાવેજો વગેરે વાંચતો હોય ને પોતે હસીહસીને વાત કરતા હોય. પોશાકમાં એટલા સાદા હતા અને દેખાવે તેટલા બિનધામધૂમિયા હતા કે પોતે એક વખત પોતાના પેડર રોડના બંગલા પર હમેશના રિવાજ મુજબ સવારે ફરીને જતા હતા ત્યારે તેમને કોઈ મામૂલી માણસ સમજી એક હેલપાટીવાળાએ એમને પોતાની પાટી ચઢાવવામાં મદદ કરવા માટે કહ્યું. પોતે તેને માથે વિના સંકોચે પાટી ચઢાવી આપી. બેંચ પર એમની જોડે બેસનારા જસ્ટિસ પાર્સન્સ એટલા જ ઉતાવળિયા હતા. સૂરતના એક પ્રખ્યાત નવાબજાદા પર સરકારી અમલદારને લાંચ આપવાની કોશિશ કરવાનો આરોપ હતો. માજીસ્ટ્રેટે તેમના પર ગુનો સાબિત ગણ્યો હતો. તે ઠરાવ વિરુદ્ધ અપીલ મિ. બદુદીન તૈયબજી પાર્સન્સ તથા રાનડેની બેંચ પાસે ચલાવતા હતા. વખત બચાવવા પાર્સન્સસાહેબ ઘેરથી કેસના કાગળો વાંચી લાવતા હતા કે જેથી વકીલને કેસની હકીકતમાં ઊતરતાં પોતે રોકે ને કામ ટૂંકામાં પતી જાય. બદુદીને હકીકત કહી રેકર્ડ પરની જુબાનીઓ વાંચવા માંડી. મિ. પાર્સન્સ કહે કે મિ. બદુદીન એ જુબાની અમે વાંચી છે. બદુદીને જવાબ આપ્યો, "હા, નામદાર." એમ કહી કંઠે પેટ આગળ વાંચવા માંડ્યું મિ.

પાર્સન્સ કહે કે અમે જુબાનીઓ વાંચી છે, તમારે તેના પર જે ટીકા કરવી હોય તે કરો. મી. બદુદીન કહે. હા, નામદાર, પણ તમે તે તમારા દષ્ટિબિંદુથી વાંચી છે. હું મારા અસીલનાં દષ્ટિબિંદુથી વાંચીશ ને પછી તેના પર ટીકા ને દલીલ કરીશ. મિ. પાર્સન્સ પછી ચૂપ બેઠા. અપીલ બે દહાડા ચાલી અને મિ. બદુદીનનો અસીલ છૂટી ગયો. મી. પાર્સન્સ ઉતાવળીઆ હતા પણ ન્યાયી હતા, એટલે મિ. બદુદીનનું દષ્ટિબિંદુ સ્વીકારી અપીલ મંજૂર રાખી.

સિવિલ સર્વિસમાંથી આવેલા જજોને ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓ આવડતી હોવાનું ધારી લેવામાં આવતું. જસ્ટિસ કેન્ડીને મરાઠી સારું આવડતું. કેન્ડીનો મરાઠી કોશ જાણીતો છે. તે એમના કુટુંબીએ લખેલો. ગુજરાતી પણ ઠીક આવડતું. જસ્ટિસ બેચલરને પણ ગુજરાતી સારું આવડતું.

મારી પ્રેક્ટિસનો મોટો ભાગ ચીફ જસ્ટિસ જેન્કીન્સ આમળ વીતાડેલો. તે વખતે નવાઓમાં ભાજુભાઈ, હું અને લલ્લુભાઈ શાહ મુખ્યત્વે ગુજરાતની અપીલો ચલાવતા. એક વખત મારી એક અપીલ ચલાવવાની આવી કે જેમાં સ્થાવર મિલકત ગીરો રાખનાર તે મિલકત પર પ્રવેશ કરે તો તે ગેરકાયદેસરનો પ્રવેશ કરનાર (trespasser) ગણાય એવી દલીલ કરવી પડી. મારા લાભનો એક મદ્રાસ હાઈકોર્ટનો ઠરાવ હતો. તે ઠરાવ ખોટો હતો એમ મુંબઈ હાઈકોર્ટે મારી અપીલમાં ઠેરવી મને હરાવ્યો પણ મારી દલીલ સાંભળતાં જેન્કીન્સસાહેબે મને તાનો માર્યો કે, Surely, Mr. Jhaveri, you must credit us with possessing of commonsense ". મતલબ કે આવી બેહૂદી દલીલ કરતી વખત અમારામાં પણ સાધારણ બુદ્ધિ છે, એ તમારા ખ્યાલ બહાર રહેવું ન જોઈએ.

### મુંબઈમાં પ્લેગ : અંગ્રેજીનો અભ્યાસ

મેં પ્રેક્ટિસ શરૂ કર્યા બાદ ટૂંક વખતમાં મુંબઈમાં બ્યુબોનિક પ્લેગ ફાટી નીકળ્યો. લોકો ગભરાઈ જાય અને panic વર્તે એ ખ્યાલથી હાઈકોર્ટ અને સરકારી ઑફિસો બંધ તો ન કરી પણ કામકાજનો વખત

ફેરવ્યો. જૂના વકીલોને આ કારણથી મુંબઈમાં રહ્યા વગર છૂટકો નહોતો. ગોકળદાસભાઈ ચોપાટી પર ગયા. ગોવર્ધનરામ વસઈ રહેવા ગયા. રોજ સવારે ટ્રેનમાં આવતા ને પાછા જતા. હું તો ભરૂચ ચાલ્યો ગયો, ને પ્લેગ નરમ પડતાં પાછો આવ્યો. આ વખતે એક બે પુસ્તકો, જેમાં મૂળ બંગાળી લખાણ (text) એક પાના પર ને તેનું અંગ્રેજી ભાષાંતર સામા પાના પર છાપેલાં હતાં, તેના વડે તથા બંગાળી મૂળાક્ષરના એક અક્ષરપર અને Careyના મંગાવી અંગ્રેજી કોશ વડે મેં બંગાળી ભાષાનો અભ્યાસ શરૂ કર્યો. ભાષા ગુજરાતીને ઘણી મળતી આવતી હોવાથી, શીખતાં બહુ વાર લાગી નહિ. પછી અભ્યાસ આગળ વધાર્યો પણ શરૂઆત થઈ મુંબઈને માથે આ આફત આવેલી તેને લીધે. શરૂઆતના પ્લેગના વખતમાં દાક્તરોને રસી મૂકતાં પણ આવડતી નહિ. મને એક દાક્તરે રસી મૂકી તે જગાએ ખૂબ સોજો આવી ગયો: તાવ આવ્યો ને હું બહુ હેરાન થયો. મુંબઈ રહેવું હતું એટલે રસી મુકાવ્યા વગર છૂટકો નહિ.

પ્લીડર્સ એસોસિએશન ઓફ વેસ્ટર્ન ઇંડીઆ નામનું વકીલોનું મંડળ છે, તેના સેક્રેટરી સર મહાદેવ ચૌભળ હતા અને પહેલો આસિસ્ટંટ સેક્રેટરી હું હતો. મારા વખતમાં બે સુધારા કરવામાં આવ્યા. વકીલોને પોતાના કાગળો, કોર્ટમાં પહેરવાનાં કપડાં, વગેરે રાખવા માટે કશી સગવડ ન હતી. વકીલના રૂમ માટે ફર્નિચરમાં હાઈકોર્ટે એક લાંબું ૨૫–૩૦ માણસ બેસી શકે એવું ટેબલ અને થોડીએક હાથાવાળી ખુરશીઓ આપી હતી. આરામ ખુરશીઓ વકીલોએ વસાવેલી. કાગળો વગેરે મૂકવા માટે ખાનાં ( locker ) સાથનાં મોટાં બે કબાટ તૈયાર કરાવી એ રૂમમાં મૂકવામાં આવ્યાં, અને દર વરસે ગરમીની રજા માટે છૂટા પડતાં પહેલાં, ચા, ચેવડો વગેરેની પાર્ટી આપવાની શરૂઆત પણ મારા જ વખતમાં થઈ.

## ચાલીસેક વરસના સાથીઓ

સ્વ. નરભેરામ મંછારામ પકવાસા સોલિસિટર જેઓ ઠેપચજી- ના ભાગીઆ હતા તેમને ભાજુભાઈ તથા મનુભાઈ જોડે ઘણો સ્નેહ હતો. ભાજુભાઈને ત્યાં ધીરજલાલ વકીલના માળામાં રહીને જ એઓ LL. B.-

નો અભ્યાસ કરતા. સ્વ. ઠાકોરદાસ[1] આત્મારામના (તે સર પરશોત્તમદાસના પિતા) અને સ્વ. વ્રજભૂષણદાસ આત્મારામના ભાઈના તેઓ જમાઈ થતા હતા. હાલના મુંબઈની લેજીસ્લેટીવ કાઉન્સીલના પ્રમુખ ઑનરેબલ મિ. મંગળદાસ પકવાસાના વડીલ ભાઈ થતા હતા. મારી ન્યાતના એટલે મોઢ વાણીઆ હતા. તેમની જોડે માણુભાઈ, મનુભાઈ મારફતે મારે મૈત્રી થઈ અને તે એવી ગાઢ મૈત્રી થઈ કે તેમના અવસાન સુધી એક દહાડો એવો ન જતો કે હું તેમને મળ્યા વગર રહું. ગમે ત્યાં હોઉં ત્યાંથી સાંજરે ૫-૩૦—૬ ના અરસામાં તેમની ઑફિસમાં જાઉં, ત્યાંથી હું, માણુભાઈ ને પકવાસા ત્રણે જણા ચાલતા ચર્ચગેટ મરીન લાઈન્સને રસ્તે ઘેર જતા. રજાને દહાડે પણ સાથે. આ અમારી સાંજના પગે ચાલીને ને તે પણ એક જ રસ્તે જવાની ટેવ એટલી જાણીતી થઈ ગઈ હતી કે કોઈને પણ અમારામાંથી એકને મળવું હોય તો તે એ અરસામાં ચર્ચગેટ સ્ટેશને આવી ઊભો રહેતો અને અમારો જરૂર મેળાપ થતો. સાથે સાથે લલ્લુભાઈ શાહ ઘણી વખતે હોય. આ પ્રમાણે અચૂક અમે ચાલીસેક વરસ સાથે ફર્યા. માણુભાઈ ઈ. સ. ૧૯૧૫માં ગુજરી ગયા. તે પહેલાં મુંબઈની બહાર પરામાં રહેવા ગએલા પણ બની શકે તો સાથે ફરતા ખરા. અમારા ત્રણેમાંથી માણુભાઈ જતાં અમે બે રહ્યા તો પણ રોજ સાંજે ચાલતા ખરા. પકવાસા જતાં પછી હું એકલો પડ્યો. સર લલ્લુભાઈ શાહ પણ મારા રીટાયર થતાં પહેલાં જ અવસાન પામ્યા. એટલે હું છેક એકલવાયો પડી ગયો. ચાલવાનું કાયમ રાખ્યું, પણ તેમાં રસ પડતો નહિ./લિજ્જત ચાલી ગઈ.

માણુભાઈને દમનો રોગ લાગુ પડ્યો; એટલે પ્રેકટિસમાંથી ખસી જવું પડ્યું. સાંતાક્રુઝ રહેતા. પછી દાક્તરની સલાહ મુજબ દેવલાલી રહેવા ગયા. પણ તબિયત સુધરી નહિ અને ત્યાં જ ગુજરી ગયા.

મનુભાઈ તો M. A. LL. B. થઈ વડોદરે ગયા હતા એટલે એમનો સહવાસ તૂટ્યો. કોઈ કામપ્રસંગે વડોદરે જવાનું થાય યા લગ્ન જેવા પ્રસંગે એમને સુરત આવવાનું થાય ત્યારે મળતા. પાસેના મિત્રો સંબંધી આવી સ્થિતિ થતાં, છેક મિત્રવિહોણો થઈ ગયો છું, લાંબી જિંદગી ભોગવવાનો એ નતીજો.

---

૧. તે નર્મદના એક સાથી પણ હતા, (જુઓ 'લીલાંસૂકાં પાન'નો ડાંડિયા વિભાગ.)

## યુનિવર્સિટીમાં પરીક્ષક

સર ચિમનલાલને પોતાની પ્રેક્ટિસની શરૂઆતમાં જ એક મોટા કેસમાં વખતોવખત પૂને જવાનું થતું. પોતાના જ્યુનીઅર તરીકે મને તથા મનસુખરામને લઈ જતા. પૂના કૅંપના Old Council Hallના આલીશાન બંગલામાં અમે રહેતા. મરહૂમ રહેતુલ સયાણી પેન અને સયાણીની ધરખમ સોલિસિટરની પેઢીના ભાગીઆ પૂણાની સીઝનમાં પૂણે આવતા. તેઓ યુનિવર્સિટીની સીંડીકેટનાં મેંબર હતા. તેમની જોડે મારું ઓળખાણ કરાવી આપ્યું અને ફારસીમાં પરીક્ષક નીમે એવો આગ્રહ કર્યો. તેમણે તે મુજબ અમલ કર્યો અને હું આશરે બારેક વરસ ફારસીની ઊંચી પરીક્ષાઓમાં પરીક્ષક નિમાતો ગયો. પછી તો એલએલ. બી.માં પણ નિમાતો અને ગુજરાતીમાં પણ નિમાતો હતો. પરંતુ જજનો ઓદ્દો સ્વીકાર્યો બાદ સરકારની મંજૂરી સિવાય એ ફરજ સ્વીકારી શકાતી ન હતી. કોઈક વખત મંજૂરી મળતી: કોઈક વખત નહિ મળતી. હાલ તો સીંડીકેટે ઠરાવ કર્યોછે કે સીંડીકેટના કોઈ સભ્યે પરીક્ષક થવું નહિ કારણ પરીક્ષક નીમનારી સંસ્થા સીંડીકેટ છે, તો તેના સભ્યો પોતે પોતાને જ પરીક્ષક નીમે એ અજુગતું લાગે. આ ધોરણે ગુજરાતીની બી. એ. તથા એમ. એ.ની પરીક્ષા માટે મારી નિમણૂક થતી બંધ થઈ.

## સર ફિરોજશાહ મહેતા

મેં બાર વરસ "એપેલેટ સાઈડ" પર કામ કર્યું તેનાં કાંઈ ખાસ અંગ નથી. સર ફિરોઝશાહ મહેતાની પ્રીતિ સંપાદન કરી શક્યો તે મારા જીવનનું એક વિશિષ્ટ અંગ છે. એમને રજવાડાં તરફનું કામ પુષ્કળ મળતું. તે કામ સંબંધે મેમોરીઅલોનાં ખરડા (draft) બનાવવા પડતા. કેટલીએક વખત તે કામ મને પોતે સોંપતાં અને એમને નેપીઅનસી રોડને બંગલે બોલાવી તે ખરડા સુધારતા. હું પણ અવારનવાર એમને હાઈકોર્ટની અપીલો માટે બારીસ્ટર તરીકે રોકતો. પોતે ઓરિજિનલ સાઈડ પર પ્રેક્ટિસ ન કરતા હોવાથી બુધવાર સિવાયને બીજે ગમે તે દહાડે પણ આવી શકતા; એ અમને એપેલેટ સાઇડના વકીલોને બહુ ફાવતું આવતું હતું. એમને બ્રીફ આપ્યા બાદ એક જ ફિકર રહેતી, ને તે એ કે, જો કોર્ટ બેસતાંની સાથે જ એટલે ૧૧-૩૦ વાગ્યે પહેલી જ અપીલ નોટિસ-બોર્ડ પર મૂકવામાં આવી હોય તો પોતે તે વખતે આવી જશે કે કેમ તે બાબત

અમારો જીવ ઊંચો રહેતો કારણ પોતે સવારે મોડા ઊઠતા અને પછી નાહવા ધોવા તથા કપડાં[1] પહેરવામાં વિશેષ વખત ગાળતા.

### સર લલ્લુભાઈ શાહ

સર લલ્લુભાઈ શાહ, સ્વામીનારાયણ પંથના એક બહુ ચુસ્ત અનુયાયી હતા. શિક્ષાપત્ર સ્વીકારેલી એટલે સત્સંગીની–સાધુની નજરથી જ દુનિયા જોતા. માજુભાઈ વગેરેની જરા સુરતી ફેશનની છૂટી જીભની બોલાચાલીથી સંકોચ અને ક્ષોભ અનુભવતા હતા. માજુભાઈ એમને prudish કહેતા. એમના પિતાશ્રીની ઇચ્છા એમને ડેપ્યુટી કલેક્ટર બનાવવાની હતી પણ એમણે સ્વતંત્ર રહી વકીલાત કરવાનું પસંદ કર્યું અને શરૂઆતથી જ તેમને કામ ઠીક મળવા માંડ્યું. કારણ પીઠબળ બહુ મજબૂત હતું. આખા ગુજરાતમાં ખેડા અને અમદાવાદ જિલ્લાની કોર્ટમાં વિશેષ કામ રહેતું. મુકાબલે સુરત, ગોધરા, પંચમહાલ, ખેડા જિલ્લાઓમાં "એપેલેટ સાઇડ" પર પણ કામનો એટલે કેસોનો મોટો ભરાવો અમદાવાદ તરફનો રહેતો. હવે અમદાવાદમાં ખુદ એમના ભાઈ, મૂળચંદભાઈ પ્રેક્ટિસ કરતા હતા. તે ઉપરથી અમદાવાદના ઘણા વકીલો, જેઓ તેમને અંગત ઓળખાણ એટલે તેઓ મુંબઈનું કામ એમને જ મોકલતા. સર ચિમનલાલનું પણ એમ જ ચટું. સર લલ્લુભાઈ પોતાના કામથી તેઓને બહુ જ સંતોષ આપતા. × × × બેંચ પર બેઠેલા જજો એમની આગ્રહપૂર્વક કરેલી લાંબી દલીલોથી કંટાળશે એનો એમને ખ્યાલ જ રહેતો નહિ. ફલાણી દલીલ નબળી હોય તે તે જતી કરી, બીજી મજબૂત દલીલને આગળ કરી તે દલીલ જ ભારપૂર્વક પેશ કરવી એવું એ સમજેલા જ નહિ. અસીલને અન્યાય ન થાય તે વિચારથી નબળી ને સબળ બંને પ્રકારની દલીલ કોર્ટ સમક્ષ મૂકતા અને ત્યારે જ તેમના અંતઃકરણને સંતોષ થતો કે મેં મારો ધર્મ બજાવ્યો છે. એમના આ આગ્રહ ને ચોખ્ખા મન( Sincerity )ની અસર જજોના મન પર ઘણી થતી.

છેવટ સર બેસિલ સ્કોટ સાહેબે સરકારમાં લખી એમને હાઈકોર્ટ બેંચ માટે લાયક ગણ્યા. એમના એ પ્રમાણિકપણાને અને

૧. એ નેતાનું 'સ્વપ્નદ્રષ્ટા'માંનું શબ્દચિત્ર વાચકને અહીં સ્વાભાવિક રીતે જ યાદ આવશે. સં. માનસી.

ઋજુતાને લીધે એમની નિમણુકનો કાગળ confidential હતો, એટલે અમે એમના ગાઢ મિત્રોએ બહારથી સાંભળેલા એ ખુશખબર confirm કરવાનું કહેતા તો એઓ જવાબ જ ન આપતા. તે એટલે સુધી કે જ્યારે એમને બેંચ પર પોતાની જગ્યા લેવાનો મુકરર દિવસ આવ્યો તે દિવસે ઘેરથી કોર્ટમાં જતી વખત એમણે એ હકીકત બહાર પાડી. પોતે એલએલ. બી.ના પરીક્ષક નિમાતા તે વખતે પણ જો કોઇ, કોઇ ઉમેદવારનું પરિણામ પૂછે તો કહે જ નહિ. જવાબપત્રો ત્રીજોરીમાં મૂકી પછી કોર્ટમાં જતા.

## ગો. મા. ત્રિ. કેમ લખતા ?

ગોવર્ધનભાઈ પોતાનો ધંધો કરતા અને સાથે સાથે "સરસ્વતીચંદ્ર" કેમ લખતા તે પણ જાણવા જેવું છે. ભૂલેશ્વરના લત્તામાંની ગોકુળદાસ તેજપાળ હાઇસ્કૂલની બાજુમાં તથા પાછળ આવેલી મલ્હારરાવ વાડી એટલે મુંબઇનો એક ગીચ સાંકડો રસ્તો, જાહેર રસ્તાથી દૂર; એમનો માળો ગલીમાં ઉલ્લો ખરો, પણ બાકુતોથી ખદખદતો. એમનો માળ ત્રીજો એટલે ઊંચો ખરો. આ તેનો ઑફિસ રૂમ જ્યાં તે લખતા તે તદ્દન uninspiring, drab. ત્યાં બેઠા બેઠા આકાશ પણ ન દેખાતું તો બીજું સૃષ્ટિસૌંદર્ય તો ક્યાંથી જ નજરે પડે ? અસીલોની આવજાવ પણ રહે છતાં એમનું એટલું ભારે અને કલ્પનાશક્તિ એટલી કેળવાએલી કે આવા વાતાવરણમાં પણ એમની કલમ વડે "સરસ્વતીચંદ્ર"ની સૃષ્ટિ સર્જતા જાય. લખતા જાય, ફેરતા જાય, વળી લખતા જાય, વળી વાંચતા જાય, વળી મારા જેવાને સંભળાવતા જાય.

'સ્નેહમુદ્રા'ના કાવ્યો ત્રીજા પારસીવાડામાં આવેલી વિલસન હાઇસ્કૂલ સામેના મકાનમાં એ રીતે એમના જમાઇ બળવંતરાય જેમનો કંઠ સારો હતો તેમની પાસે ગવડાવે અને પછી જે સુધારોવધારો કરવો હોય તે કરે. પ્લીડર્સ રૂમમાં જો કે બીજા ઘણાઓ પોતાનું ખાનગી કામ એવા ઘોંઘાટવાળા રૂમમાં કરતા, પણ ગોવર્ધનભાઈ ત્યાં ગપ્પાં મારી, હસી-હસાવી relax જ થતા.*

---

* આ લેખમાં, પૃ. ૨૪૫મે જ્યાં ત્રણ ચોકડી કરી છે, ત્યાં ખૂટતા બે-ત્રણ શબ્દ આકસ્માતથી છપાયાં હોઇ, એ માટે દિલગીર છીએ.-સં. માનસી.

डॉ. भद्रसुख कल्याणराय वैद्य

# આવતી કાલના ઉદ્યોગો

આવતી કાલના ઉદ્યોગો ! આજના વાર્તાલાપના[1] અર્થમાં ઉદ્યોગ એટલે કાચા કુદરતી માલમાંથી ચાલુ વપરાશની નાની કે મોટી વસ્તુઓ બનાવવાનો હુન્નર. દાખલા તરીકે રૂમાંથી કાપડ, કાચા લોખંડના પથ્થરમાંથી લોખંડ અને પોલાદની આધુનિક યુગમાં મહત્ત્વની એવી ચીજો—આગબોટો, વિમાનો ને રેલ્વે, એન્જિનો પાઈપો અને પુલો, મોટા પાયા પરના ઉદ્યોગોમાં અનિવાર્ય એવાં નાજુક અને રાક્ષસી યંત્રો, એ સર્વ વસ્તુઓને સર્જવી એ મોટા ઉદ્યોગોનું કામ. આવા ઉદ્યોગો આપણા દેશમાં કેટલા અને કેવા છે? ભૂતકાળમાં શું પરિસ્થિતિ હતી અને ભવિષ્યનો પંથ કેવો છે? આ પ્રશ્નો અહીં ટૂંકામાં વિચારીશું.

અત્યાર પહેલાનાં થોડાં વર્ષો સુધી તો આપણા મગજ ઉપર એમ જ ઠસાવવામાં આવતું કે હિંદ તો માત્ર ખેતીને લાયક દેશ છે; તેમાં બીજા ઉદ્યોગો સંભવી શકે નહિ, કારણ ઉદ્યોગવિકાસને અર્થે જોઈતાં સાધનો અને શક્તિ આપણી પાસે નથી. આનો અર્થ એટલો જ કે વાનરજાતિમાંથી અવતરેલો મનુષ્ય જંગલી અવસ્થા વટાવી, જમીનમાંથી અનાજ ઉગાડતાં શીખ્યો તે હજારો વર્ષ પહેલાંની જેવી હતી તેવી સંસ્કૃતિમાં જ આપણે હજી રહેવું અને અન્ય પ્રજાઓ આપણા આધુનિક

1. તા. ૧૬-૪-૧૯૪૫નું (મુંબઈ-મથકેથી થયેલું) રેડિયો-સંભાષણ; ઑ. ઈ. રેડિયોના સૌજન્યથી.

જીવનમાં જરૂરની જે જે વસ્તુઓ પૂરી પાડે તેનો ઉપયોગ અને ઉપભોગ કૃતજ્ઞતાપૂર્વક કરવો.

બેસુમાર કહેવા જેટલી કિંમતનો કાચો માલ—રૂ, ચામડાં, બીયાં, ધાતુ, પથ્થરો વગેરે—અહીંથી પરદેશ જાય છે અને ત્યાંના જાણે જાદુઈ વાતાવરણમાં પલટો પામી આપણને તેમ જ બીજાઓને કાપડ, જોડા, સાબુ, રંગો વગેરેના રૂપે પાછો મળે છે. જો આમ છે, તો આપણા જ કાચા માલને આટલી બધી મુસાફરી કરાવવા કરતાં તેમાંથી બની શકતી ચીજો આપણે જ કેમ ન બનાવવી? ઉદ્યોગનું પહેલું અને સૌથી મહત્ત્વનું સાધન કાચો માલ જો અહીં નિપજતો હોય તો, અનુકૂળ પરિસ્થિતિમાં બીજાં સાધનો ગૌણ છે. અને શક્તિ? શક્તિમાં હિંદનો કારીગર તો અજોડ છે, પણ પારાવાર ગરીબીમાં ઉછરતાં ઉછરતાં તેનો અર્ધભૂખ્યો દેહ બુદ્ધિવિકાસનો માર્ગ ક્યાં શોધે?

છતાં ક્ષણભર માની લઈએ કે આપણો દેશ ખેતીને જ લાયક છે, તો પણ અધુનિક કૃષિવિદ્યા તેનાં અનેક અંગો સાથે બીજા કેટલા ઉદ્યોગો માગી લે છે? જમીનમાં ખૂટતાં રાસાયનિક તત્ત્વો બહારથી પૂરાં પાડવા નાઈટ્રોજન અને ફોસ્ફરસવાળા ક્ષારો હિંદની વિશાળ ભૂમિને ગંજાવર પ્રમાણમાં જોઈએ. વળી સતત દુકાળના ઓળામાં રહેવા કરતાં, દેશની તમામ જલસમૃદ્ધિ, સિંધુ, ગંગા અને કાવેરી સરખીનાં પાણીને દેશભરમાં રેલાવવા, નહેરોનાં અસંખ્ય બાધકામો સર્વત્ર પ્રસારવાં જોઈએ. ખેતીવાડીને જરૂરના આ ઉદ્યોગો પરત્વે શું કરવું? રસાયનો અને યંત્રો પરદેશથી મેળવવાં અને વરસાદ માટે ઇન્દ્રદેવની પ્રાર્થના કરવી? કે પ્રતિવર્ષે વંધ્યા થતી જતી ભૂમિમાંથી જે કાંઈ મળે તેમાંથી સંતોષ પામવો!

## પ્રાચીન હિંદની સમૃદ્ધિ

દુનિયામાં કોઈ પણ સ્થળે અને કોઈ પણ કાળે, એના ચાલુ યુગને અનુકૂળ ઉદ્યોગવિકાસ વગર કોઈ દેશ સમૃદ્ધ બની શકે નહિ. હિંદની પુરાતન સમયની સમૃદ્ધિ પણ હિંદના ઉદ્યોગો અને વહેપાર પર જ મંડાએલી હતી. હિંદનો કાપડનો ઉદ્યોગ, મીસર, ગ્રીસ અને રોમ જ્યારે સંસ્કૃતિને શિખરે હતાં ત્યારે પૂર્ણકળાએ ખીલ્યો હતો. હિંદનું બારીક

મલમલ પિરામિડની આરામગાહમાં સૂતેલાં 'ફેરો' રાજારાણીનાં શબને આચ્છાદિત કરતું અને હિંદી ધાતુનાં ઓજારો પરદેશોમાં સુદ્ધાં વખણાતાં; આ અને બીજો સર્વ માલ હિંદના જ કુશળ કારીગરોએ બનાવેલાં જહાજમાં પૃથ્વીના સાતે સમુદ્રો ખેડી દેશપરદેશ પહોંચતો. કહેવાય છે કે ટ્રાફલ્ગરની લડાઈમાં નેલ્સનને હિંદી મનવારે જ વિજય અપાવેલો.

અઢારમા અને ઓગણીસમા સૈકામાં યંત્રોનો વિકાસ અને ઉપયોગ જેમ જેમ વધવા લાગ્યો, તેમ તેમ કુદરતી સાધન સંપત્તિવાળા દેશો અનુકૂળ રાજકીય વાતાવરણમાં નવા નવા ઉદ્યોગો સરજી વધુ અને વધુ આબાદ થવા લાગ્યા. પૂર્વની ધણીધોરી પ્રજાઓ આ બાબતમાં પાછળ પડી ગઈ અને તેમની જુદાજુદા પ્રકારની કુદરતી કાચી સામગ્રીનો ઉપયોગ પરદેશમાં થવા લાગ્યો. ઝડપથી ચાલતા યંત્રયુગમાં મંદવેગી મનુષ્ય કારીગર અને મજૂર નિઃસહાય થઈ ગયા. જ્યાં વરાળ તેલ કે વીજળીથી ચાલતાં રાક્ષસી યંત્રો એકને ઠેકાણે સેંકડો મનુષ્યોનું કામ કરતાં હોય ત્યાં આ સાધનોથી વત્તેઓછે અંશે વંચિત રહેલી પ્રજાઓ અનેકાનેક વસ્તુઓ માટે પરાવલંબી થઈ જાય એવું બનવાનું જ. આ સાથે રાજ્ય-નીતિ પણ પ્રતિકૂળ હોય, દેશમાં બની શકતા થોડાઘણા માલને પણ જોઈતું ઉત્તેજન અને સંરક્ષણ ન મળતું હોય અને માત્ર પરદેશી માલના વહેપારથી મૂઠીભર લોકો સમૃદ્ધ થઈ દેશબાંધવોનું સત્ત્વમાત્ર ચૂસી લેતા હોય, તે પ્રજાનું ભાવિજીવન કદાપિ ઊજળું હોઈ શકે નહિ.

## યંત્રો હિંદમાં બનાવવાં જોઈએ

આ ઉપરથી સહેજે સમજી શકાશે કે અગ્રગણ્ય પ્રજાઓની હારમાં ઊભી રહેવા ઇચ્છતી પ્રજા પાસે શક્તિ-ઉત્પાદક વિપુલ સાધનો, વિવિધ પ્રકારનો કુદરતી કાચો માલ અને તેમાંથી મનુષ્યોપયોગી પરિપક્વ વસ્તુઓ બનાવવા માટેનાં યંત્રો તેમ જ અન્ય સામગ્રીઃ આ સર્વ હોવું જોઈએ. મોટા પાયા પરના કોઈ પણ ઉદ્યોગમાં યંત્રો વગર તો હવે કામ થઈ શકે જ નહિ, એટલે સૌથી મોટી જરૂર તો દરેક ઉદ્યોગમાં વપરાતાં યંત્રો બનાવવાની છે. તાતા કંપનીના બાહોશ ડિરેક્ટર(અને હવે વચગાળાની સરકારના સભ્ય) ડૉ. જૉન મથાઈએ હજી થોડા વખત પહેલાં જ કલકત્તામાં કહ્યું હતું કે જ્યાં સુધી દરેક ઉદ્યોગમાં જરૂર-

નાં યંત્રો આપણે બનાવી શકીએ નહિ ત્યાં સુધી ઉદ્યોગવિકાસની સર્વ યોજના નિરર્થક છે. અત્યારના સંજોગોમાં યુદ્ધને લઈને જે કેટલાક ઉદ્યોગો કાંઈક જામવા લાગ્યા છે તે યુદ્ધ પછી નષ્ટ થશે, કારણ પરદેશથી આવેલાં યંત્રો લાંબે કાળે મોંઘાં પડી જાય એટલું જ નહિ, પણ અહીંના ઉદ્યોગોમાં એ કામ લાગે ત્યાં માત્ર થોડા જ વખતમાં એ જૂની ઢબનાં થઈ જાય.

કાપડના ઉદ્યોગનાં યંત્રો, ધાતુકામનાં યંત્રો, રસાયણિક ઉદ્યોગોનાં તરેહતરેહનાં અનેક યંત્રો, સાધારણ કારખાનાંનાં ('વર્કશોપ'નાં) યંત્રો અને ઓજારો, વીજળીના બળ માટેનાં જરૂરી યંત્રો 'જનરેટરો' અને મોટરો આમાંનાં કોઈ જ આપણે ત્યાં બનતાં નથી. આમ હોવાથી હિંદનાં યુદ્ધોત્તર વિશાળ ઉદ્યોગોના પાયા ઊંડા નાંખવા હોય તો સહેલાઈથી બની શકે તેવા પ્રકારનાં યંત્રો બનાવવાની શરૂઆત આપણે સત્વર કરી દેવી જોઈએ.

## કાપડના ઉદ્યોગો

બીજો મહત્ત્વનો ઉદ્યોગ કાપડનો, સુતરાઉ રેશમી અને ગરમ. રૂમાંથી કૃત્રિમ રેશમ બનાવવાની હિંદમાં હજી કોઈએ પહેલ કરી નથી, પણ પરદેશી કંપનીઓએ રૂ, કેસીન અથવા માત્ર રાસાયનિક પદાર્થોમાંથી સુશોભિત અને ઉપયોગી કાપડ બનાવવા માંડયું છે તે ઉપર પણ આપણે નજર રાખવી જોઈએ. હિંદુસ્તાનનું રૂ જો ઝીણા તાર કાંતવા માટે અનુકૂળ ન હોય તો માત્ર જાડું કાપડ બનાવવા સિવાય બીજા ઉપયોગોમાં પણ તે આવી શકે. ઉપર જણાવ્યા પ્રમાણે તેમાંથી જેને બનાવટી રેશમ અથવા 'રેયોન' કહે છે તે બની શકે. આ ક્રિયા માટે જોઈતાં રસાયનો, નાઈટ્રિક, સલ્ફ્યુરિક તથા એસિટિક એસિડ, કૉસ્ટિક સોડા અને કાર્બન બાઈસલ્ફાઈડ તેમ જ મોરથુથુ અને એમોનિયા-બનાવવા માટેનો રસાયન ઉદ્યોગ પણ દેશમાં સારા પ્રમાણમાં ખીલેલો હોવો જોઈએ.

રેશમ તથા ઊનના કાપડના ઉદ્યોગને વધારવાનો પણ હજી આપણા દેશમાં પુષ્કળ અવકાશ છે. વૈજ્ઞાનિક પદ્ધતિથી રેશમના કીડાને અનુકૂળ સંજોગોમાં મોટા પ્રમાણમાં ઉછેરવા તેમજ સુંવાળું બારીક ઊન આપતાં

ઘેટાંની ઓલાદને વધારવી અને તેમના ઊનનું ધોરણસર વર્ગીકરણ કરવું એ અત્યંત જરૂરનું છે. અત્યારે તો સુંવાળા ઊન સાથે જાડું ભળી જઈ માત્ર સસ્તા કામળા અને જાજમની બનાવટમાં તે કામ લાગે છે અને ઘણો ભાગ પરદેશ ચડે છે. પહેરવાના ગરમ કાપડ માટે હિંદની ઊનની મિલોમાં દેશી ઊન મુદ્દલ વપરાતું નથી. તે માટે તો આપણે ઑસ્ટ્રેલિયા અને ઈંગ્લન્ડ તરફ જ જોવું પડે છે.

## કાગળ તથા ધાતુઓ

કાપડના જેવો જ ઉદ્યોગ કાગળનો. હિંદમાં મોટા પાયા પર ચાલતાં કાગળનાં કારખાનાં ફક્ત ગણ્યાંગાંઠ્યાં છે, અને દેશની મુખ્ય જરૂરિયાત તો પરદેશો જ પૂરી પાડે છે. આ બનાવટમાં જરૂરી કાચો માલ, સતર, ચીંથરાં, વાંસ અથવા અમુક પ્રકારનાં ઘાસ આપણને પૂરતા પ્રમાણમાં મળી રહે તેમ છે, અને રસાયનિક ઉદ્યોગો જોઈતાં રસાયનો પૂરાં પાડે તો કાગળનો ઉદ્યોગ ઓછામાં ઓછો દાયકા કરતાં દસગણો સહેલાઈથી વધી શકે તેમ છે.

ધાતુઓના ઉદ્યોગોમાં કંઈક સારા પ્રમાણમાં વિકસેલા એવા બે ઉદ્યોગો હિંદમાં ગણાવી શકાય : લોખંડનો અને સોનાનો. આધુનિક યુગને જેનું ઉપનામ આપી શકાય તેવા આ લોહયુગમાં, દેશભરમાં તેનાં દાસ છે તે બે કારખાનાં પૂરતાં નથી એટલે તેમને વધારવાનો કે અનુકૂળ સ્થળે બીજાં ચાલુ કરવાનો હજી અવકાશ છે.

સોનાના ઉદ્યોગનો તો મહીસુર રાજ્યે પરદેશને જ ઇજારો આપી દીધેલો છે એટલે તે તો સારી રીતે ચાલે છે. પણ તેનો લાભ માત્ર મહીસુર રાજ્યને થોડોઘણો અને ઊંડી ખાણોમાં કામ કરતા મજૂરો સિવાય વિદેશીઓને જ મળે છે.

આ બે ધાતુઓ સિવાય એલ્યુમીનિયમ અને મેન્ગેનીઝના કાચા પથ્થરો, એલ્યુમીનિયમનાં મુંબઈ પાસે અને મેન્ગેનીઝના મધ્યપ્રાંતોમાં, ઠીક પ્રમાણમાં છે. આમાં એલ્યુમીનિયમની બનાવટ મારેની યોજના હજી આગે ભાગે અણવિકસેલી રહેલી છે, જ્યારે મેન્ગેનીઝ પથ્થરો તો ઝાઝે ભાગે પરદેશ જ કાચા રૂપમાં જતા રહે છે. આમ હોવાથી આ બન્ને ધાતુનું ઉત્પાદન હિંદમાં શક્ય છે, એમ કહી શકાય.

કલાઈ, સીસું, જસત, ત્રાંબુ, રૂપું વગેરે ધાતુઓ બ્યાટેનાં ખનિજ હિંદમાં જૂજ પ્રમાણમાં હોઈ, તે ધાતુઓના ઉદ્યોગ અહીં સંભવિત લાગતા નથી.

મુખ્યત્વે લોખંડ અને તેનાં સરખી ધાતુઓના કદાચ ગણી શકાય તેવા ત્રણચાર મહાન ઉદ્યોગો છે–બાઈસિકલ, મોટરગાડી તેમ જ ટ્રેંકો, રેલ્વે એન્જિનો, એરોપ્લેન અને નાનીમોટી આગબોટો બનાવવાના, જેની છેલ્લાં ત્રણચાર વર્ષમાં કાંઈક શરૂઆત થઈ છે. આમાં મોટર–ઉદ્યોગની અને એન્જિનોની તો હજી વાતો જ થાય છે, પણ મોટર માટે ઈંગ્લન્ડ તથા અમેરિકાની મદદથી અને એન્જિનો માટે તાતા કંપની તરફથી યુદ્ધ પછી આગળ પગલાં લેવાશે એમ જણાય છે. બેંગ્લોરના સરકારી કારખાનામાં સાંગોપાંગ એરોપ્લેન હજી બનાવાતાં નથી અને ઝાઝે ભાગે જૂનાનું જ સમારકામ અને પરદેશથી આવતા ભાગોને માત્ર ભેગા કરવાનું કામ થાય છે, છતાં આ બાબતમાં હિંદમાં પહેલવહેલું વિમાનવિદ્યામાં શિક્ષણ આપવાનું કામ બેંગ્લોરના ઈન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સે ઉપાડી લીધું છે, એ એક શુભ ચિન્હ છે. વહાણો બનાવવાનો હિંદનો ઉદ્યોગ તો બહુ જૂનો છે એ વિષે પહેલાં ઉલ્લેખ થઈ ગયો, પણ આધુનિક ઢબની વરાળ કે તેલથી ચાલતી પોલાદની આગબોટો બનાવવાની શરૂઆત તો અનેક મુશ્કેલીઓને વત્તેઓછે અંશે વટાવી, હજી માત્ર ત્રણ–સાડાત્રણ વર્ષ પહેલાં જ હિંદની એક આગેવાન કંપની કરી શકી છે.

હવે ચાલુ વપરાશની કેટલીક સાધારણ ચીજોના ઉદ્યોગોનો વિચાર કરીએ. આમાં સીમેંટ, તેલ, ખાંડ, કાચ, રબ્બર, ચામડું એ સર્વ વસ્તુઓનો સમાવેશ થઈ શકે એમ છે. સીમેંટ, તેલ અને ખાંડના ઉદ્યોગો હિંદમાં લગભગ છેલ્લા પંદર વર્ષમાં સારી રીતે મોખરે આવી ગયેલા છે. આ વસ્તુઓ માટે પરદેશ ઉપર હવે આપણે બિલકુલ આધાર રાખવો પડતો નથી એમ કહીએ તો ચાલે. રસ્તાઓ, જાહેર બાંધકામો, મકાનો, લાદીઓઃ તેવી શણગારની વસ્તુઓ દરેકમાં સીમેંટ કે તેનું રેતી વગેરે સાથેનું મિશ્રણ સીમેંટ કોંક્રીટ, દિવસે દિવસે વધુ ઉપયોગમાં આવતું જાય છે.

તેલનાં બીઆં જે પુષ્કળ પ્રમાણમાં પહેલાં પરદેશ ચડતાં, તેમાંથી

હવે અહીં જ તેલ કાઢી તેને વૈજ્ઞાનિક પદ્ધતિથી શુદ્ધ કરી અનેક જાતના ઉપયોગમાં લેવામાં આવે છે. એરંડિયું દવાના કામમાં, કાપડ-ઉદ્યોગમાં તેમ જ એરોપ્લેનના સંચાલનમાં ઘર્ષણ ઘટાડનાર 'લુબ્રિકેટિંગ' તેલ તરીકે, શીંગનું તેલ વનસ્પતિના ઘીની તેમ જ મહુડાના તેલ સાથે સાબુની બનાવટમાં, તલનું તેલ મુખ્યત્વે ખાદ્યતેલ તરીકે અને અળશીનું તેલ રંગ તથા વાર્નિશની બનાવટમાં પુષ્કળ પ્રમાણમાં વપરાય છે. આ સર્વ તેલના ઉદ્યોગો દેશમાં સુવ્યવસ્થિત છે અને ભવિષ્યનાં વર્ષોમાં સારી પ્રગતિ કરશે તેમાં શંકા નથી.

તેલના જેવું પરિવર્તન ખાંડની બાબતમાં પણ થયું છે અને દેશની ખાંડની સઘળી જરૂરિયાત સ્વદેશી કારખાનાં જ હવે પૂરી પાડે છે. શેરડીનો પાક જો અનુકૂળ જગ્યાઓએ હજી વધારવામાં આવે તો ચાલુ અને નવા કારખાનાંઓથી નજીકના દેશોમાં ખાંડની નિકાસ પણ થઈ શકે એમ છે.

સીમેંટ, તેલ અને ખાંડના ઉદ્યોગ કરતાં પ્રમાણમાં બહુ ઓછો વિકસેલો એવો કાચનો ઉદ્યોગ છે. આમાં જોઈતો સર્વ કાચો માલ અને ભઠ્ઠી વગેરે અન્ય સાધનો દેશમાં સહેલાઈથી મળી શકે તેવાં હોવા છતાં, કોઈક પણ કારણે આ ક્ષેત્રમાં પ્રગતિ બહુ ઓછી થઈ છે. સાધારણ શીશીઓ, બંગડી, દીવાની ચીમની, દાબડા, ટંબલર એવી બનાવટો પણ ઉચ્ચ કોટિની થતી નથી. બારીના કાચ, બીજી જાડીપાતળી પાટો, ફેન્સી ચીજો એ સર્વ પુષ્કળ પ્રમાણમાં પરદેશથી આવે છે. આમ હોવાથી કાચના ઉદ્યોગનો વિકાસ હજી આપણે ઘણો સાધવાનો છે તે બાબત ઉપર લક્ષ રાખીએ.

ચામડાનો ઉદ્યોગ હિંદમાં ઘણો જૂનો છે. ઈસવીસન સાતમાથી દશમા સૈકામાં આ દેશનાં કેળવાયલાં ચામડાં, ઘોડાનાં જીનો, પખાલો ને જોડા, પરદેશમાં પણ પ્રશંસા પામતાં. ખંભાતના સુંવાળા ચામડાની મોજડીઓ તુર્કસ્તાન અને ચીનની રમણીઓના પગમાં શોભતી. પણ હિંદના તૂટી પડેલા બીજા ઉદ્યોગોની માફક ચામડાનો ઉદ્યોગ પણ સમય જતાં પડી ભાંગ્યો અને આ સદીની શરૂઆતથી લગભગ હમણાંનાં વર્ષો સુધી કરોડો રૂપિયાનું ચામડું વિલાયત જઈ ને નવા સ્વરૂપે પાછું આવતું.

### રસાયન-ઉત્પાદક ઉદ્યોગો

છેવટે, માત્ર રસાયનિક પદાર્થો બનાવવાના ઉદ્યોગો તરફ જોઈએ. ખેતીવાડીના કામમાં, કાપડના ઉદ્યોગમાં અને કાગળની બનાવટમાં વપરાતાં અમુક પ્રકારનાં રસાયનો વિષે આગળ ઉલ્લેખ કર્યો છે. બીજા-તેલ, ખાંડ, દવા, રંગ વગેરે-અનેક ઉદ્યોગોમાં જે જે મહત્ત્વનાં રસાયનોની જરૂર પડે છે તેમાં સલ્ફ્યુરિક, નાઈટ્રિક અને હાઈડ્રોક્લોરિક તેજાબ તેમ જ આલ્કલી કૉસ્ટિક સોડા મુખ્ય ગણાય છે. જે દેશમાં વિપુલ પ્રમાણમાં આટલાં માત્ર ચાર રસાયનો ઉત્પન્ન થાય તેની આધુનિક સંસ્કૃતિ ઉચ્ચસ્થાને પહોંચી ગણાય, એવો આ તેજાબ અને આલ્કલીનો મહિમા છે. હિંદમાં આ રસાયનોની બનાવટનો ઉદ્યોગ પચીસ-ત્રીસ વર્ષથી વધારે સમયનો નથી. ગંધકના તેજાબ માટેનાં કોથી જૂનાં કારખાનાં બંગાળ અને મુંબઈમાં હતાં અને હજી પણ છે. સ.ધારણ સમયમાં તો પરદેશી તેજાબ સામે ટકી રહેવું તેમને મુશ્કેલ પડે કારણ કે ગધક કે ધાતુઓવાળો ગંધકનો પથ્થર-પાઈરાઈટીસ જે બાળવાથી તેજાબ બની શકે તે, આપણે ત્યાં પાકતો નથી. તે માટે તો ગંધક ઈટલીમાંથી અને પાઈરાઈટીસ અમેરિકાથી લાવવા પડે, છતાં નવી રીતોથી અને દેશમાં વધુ અનુકૂળ સંજોગો વચ્ચે ઘણી ખરી જરૂરિયાતને પહોંચી વળવા જેટલો તે બની શકે એમ જણાવાય છે. કૉસ્ટિક સોડા અને સોડા-એશ બનાવવામાં આવી મુશ્કેલી નથી. આટલાં મૂળ રસાયનોનાં કારખાનાં હવે તો દેશમાં ઘણે ઠેકાણે થયાં છે.

ગંધકના તેજાબની મદદથી બીજા નાઈટ્રીક અને હાઈડ્રોક્લોરિક તેજાબો તેમ જ મોરથુથુ, હીરાકસી, ફટકડી જેવા ક્ષારો વગેરે બની શકે તે સર્વ જુદા જુદા ઉદ્યોગોમાં કામ લાગે એ જાણીતી વાત છે.

આ સિવાય હવાના નાઇટ્રોજન અને ઑક્સિજન વાયુમાંથી વીજળી વડે નાઈટ્રિક એસિડ અને નાઇટ્રોજન અને હાઈડ્રોજનમાંથી તેવી જ રીતે એમોનિયા વાયુ અને એમોનિયમ સલ્ફેટ સરખા ક્ષાર બનાવવાની યુદ્ધ પછીની યોજના, સરકાર તેમ જ કેટલાંક દેશી રાજ્યો તરફથી નક્કી થઈ છે. એમોનિયમ સલ્ફેટના ખાતર તરીકેના ઉપયોગથી જમીન વધુ ફળદ્રુપ બને એ કહેવાની હવે ભાગ્યે જ આવશ્યકતા હોય.

એક વધુ રસાયણ ઉદ્યોગનો ઉલ્લેખ કરી લઈએ. તે 'પાવર આલ્કોહોલ.' પાવર આલ્કોહોલ એટલે મોટરનું એન્જિન ચલાવવામાં પેટ્રોલને બદલે વાપરી શકાતો શુદ્ધ દારૂ. આ ઉદ્યોગનું મહત્ત્વ આપણને સહેજે સમજાય એવું છે, કારણ કે આપણા દેશમાં પેટ્રોલના કૂવા નથી અને પેટ્રોલને બદલે જો આલ્કોહોલ વાપરી શકાતું હોય તો. પછી આલ્કોહોલ કે દારૂ તો આપણે અનેક વસ્તુઓમાંથી હાલમાં પણ બનાવીએ છીએ. એટલું ખરું કે મોટરમાં વાપરવાના દારૂમાં શુદ્ધતાનું જે પ્રમાણ જોઈએ તેવો દારૂ બનાવવા માટે ખાસ પ્રકારની ધાતુની બનાવટોનાં યંત્રો અને સાધનો જોઈએ. પણ આમાં કશી મુશ્કેલી નથી. વળી ખાંડના ઉદ્યોગ-વિકાસને લઈને, દાણાદાર સફેદ ખાંડ બન્યા પછી પાછળ જે ઘેરું રાતું કે કાળાશપડતું પાણી રહે છે અને જે 'મોલાસીસ'ના નામે ઓળખાય છે તે ઘણા મોટા પ્રમાણમાં લગભગ નકામું જવા દેવું પડે છે. દ્રાક્ષના રસમાંથી જેમ દ્રાક્ષાસવ થાય તેમ આ મોલાસીસ-રસ, તેમાં હજી રહી ગયેલી ખાંડને લઈને સડવવાની 'ફર્મેન્ટ' ક્રિયાથી પુષ્કળ દારૂ આપી શકે તેમ હોય છે. આ રીતે દારૂ બનતાં, નકામાં મોલાસીસનો ઉપયોગ થાય અને આપણા જ દેશમાં ઉત્પન્ન થતા પાવર આલ્કોહોલનો ઉદ્યોગ હિંદમાં હજી સુધી નહિ ખીલવાનું કારણ માત્ર એટલું કે તે ઉદ્યોગ પરદેશી પેટ્રોલ કંપનીઓના હિતની આડે આવે છે.

પંદર મિનિટનું આ નાનું વાર્તાપ્રવચન આપણા દેશમાં શક્ય એવા વિશાળ પટ પરના તમામ એટલા બધા ઉદ્યોગોનો તો માત્ર આછો ખ્યાલ આપી શકે, છતાં અંતમાં આપણે એટલું યાદ રાખીએ કે સમૃદ્ધ જીવન ભાળના ઇચ્છતી પ્રજાનો ઉદ્ધાર ઉદ્યોગ-વિકાસ સાધ્યા વિના સંભવી શકતો નથી, અને એ વિકાસ સાધવાને બુદ્ધિ-બધી પૂરેપૂરી મગવડો આપે તેવી નીતિનાં સમજદાર, દીર્ઘદર્શી સરકારની મદદ પણ એને હોવી જોઈએ.

દામોદર કેશવજી ભટ્ટ

# રખોપું

જીડાં આયુષ પર વાર્ધક્યનો રીમાડો ફરી વળ્યો હોય એવો એક જૈફ, લાકડી ચરણો પાસે રાખીને બેઠો હતો. એણે પછેડીને ઊભા ગોઠણ ને વાંસા ફરતી વીંટાળી હતી. લાંબા હાથનાં કાંડાંમાં આંગળીની ચૂડનાં કડાં પરોવાઈ રહ્યાં હોય એવાં લાગતાં હતાં.

હજામત કરાવવાને વાંકે સફેદ દાઢી ચહેરા પર ઊપસી આવી હતી. કરચલીની ખાંચો વચ્ચે અનુભવની ઊંડી ખીણો મોં વિકાસીને ફરી ગઈ હતી. એ વૃદ્ધની સિકલમાંથી એના જમાનાની ઘણી ઘણી વાતોની કેડીઓ ઇતિહાસ ભણી ડગો માંડતી જતી હતી. દીવેલ પૂરેલ એક કોડિયામાં આખી દીવેટ જાણે ભડકે બળી જતી હોય એવું દૃશ્ય આ ડોસાના અંતરતમ આત્માનું પણ હતું. ગલઢી છતાં તળાવરણી ચાંમડીમાં તરવરતો આત્મા અત્યારે ઓજતરાએ ચઢ્યો હતો.

એ બુઢ્ઢો ઊભો થયો. એનાં પગલાં એક ઝૂંપડી ભેર વળ્યાં. આ ઝૂંપડી છાજ છાયેલી હતી, અને ભીંતો અણઘડ, ને જેમ આવે તેમ કાપી કાઢેલા પાણાની હતી. જેમ તેમ ઉછરેલો મનુષ્ય રહેઠાણની કલાને પણ પોતાના વસવાટને અનુકૂળ એવી જીવનમયી બનાવતો આવ્યો છે.

ઝૂંપડીનું કમાડિયું ખોલી એ અંદર દાખલ થયો. અંદરની હવા ડોસાને આવેલો જોઈ જાણે છાનીમાની છટકી જતી હોય તેમ બહાર નીસરી ગઈ. બુઢ્ઢો એને રોકવા માટે બેદરકાર હોય તેમ અંદર જતો રહ્યો.

"આંપ ગસ્સરી ! કેમ છે હવે ? ઘા ક્યો પછી બળતરા વધી હશે ?" ડોસાએ ખાટલા પર જેમ તેમ પડેલાં પાગરણ સરખાં કરતાં એક જુવાનના અડબંગ-અંગને અનુભવની નજરે માપી લેતાં પૂછ્યું.

"આતા, ઘા ક્યો પહેલાં વેર કરી જાશે તો આપણનું કાળજુ વધી જાશે. છમકલું એળે ગયું ઈ વધુ સાલે છે."

"હોય ભાઈ! જુવાન લોહીની ગરમીએ જરાક ઉતાવળ કરી નાખી. તમારી માટીઆઈ આટલી અદરથી પડે તો પછી રોખિયુના દિલમાં કંઈક તો આલશ જાગે."

નાળિયેરીનાં તાલાંની બનેલી એ એકલ કુટિર આ બે માનવીઓનાં ઉઘાડાં વેણોને ગળી જઈને તિતિક્ષુ બની હતી. એની ક્રમતી શાન્તિએ ઉદાર પ્રેમની તટસ્થતા જોઈ હતી, અત્યારે કેસરિયા કરેલી શૂરી શક્તિને સન્માનવા સજ્જ થયેલી હતી.

મૂળ વાતમાં તો કંઈ માલ નહોતો. આ ઘાયલ જુવાનનું સમર્પણ કરેલું થવેલું એક જણો આડેથી ઉપાડી ગયો હતો. એ નારીના હાથમાં પ્રેમની સ્પર્ધા કરતાં પૈસાની દાદાગીરી વધુ હતી. ચાંદનીના ઝળઝાંમાં જેમ સમુદ્રની તરંગાવલિ આડીઅવળી થઈ જાય તેમ આધના અંતરમાં જાગેલો સાચુકલો પ્રેમ-શોધ ધનની ચાંદનીમાં જરાક ગળી ગયો.

પ્રેમનાં નીર હૃદયભૂમિનું ઢળાણ પેખે છે. મસરીની બાંકી જુવાનીએ રાંભીના દિલનાં કણસલાં નિંઘલાવ્યાં હતાં.

એંચાણનું ભણતર ગ્રામજીવનમાં આમડી હોય છે, છતાં સુધરેલા સંસ્કારનાં મિથ્યાગર્વી સ્નેહસ્વપ્નથી એ અનેક દરજ્જે ચઢિયાતું હોય છે. મસરીએ એનરને કેડે જતાં-આવતાં કોઈ લલનાને નેણુની વીજળી મારી નહોતી, કે કોઈ યૌવનાને લલચાવીને નદી-કોતર કે ઝાળાં-ઝાંખરાંમાં જીવનની સંતલસ કરવાને નોતરી નહોતી.

પણ એકલડું જુવાનીનું મૌન આકર્ષણનું કૌવત પરખે છે. નરનારીનાં આવાં કૌવત જ્યારે સમજણનાં આપોઆપ પૂરક નીવડે છે, ત્યારે પ્રેમનો વિસ્તાર ઊંડાણમય બને છે. રાંભી પણ શરમાળપણાના સાથિયા ચીતરતી યૌવનના વ્રતને કેળવતી હતી.

મસરીના જીવને એક જાતનો પૌરુષભર્યો વટ છરબ્યો હતો. ગામનો કોઈ જણ કહે કે મારા ખેતરમાંથી એક કાલું ડૂંડું કે એક કોરી ચાર મારાં રખોલામાંથી ન ચસે ત્યારે એનો પાણી-કિતાર કરવા મસરી કિરોની ફોરો ભરી, રાતોરાત ક્યાંક ગરક કરી આવતો, ને કેડીનો સગડ કોઈને પાછો મળે નહિ.

અને એ પછી કોઈ અગતા કે વારતહેવારે બધા મ ગામલોકો ચોરે મળે ને વટની દિસીયારી કરતા મૂછે તાલ દે ત્યારે મસરીની છાતીમાં વટનો ઓથાર ઊપસી આવતો ને ભર ડાયરા વચ્ચે, દિસીયારી કુટનારની બધી પોલ છતી કરતો.

કાચી કેરીની મોસમ હલકી જતી હતી. સહિયારા સીમાડાના એક ગામનો બાગ લૂમઝૂમ કેરીના ફાલે લચી જતો હતો. મિઠાશની તરંગિત ખુશબો વાતાવરણના ગાલિચા પર સ્વપ્નવત્ સ્મિતે તન્દ્રામાં ઢળી હતી. એવી મધુર ખુશબુ, દિવસે આનંદિત અનામય પ્રકૃતિને વહાલ કરતી ને રાતે વન-ગંધર્વના સંગીતસરોદની સેજમાં સોડ તાણતી.

બાગ-ધણીએ બહારવટિયા જેવા બે શૂરા રખોપિયા રાખ્યા હતા. આ રખોપિયા દિવસે ગોફણો ફેંકી પંખી ઉડાડતા, અને રાતે ગીચ ઝાડીના છાનાં બાકોરાંમાં બેસી બાગ-ફાકુની ચોરપગલીઓ પર ચોકીપહેરો રાખતા. એઓના ચોકિયાતપણામાં જીવેલાઈ હતી. પંખી અને પવન ફરકતાં પણ દિલમાં ડર રાખતાં કે રખેને કોઈ ગોફણનો કાંકરો ક્યાંક પાંખ પાડી લઈને ઘાયલ કરે!

મસરીના કાળજામાં એક સાટકો રહી ગયો. બાજ અને શકરા જેવા આ રખોલિયાની ચોકીમાં જ્યાંલગી તડ ન પડાય ત્યાંલગી જુવાનીના મદમાં કહેવાપણું રહી ગયું કહેવાય.

એક કાળી રાતે ઢ ધર્મા ઠાંગ સઈને એ ઊપડ્યો.

તારા-પારેવડાં આકાશની કાળપભરી જાંબુડી શાલમાં હણુરાઈને પ્રણયચુંબનમાં ગૂલ હતાં, ને પારાધીનો તારો ત્રાંસી આંખે આ ગેબી પારેવડાંઓનો પ્રણયભંગ ચિંતવતો હતો.

મસરી એની કડિયાળી ડાંગ લઈને અંધારવિલાસી રાત્રિની તારા-પાયેલ ખેપટમાં નીકળ્યો. વાયા-વોકળાની બાંકી કોતરણીથી ધરતીનો ખેતરાઉ પાટ ઠમુરાયલો હતો.

મસરીને જે બાગ ભાંગવો હતો તે એક ઊંડા વામાને લેખડ-તીરે હતો. કેરીઓનાં ભારે તોળાઈ રહેલાં આંબા-ઝાડ, વામાની સુકી જાડી વેળુને અતલ આનંદમાં ભેટવા ઝળુંબતાં હતાં. સુકાં-લીલાંના સંગમે મનોરમ રસજાલની બાથ ભીડાણી હતી.

આંબાવાડિયા આડી વાડ હતી. ક્યાંક ક્યાંક એ વાડ દુબળી હતી. લાકડી વતી કાંટાળા ઝાંખરાને એક કોર કરી તે અંદર છલાંગ્યો. અને એ પછી તો કેરીઓનો સોરીને સોથ વાળી નાખ્યો. એક ભુસંડ ફાંટ ભરીને એણે વાંસા પર ઊંચકી.

પણ એ જેવો વાડ પાસે આવ્યો કે એના ખભા પર ડાંગનો સખત ફટકો પડ્યો. એનો પડછંદ દેહ, પડેલો ઘા ખાઈ ગયો. એણે કેરીની ફાંટડી વાયામાં ફગવી દીધી, ને ઉછળીને એના સાદ્ધ હાથે રખોપિયાને સામો ફટકો કર્યો.

શક્તિ-જમાવટથી કમાવેલ-રખોપેલ કાયા, મૌરચો ખેડી રહી. ખોપરીનાં મજબૂત બખ્તર વીંધતી કડિયાળીએ રખોપિયાને પૃથ્વીશૈયાએ સુવાડ્યો. પણ પડેલા ભેરુબંધની બાંધ સરખો એનો બીજો સાથીદાર આવી પૂગ્યો. એણે ઊભા મોરવટે એક પ્રહાર મસરીને માર્યો. મસરીને એ ઘાએ લથડિયું લેવડાવ્યું. એ વાડની બહાર વાયામાં ઝીંકાયો.

પણ બીજી ક્ષણે એના ચોરીકર્મનું ભાન એની સામે થીજી રહ્યું. એ ઉઠ્યો, અને ગાજતી એક દોટ મેલીને એક પાડું સાવધ રહેલા રખોપિયાને છાતીમાં મેલી. રખોપિયો વાડ ભેળો થયો.

મસરીએ તુરત એની પડેલી ફાંટ ઊંચકી, ને એ જબરી દોટ દેતો આડેધડ ખેતરાઉ માર્ગે ભાગવા માંડ્યો.

મસરીને ચોક્કસ ખ્યાલ આવી ગયેલો, કે બાગના રખોપિયાએ તેને ઓળખી લીધો હતો. એટલે ફોજદારી ગુન્હાની તલવાર તેના પર ટીંગાઈ

રહી હતી એનું એને ભાન થયું. બુદ્ધિનાં અજવાળાંએ એને કામલાથી બચવા પંથ ચીંધ્યો.

રાતોરાત એ પરહદના ગામમાં દોડતો પ્રવેશી ગયો. ચારેક કલાકમાં એણે વીસેક ગાઉ કાપી નાખેલા. મોંસૂઝણા ટાણે એણે એ ગામના ભાઈબંધ-દરબારને ત્યાં દેખાડો દીધો.

એ પછી રખોપિયાઓએ ફરિયાદ કરેલી, પણ એના ભાઈબંધ-દરબારનો સાક્ષી પુરાવો પડ્યો કે જે દિવસે બાગ લૂંટાયો તે વખતે મસરી તો વીસેક ગાઉને ગાળે આવેલ પરહદના ગામમાં એને ત્યાં રાત હતો; આમ મસરીએ એની દોડમાં પણ જુવાનીનું રૂધિર પૂરેલું.

× × ×

પવન એની લહરીના પંજા વતી યૌવન બિછાવતી સુન્દરીના ચણિયા પર તંગ ઓળીપા બિછાવતો હતો. અને ઘટદાર ઘીંગી જંઘાને ને માંસલ નિતંબને સૌન્દર્યની છાલકે લહેરે ચડાવતો.

લીલાં ખેતરોનો ચીરી રાંભી ઘરની વાટે વળી હતી. ધોરિયાનાં નિર્મંતિ થએલાં નીરમાં સાંજની ઓછરતી રતાશ વિસામો લેતી હતી. તેને માથે ખાલી થએલી છાશ-દોણી, અને ભતવારિયું હતાં. બથમાં લીલી ચારનો પૂળો હતો.

એ એના ધ્યાનમાં પડયે જતી હતી. અચાનક એની નજર ખેતરના નીરહીન ધોરિયા પર પડી. બે પંખીઓ ધોરિયાના કાદવમાં ચાંચ મારતાં ગેલે ચડ્યાં હતાં.

રાંભીના ખ્યાલમાં ભરતીના ઉધાડ ઊછળ્યા: આંધળા યૌવનને આ પંખીઓના પ્રેમમિલને ટો આપ્યો. અણુબ્યા રસના વિપુલ રોમાંચ ટાળા એના પાય ઊપડી ચૂક્યા, ને એનું જીવનમાળિયું બોલતું ને બાજતું બની ગયું.

પંખીઓ સકા ગેલાનમાં યે કેવા આનંદ વાવે છે! કલુષિત કદુતા પર પ્રભાપૂર ભરતોના દમ ઘેરાતાં, મનની કાળમીંઢતા ઓગળીને કેવી કુસુમને વરે છે!—આવાં મનોજવ ચિત્રણોએ એના રસને સતેજ કર્યો.

એ વખતે મસરી પડખાવા શેઢા પર, ડાંગની કાવડ કરતો આવ્યો

આવતો હતો. એણે વાતાવરણનો ચહેરો વાંચ્યો. ચમચમતી સીમ પર વનદેવતાની આભા–ચાંદની ઓઢીને ઊભી હોય, અને સન્ધ્યાની રતિચેષ્ટાને ચિંતવતી હોય એવું અજ્ઞાન સ્વપ્ન ખીલેલું હતું.

"નરખીને કાંઈ જોસ, રાંભી! જાળવજે, ક્યાંક ખેતરમાં ખૂંતી જા નઈ," મસરીએ નેણની પ્યાલીમાં મિઠાશ ઘૂંટી.

"ખૂંતું કાંઈ કરવા, તારા જેવાને તો કેટલાયને ખૂંતાડી દઉં" અને તે કાંબીનો રણકાર બોલાવતી સીમાડાની વાટે ચડી ગઈ.

એ પછી ઘણી વારની સાંજ–સવાર આ આમજોડાની મિલનસાક્ષી થઈ રહી. દિલના તાર ખૂબ ખેંચાયા, અને ઉર અને ઊર્મિની ઓસરીમાં જોબનના સાજ સંવાદિત સ્વરમાં ખુલ્લાં પડ્યાં.

મસરીનાં આબાપે રાંભી માટે માગું નાખ્યું. રાંભીનાં માબાપ સાધારણ ખેડૂત હતાં. નાતરીત પ્રમાણે ચાર વીસુ ને ચાર રૂપિયા ભરવાના હતા; વેવિશાળના નાતકરારે આ બેઉ જણ જોડાયાં. પણ નાતકરારના ઘડતર નીચે સુરેખ સ્નેહની કલામય, કોતરણી રેખાંકિત બની હતી. સામાજિક નીતિ અને હૃદયના તાલની મુદ્રા સૂરબદ્ધ થયેલી હતી.

× × ×

"પરેલ ગાની જાવ, છ વીસુ ને દશ દેવના ને માથે પચાસ પાઘડીના" આ બોલ એક આધેડ આદમી રાંભીના માવતરની ઓસરીએ બેઠો બેઠો કાઢતો હતો.

"પણ બાપુ, ઈ કેમ થાય? દીકરી દેવાઈ ગઈ છે, એક સગપણ મુકીને બીજું કેમ થાય? તેમ કંઈ વેવાઈ સાથે કોઈ વાંધો પડ્યો નથી. વળી મસરી જેવા જુવાન હારે વેર બાંધવું પણ પોસાય તેમ નથી. કંઈ જો કેવાપણું હોયને તો તો ધડ દઈને નાતરું તોડી નંખાય." રાંભીના બાપે આવનાર અજાણ્યાને, રાંભીના બીજે સગપણ કરવા સંબંધમાં ચોખ્ખી ના સુણાવી દીધી.

"પણ અમે બેઠા છીએ ને! તમારું કોઈ નામ લ્યે તો કાજો! બાકી મસરીનો બાપ જ એક, મલકમાં પાણીઆરો છો, ને અમે બધા ય ચૂડિયું પેરીને બેઠા છીએ એમને! તું માનતો હો તો પચીસ વધુ પાઘડીના,

પણ અમારે તો ઈ સવેલું કરવું છે." મહેમાન–આદમીએ ચાલતી વાત પર વજૂદ આપીને પોતાની નિશ્ચલતા બતાવી.

રાંભીનો બાપ વિચારમાં પડી ગયો. અહીં જો સગપણ થાય તો વેવાઈ બળુકા છે એટલે મસરીના ઘર દ્વારે અંટસ જામે તો વાંધો ન હતો, અને બીજું મોસમે મોસમે ખેંચાતા આવતી કરજદારી પણ આ આવતી રકમથી રાહત અપાવે. એ વિચારોનાં ઝીણાંઝીણાં તંતુમાં ગુંચ વાઈ ગયો. એણે વળતી સવારે જવાબ આપવાનું ઠરાવ્યું.

અને વળતી સવારે રાંભીનું નાતરું બીજે નિર્ધાર્યું. એના બાપના ગુંજામાં રોકડ રકમનો બુલંદ ભાર ગોઠવાઈ ગયો. રાંભી સવેલાની કન્યા હતી, એટલે જેમ બને તેમ વહેલી વહેલી વેવાઈને ત્યાં વળાવી દેવી અને ચોરીના ચાર આંટા સાસરે જઈને ફરે એમ નક્કી થયું. રાંભી બીજા સીમાડાના ગામની વહુઆરુ થઈ ને એ ગામની પનિહારી બની ગઈ.

મસરીના અંતર પર અગનફૂલ ચંપાયા ને રોમરોમની એ આંતરી અજંપાની કંકાવટી ઘોળવા માંડી. સાંજસવારનો એક આંટો તો રાંભીના ગામે એ અચૂક દઈ આવતો.

પાણીશેરડા ને ખેતરશેઢા, પાદર ને બતવારપંથ–આ બધી વાટો પર મસરીનાં પગલાં ફરી વળતાં. તે રાંભીને ગોતતો અને દિલઉકેલણની પળો શોધવા, સમયનું અને સંજોગોનું ભાન ભૂલી, જવા લાગ્યો.

આયખાની બાંધેલી અગાસી–પાળ પર કેદી–જીવન જીવતા ફૂલછોડ જેવી એની હૃદયદશા હતી. એ છોડવાઓને પવનની લહરી મળતી, પણ ડોલન ને ઝૂલન તો, આડી દિવાલોની આડસ લેવા દે એટલાં જ લેવાય. પુરાયલા છોડ જેવી બંધયની દશા મસરીને વરી હતી.

મરતાન માણકને અંતર–ચંદના જુવારવા એનું આત્મશૌર્ય પરઝળતું હતું. ઘામ ધખતો હતો ને આકાશની મરુ–પ્રતિમા એકાદ વિચ્છિન્ન વાદળીને ખોળામાં સુવાડી તડકાનાં પયપાન કરાવતી હતી. તલઆવરડીનો પાંખો છાંયો મસરીના માથાબંધણ માથે ચાંદરણાં વેરતો હતો. જંગલની ઠાય જેવી ગરમ ઘામ–દ્યુતિમાં મસરી આંખનું ઝેર મારતો પડ્યો હતો.

એવામાં એક હુચકારો થયો. " હાલો, સાવલ, " અને એક વત્સલ થાપો પીઠ પર પડયા બોલાવતો સીમની અમાપ નિર્જનતામાં મળી ગયો. રાંભી ભેંસને દોરતી નીકળી હતી. મસરીની આંખ ઊઘડી ગઈ. ડચકારાની નાદમય સિકલ જાણે એ ઓળખતો હોય એમ થયું. સુડોળ દેહના ડોલનના સાગરને કાળી ધાબળીના સર્વાંગાચ્છાદિત વસનથી ઢાંકતી વન-રંભા પધારે, એવી માનવપૂતળી મદ-પગલે નદીના ધૂના-ઢાળી જતી હતી. કોયલનો રણકો નહોતો કે જે આ પાદ-ઠમકને ગભરાવી દે, કે હોલાંના ક્યાકયિયા લહેકા નહોતા કે જે ડચકારાને આડેથી પકડી લે.

દૂઝણી ભેંસને પાણી દેખાડવા રાંભી નદીમાર્ગે જતી હતી. એક આદમીને બાવરડી છાંયડે બગાસું ખાતો જોયો, ને તુરત તેને તે ઓળખી ગઈ. નજરના તારો વીજળીવેગે દોડી જઈ એકરસ ને એકતાન સંધાન લેતા હતા. મસરી-રાંભીનો નજર-યોગ થયો.

વનને તરભેટે થયેલો એ સંયોગ મસરીને આશાભૂમિના પ્રવાસ જેવો લાગ્યો. એ તુરત ઊઠીને રાંભી પાસે આવ્યો. કકડતા તડકાની બાફમાં પ્રેમની પતાવટનો પ્રસંગ બહુ જૂજ હોય છે. સંસારની જટાજૂટ ગૂંચમાં ગોટવાયેલા કવિને કલ્પના ને કાવ્યની કેડી જડે એના જેવો આ પ્રસંગ થઈ રહ્યો.

" અરે, રે, રાંભી યે ગઈ ને કાંબીનો રણકો યે ગયો " મસરીની બોલીમાંથી પ્રેમ-આતશનો બફારો ખર્યો.

" મને ય થ્યું કે મસરીએ કો'ક નોખો વીરડો ગોત્યો, નકર ભલા પંખી ભૂલી જાય, પણ પ્રેમી થોડો ભૂલો પડે ? "–રાંભીએ તડકાની ઝગમગતી તરલતામાં મહોરી ઊઠતા રૂપેરી હાથને સરંગટામાં સંતાડ્યો. અંગસંકોચનો સંયમ કહીએ એવો એ સૌન્દર્યનિગ્રહ હતો.

" ભલા, બીજું તો ઠીક પણ આમ કો'કની હારે હાલી નીકળ્યા ? આમ ચોરિયાસાટાં કરવાં'તાં તો ઇમાન ને જીવતર નહોતાં દેવાં ! બીજું કંઈ નહિ આ જીવતરમાં હવે ખીકમાનખ્યો પડ્યો. થ્યું કે એક વખતના ભેળા કરી ખાવું પછી તો થાવું હોય ઈ થાય. ઈ ભાયડા પાસેથી ભાગ

પડાવી ગ્યો ઈ સાટકો ખસે તેમ નથી. કેમ ગોઠે તો છે ને !" મસરીએ હૈયાના હાંડલામાંથી વાતોની બધી ય ઉખરડ બહાર કાઢી.

'ગોઠે, ગાવતરે મનાવી દીધેલો ધણી માંરો કરીને પૂજવો જોઈએ' ને ? એક ભવના ઘોડા બે ભવ થાય છે! મન તો માણીગરને ઘણું ય શોધતું ફરે, પણ 'અસ્તરી'નો ધરમ શું ? જરાક કો'ક ઓળખીતા હારે મેળની બે વાતો થઈ જાય ત્યાં તો મલક બધો ય માછલાં ધોવા માંડે ! મસરી, આ જનમની હવે કોને કે'વાય ? સુકોપાખો જન્મારો કાઢી નાખ્યે છૂટકો છે.' રાંભીના ગાલની પાંદડીઓ પર દુઃખ-વરાળની સાવરણી ફરી જતાં બધી ગુલાબી વળાઈ-ચોળાઈ ગઈ.

ત્યાં પાંખેની હેઠાકુવાળી જમીનમાં જીવ આવ્યો હોય એવો ધબકારો થયો ને અદૃષ્ટ આદમીનો બુલંદ હુંકાર આ પંચ-પ્રેમીઓની સામે સનકારા કરી રહ્યો. રાંભીનો ધણી પરબત બોરડીનાં પાથેરાં સહત્રા સીમમાં નીકળ્યો હતો, ને દૂરથી કોઈ બે માનવીનો બોલાશ સાંભળીને એ આ તરફ વળી આવ્યો.

પરબતે તનની ખીણોમાં બોર નોતર્યો, ને ઘાતકી અમાનુષતાને, સિન્દૂરી અગનને ખાચરા ભરતી કરી મેલી. જૂના વેરીને, પોતાનો જીવન-રોગાન ઉખેડી લેતો જોયો. જન્માંતરો પછીનાં છેટાં પડી ગયા પછી પણ બે પ્રેમ-સ્પર્ધીઓ ભૂરભૂટિયાં થતાં જે આગ અનુભવે એવું એ ક્ષણનું મેદાન બની ગયું. પરબતે કુહાડીનો મુંદરભર ઘા મસરી પર મેલ્યો.

મસરી મિલનમત રસમાં ગરકાવ હતો, એટલે એને આ આવતા ઘાનું ભાન નહોતું. એની પાસે પરોણો હતો, પણ એ યે હળવી બાનીમાં સ્થિર ભાવની ગુંજના માફતો ખભા પર નૃત્યે ચડી ગયો હતો. ઓચિંતા-ના પ્રહારે એ ધરાશાયી બન્યો.

એ પછી એને ગાડામાં નાખીને ઝૂંપડી ભેગો કોણે ક્યારે કર્યો એવું એને ભાન ન રહ્યું. મસરીનો સાઢો એની સારવાર કરવાને પાસે રોકાઈ રહ્યો, અને મસરી ભાનમાં આવતાં તેણે આ બનાવનું કારણ પૂછી જોયું.

કેટલાક દહાડે મસરી સાજો થયો, પણ વેરનાં ઈંધણાં અખંડજળ્યાં

રહી ગયાં હતાં. મોકો મળે ત્યારે એ વૈર-ઇંધનોને અગ્નિ પાવા તલસી રહ્યો હતો.

જનસંસારના અગાધ ઘટના–સાગરમાં રુઆન્નત ક્લેશના વડવાનલ પીપી રહ્યા છે, અને આયુષ-પૂડોને જરાક ઠેસ લાગતાં એ જ્વાળામુખીની અંધતા ધારણ કરે છે.

× × ×

ભોળાં વર્ષોની નગદ શક્તિ વસુન્ધરાના જીવોને પજવી રહી હતી. મેઘ-ઘૂંઘટની જાળીઓમાંથી, આજે બે બે વર્ષો થયાં પાણીનું એક બુંદ ટપક્યું નહોતું. માનવ–જીવાતોનો ઊભરો, ભૂખના ઉંબરમાં સૂકી જીભના સબકારા લેતો હતો.

બબસતા ખેડુતો ને માલધારીઓની હઠીલી બલિહતાનો ઊડીને સોથ વળી ગયો. ધરતીનું મનખ્યા–મૃણાલ ભૂખમરાની ભઠ્ઠીમાં શેકાઈ ને ચૂરો થયું.

પરબત જાતુ ખેડૂત હતો. એને ઉપરાઉપરના આ નિર્જળા દુષ્કાળના હલ્લાએ મોળોછાળુ કરી નાખ્યો. કુટુંબ–કૂવાના થાળા પાસે બરકતની જે કંઈ ચોડીબળી ઓકળ પાંગરી હતી તે કરમાઈ ને કરજળી ગઈ. મરનારનાં આપ્તજનોના ચહેરા પર બોલીનાં વહેણ સ્થગિત થઈ જાય તેમ પરબતની ધાસેલી કૃષિ-સંપતના મરણથી તેનું હૈયું વહેણવિહોણું થઈ ગયું.

એવે લડાઈનો ઝેરી વંટોળ જલ, થલ ને આકાશી રોમાંચને રુંધવા લાગ્યો. વાતાવરણની પ્યાલીમાં વિદુદ્ધ ને પ્રલય ઘોળાતા હતા. દેશ અને ખંડને માટે ખપી જવાની યુદ્ધનાદીલી ઘોષણા ઘેઘૂર બનવા લાગી. પૌરુષનાં મોજાં કતલની રાંગે ચઢે બાથ ભેવા લાગ્યાં, મૃદુમુગ્ધ કવિતાની મૃણાલ કલીઓ જેવી નારી–તરંગાવલિ, ઘાયલ મરદોને મલમ-લેપનાં આલિંગનો આપવામાં એની સુકુમારતા ડસી રહી; જીવનમાં સદપદે ફરનારાં સ્વછંદ સ્પંદનો ઓસવાને મથી રહ્યાં.

બાજરા વમરના પોતે ભૂખની બાદમાં બકાઈ મરે તેના કરતાં ગોળીઓની પ્રાછટોને ઝીલાવતાં યુદ્ધનાં જંગલમાં મરદ થઈ જવું એ માનવીઓને વધુ મીઠું લાગ્યું.

યુદ્ધભરતી માટેના અમલદારી કાગળિયા ગામોગામ લહેરાઈ રહ્યા.

પરબતે સરહદના મોરચામાં પોતાનું નામ નોંધાવી દીધું. વતનનો ખોળો છોડવાનાં હવે દિવસો ને ઘડીઓ ગણાવા લાગ્યાં.

રાત્રિ એની એકલતાની લાજમાં અકળાઈ ને સ્નેહ–ક્ષુભિત બની હતી. તારાનાથની કૌમુદીનો લીસોટા–પદરવ ક્ષિતિજના અંધારવર્તુલ પર જરા સરખો ય નહોતો પડ્યો, કેમ કે શશાંક એની મનોધરાની બીજી કોઈ સ્વપ્ન–સારિકાના રમણ–વિહારમાં ગુલતાન હતો. નિશાના નિસાસે નિસાસે તારઃ–અશ્રુ રેલાતાં હતાં.

બે માનવી ઊંડી ઊંડી જીવનમંતલસના ચાકડે ચઢ્યાં હતાં. વિકળ બાંધછોડનો તોફાની પ્રશ્ન એને સંતાપતો હતો. આ ભવ ને આવતો ભવ, ને એના પછીના અપાર–અગાધ જન્મારા–જલધિના અતલ તળિયામાં ખોવાઈને, કે નોખા પડીને, સંસારભૂમિકા પરથી સદાને માટે ભૂંસાઈ જવું, એવી અનંત પતાવટની બાજી આ દંપતીમાં ખેલાઈ રહી હતી. આયખાની કોરી પાટી અણુલખી યે અક્ષરોનું રાચરચીલું બિછાવતી હતી.

"સાંચવીને રે'જે, ત્રણ મહિનાની આગોતરી ખરચી તો આપણા પટારામાં પડી ચૂકી છે, પછી તેં જુદના મેદાને પોસાંવેંત મહિને મહિને ખરચી આવી પૂગવાની. જમીં તો ભાગામાં ને કાં તો સાથીપું કરાવી વવરાવી લેવી. ને સાજાનરવા ને હેમખેમ તો જ પાછો આવીશ તાં તો કરજ ફીટી ગ્યું હશે ને સરકારમાંથી યે 'પેનશી–પગાર' મળ્યો હશે."

પરબતને માટે એ રાત્રિ સંગ્રામની સાબદાગીરીની હતી. સરસામાનમાં તો એક લશ્કરી બિસ્તર હતો, ને એના વીંટામાં જેટલું ભરાય એટલું ભરીને સંભરી જવાનું હતું. બિસ્તરનો વીંટો કરતાં કરતાં સાથે જીવતર–વીંટો પણ થતો હતો. આ બધાં દઃખિયાન રંભીનું જીગર વામાહીન થઈને બળતા દીવાની શિખમાં પરોવાઈ ગયું હતું.

"તયેં હવે હું જરાક ખેતરે આંટો મારી આવું, ને હમણાં જ પાછો આવું છું." પરબત બહાર નીકળ્યો. ઊંચા ટેકરા પર થઈને એનો રસ્તો ખેતરે જતો હતો. ટેકરો ઊતરીને એ સપાટ જમીન ઉપર આવ્યો, ને એક બુકાની બાંધેલ આદમી એની સામો આવ્યો.

એણે કડિયાળી બાંધતી રાખી હતી. તેણે પડકારો કર્યોઃ "પરબતા,

ભાયડો થાજે, લે હું તું બોડકિયું ચર્યો'તો. તેં તો ઓચિંતો ઘા કર્યો પણ હું તો તને પડકારીને ઘા કરું છું." પરબતે પારખ્યું કે મસરી વેરનું વળતર ચૂકવવા આડા બાંધીને ઊભો હતો.

"કોણ મસરી! ઠીક મળ્યો ભાઈ! કાળી રાતના ચોખાનમાં આપણે ઠીક ભેળા થયા. હું તો તને કેદુનો ગોતતો હતો...."

"તું કાંઈક કરવા નો ગોતે? હજી પાણી થોડુંક રહી ગયું હશે!"

"જો ભાઈ, મારે હાથચાલાકી નથી કરવી; કાલ સવારે હવે આ ગામની સીમને છેલ્લા રામરામ કરી હું તો ઓદ્યા દેશમાં ઊતરી જવાનો છું." પરબતની આંખોમાં મૈત્રીમૃદુલ ભાવવાહિતા નીંઝરી રહી.

મસરી પલળ્યો. ભીંગાણાનું મેદાન કેટલા કેટલા મરદોનાં દીવેલ-બળથી જાગરણ સેવે છે એવી રણસ્મૃતિની એને ખબર હતી. રણની કેડી અને મોતશોકની પરલોકી ધડી વાહિયાતની ભીષણ અંકુરિતતાને ઓગાળી નાખે છે. મસરી આગલી તમામ કડવાશને ગળી જતો લાગ્યો.

"તું એક તો સવેલું સાતી ગયો ને માથે દગાથી ઘા કરી ગયો! તારી નામર્દ ફિરસિયરી આજ પરગટ થઈને તને માદાની હાકલ કરે છે ઈ મને બહુ ગમે છે. પણ ધીંગાણાનો ધરમ સમાલજે! નકર પ્રેતું ઈ પડ મરવાની અણીએ પણ નહિ જંપવા દે" નિખાલસ રણ-ઘેઘૂરતભી ઉદાર બાદશાહત મસરીની મર્દાનગી રણમારી રહી.

"મસરી! મારી એક મૂડીનું રખોપું કરવા તને રાખી જાઉં છું."

"મૂડીની ભળામણ તો વેપારી-વાણિયાને ન્યાં હોય! આ ભભૂતનો ભરોસો ક્યાં કર્યો!"

"ભભૂતિના નાંખનારા આપણે ઈ અજાણ્યો સાંખશે! વટક-કમાઉ, ને વ્યાજખાઉ વાણિયાને ઈ ચાપણ દઈએ ને, તો મૂળગાનો માલ પણ ખોવાઈ જાય."

મસરી સમજી ગયો. એની પાક દિલાવરતાનું ઓયવિહીન હૂંડું, નિષ્કલંક બની, એક રણબાજંદાને વિસામો સોંપે છે એ એને મન મોટી

વાત હતી. સ્વપ્ન સમી રેલાઈ ગયેલી રાંભીની ભળામણનો એ સવાલ એની મર્દાનગીનું રામભજન થાય એ એનો વિજય હતો.

"પરબત, આપણે તો દુશ્મન કહેવાઈએ. દુશ્મનાવટમાં તો દગો ઊઠરે."

"ખરી દુશ્મનાવટની રગમાં મનખ્યો માંડવાની ધખના હોય છે. દુશ્મનીના ઘોડાની લગામ વિશ્વાસના અસવારને સોંપો તો દુશ્મની દગો નહિ દે!" ગામડિયા હૈયામાંથી જ્ઞાનની ગુપ્ત ગંગાએ ઊભરો લીધો.

અને વળતી સવારે પરબતની ઝૂંપડી, માત્ર રાંભીના સ્નિગ્ધ સહવાસની સાક્ષી રહી. રૂપના કણે ચડેલી તેની કાયા વિજોગજડ થઈને કરમાયલી આશાના ઘાટ તરફ વળી જતી હોય એવું, જોનારને લાગી આવે.

તે દિવસે સાંજની સેંથીમાં જ્યારે આકાશી વાદળી રંગ ભળ્યો, અને માલતીમય કેશરની આરસ-બીસી ખુશબુ આથમણી ક્ષિતિજે ઓળખાઈ રહી ત્યારે નિર્જીવ ને નોંધારા મનોભાવે મસરી રાંભીના ઉજરાની ખબર લઈ આવ્યો.

ઓરડા ને ઓસરી વચ્ચેનો ઉંબર જાણે એક બીજાના શીલકૌરત આડેની રામદુહાઈ હોય એવો આકાશ-ઉત્તુંગ થઈ રહ્યો. નીચા નેણ-દાઝેલ મુખે રોજ સાંજસવાર મસરી રાંભીની ખબર લઈ આવતો, ને પાછો પોતાના થાનકે નિર્લેક હૃદયે વળી જતો.

કપરાં વર્ષોના મૂક ભારે એક તો યમપંથ બિછાવેલો, અને એ પંથ ઉપર થઈને જે કોઈ નોંધારા જીવો પસાર થતા તેને સમૃદ્ધ ભૂખમરાનાં જીવનભરી દર્શન કરવાનાં હતાં.

રાંભી આધાર-શૂન્ય જીવનદીપ લઈને પતિની લાંબી વિજોગવાટ સમાલતી બેઠી હતી. તેજથી તરસી રહેલી ઝૂંપડીમાં શુશ્રૂષાહીન પડેલું મુકડું ભયાનકતામાં ગમગીનતા સંચે, એવા હાલ રાંભી અને તેના ઘરના થયા હતા.

એને ઉપરાછાપરી ભૂખના બે કાકા થયા હતા. પેટનાં લાય ને લાવા, વગરઅન્નની ભૂમિકામાં જે સ્વચ્છંદ ખેલ રચે છે તેની જાદેજ્વાલી જ્વાળામુખી કરતાં પણ અનેકગણી હોય છે. વિરાટ માનવતાના દંભની રંગભૂમિ એવી હોજરીઓ સંભાળમી કરે છે.

" રાંભી 'તું' હવે બીજું' બધું' રે'વા દે, ને મારે ન્યાં હાલ, તું મારી મા-જણી બેન છો, ઘરનો ટાંપોટાયો કરજે, ને ખારામોરા દિ કાઢી નાખજે " પારાવારની પરિધિથી સંધ્યા જ્યારે નિશાનાથની બંકી હોડીમાં બેસીને વિલીનતાના ખંડ તરફ થતી હતી ત્યારે મમુરીએ ગાડિયા પાસે ઊભા ઊભા કંગાલ થયેલી રાંભીને કહ્યું.

ખાલી જેવા થએલા એ ઓરડા પર સાંકળ વાસીને એક ઝાંખી-ભૂખી પૂતળી પોતાની કાયાનાં રખોપાં બીજાને વિશ્વાસે મેલી શોધતી હતી, ને નમેરો ગ્રામવિસ્તાર, નાલેશી ને બેઈમાનીની મતિમાં પાછળ પાછળ ખસતો જતો હતો.

જડ-ચેતનની એ રામરામી હતી!

" અમે એમ પણ રાંભી ભારેવગી છે. "

" હાલચાલમાં ફેર પડી ગ્યો છે. "

" બીજું તો કોણ હોય, મસરી વિન્યા કોનું પાણી મયું' હોય ? "

આવી આવી નિંદા-તરંગાવલિ વિશાળ બનતી જનતાસાગરમાં મળવા માંડી.

અને એ વિશાળ તરંગાવલિની પછીતે એક બીજી વડવાનલ જેવી સત્ય બાની પણ પલવટ પાથરતી હતીઃ

" રાંભી, બેન, ભૂલના કુંડાળામાં પગ પડી જાય, ને મનખ્યાલોકની ભૂલની તો ઈ ખાણ છે! પણ જોજે બીજું પાપ કરી બેસતી ના! કરઃતૂક માનવીનાં છે, આતમસૃષ્ટિ માલિકની છે હો!.પેટમાં સતું મસું' પારેવડું' બિચાડું શું જાણે કે માની.બેદરીએ એને આપણું આપ્યું છે? ને લોક ભલેને બેલાશક મારું નામ લ્યે, લેવા દેજે, મારો સતનો દીવડો કાળપથી ઓલી મેર છે. નિંદાનો સીમાડો ઊતરવાની માલિકે મને મજબૂતી આપી છે. તું કોઈને ચૂકારો ય ભણીશ માં! "

રેતીના થર પરથી ખડબચડી કાળી કાળમીંઢ જમીન ઊપસી આવે એવી સડેલી કલંક-ઊર્મિ રાંભીના મોંઢા પર ચઢી આવી. બદઓઈ ને અપરાધની સપાટ રેતી પર સંત-પયગંબરી સરલતા, પવિત્ર.પગલે ચાલી

આવતી હતી. એવાં એ પમલાના છીછરા ખાબોચિયામાં દિલાસાનું અગાધ સરોવર રંભીને મળી ગયું.

રંભીને મરદ માણસનાં રખવાળાં મળી ગયાં પછી પણ એનું હૈયું સુખી નહોતું. અગોચર વિચારના આગઓ બાહ્યનું ઉત્પીડન ખેરતા હતા અને આખી આબરૂની સુનેરી રેણુ જાણે લોહી બનીને ભારેસલ બોજે લદતી હોય એવી અસહ્યતા તેને કોચવી રહી.

હવે એ અને મસરી ગામની વસતીથી આઘાં, ખેતરની માડીમાં ખોરડું કરી રહેતાં હતાં. સ્નેહી અને સાથીઓથી બહિષ્કૃત એ હવે વાતાવરણની નૈસર્ગિક સહચારિતામાં સેવાતાં હતાં. અફાટ આકાશની છૂટી-તૂટી વાદળીઓને મનોગત સંતલસ કરવાનું અનોખું બિરુદ અર્પ્યું હતું, ને ખેતરાઉ કાળાશમાં રેલે જતી ચંદ્રિકાને પ્રાણના પાળામાં વાળીને જીવનમોલને નિંધલાવાતા હતા. આમ એકલતાના સ્વરમાં અનંતતા ઝબોળીને તેઓ સંસારની સમવિષમ અનેકવિધતાને એકતા આપતાં હતાં.

હવે એની પાસે, મસરીની, ગેરહાજરીમાં પણ એક સોબતી મળી ગયો હતો, અને એ એનું રૂપાળું ને રળિયામણું બાળક હતું. નારીજીવનના વિસામાની ખાણ અંતે તો એના ઉદરના ધણેણતા ખૂણાનો લાવા-રસ છે. લાવા જેમ ઠરી ગયા પછી ધરતીને અમરાઈનાં દાન દે છે, તેમ હક કે હરામની સંતતિ પણ માડી-મનસાને તો અંતે જંપની જ ઔષધિ પૂરી પાડે છે.

અને આ બધી લીલવણી સ્વપ્નધરા વચ્ચે મસરી તો સૂકાં પાલેરાં જેવો, વાડ થઈને રહેતો હતો.

સૂર્યનું લોલક એની ગતિના જોશમાં આકાશ-ઘડિયાળની વચ્ચે આવી ગયું ને પૃથ્વીના આસારામ પર મધ્યાન્હનો ટકોરો પડ્યો. રેતીના પથરાવ અને રણ-નિર્જનતા, આતશી કેફમાં ઘેઘૂર હતાં. પૃથ્વીનો જીવ-સમુદ અક્કડ આળસાઈમાં અટવાઈને તન્દ્રિત રૂપમાં આળોટતો હતો.

રણમાર્ગની ઊકળતી કઢાઈમાં પગનાં તળિયાંને તગતો એક માણસ આવતો હતો. વધી ગયેલી હજામત, ફાટેલું બાડિયું, ટૂંકી ચડ્ડી ને ઉઘાડા પગ—આ એની મુસાફરીની દોડના સાથીદારો.

નાસેલા ગુન્હેગારોની આંખોમાં જેવાં ભય ને ભાગેડુપણું હોય છે તેવી જ લાચારી તેની આંખોમાં દબાણી હતી. પગ નીચેની ધરતીને જેમ બને તેમ પાછળ કરવા તે મથી રહ્યો હતો.

દિવસ ને રાત–કોઇની પરવા કર્યા વગર તે નવીનોખી ધરતીની ધૂળને કચડતો આવતો હતો. તે ચાલતો હતો એના કરતાં વધુએ દોડતો અને દોડતો તેના કરતાં વધુ ઊડતો હતો એમ એની પાદ–ફલાંગો પરથી લાગતું હતું.

કોઈ કોઈ વાર તે પાછું વાળીને જોઇ લેતો પણ પાછળ તો ધૂળના ગોટાની હવાઇઓ વિના કોઇ આવતું નહોતું. પણ એ હવાઇઓમાંથી યે એની ભીરુતાનાં રૂપ ઘડાતાં હતાં.

થોડીક રજનીએ તારાઓની નિરંતર માળા ફેરવી, ને એ એક ઉજ્જડ જેવા ગામ–પાદરમાં ગયો. રાત પવનના પંખા વડે પંખી અને પાંદને હવા ઢોળતી હતી, ને પાદરની બધી કેડીઓ એક ઠેકાણે મળીને પંથીનાં પડેલાં પગલાંનો હિસાબ કરતી હતી. ગોવાળ ને ગાયો, કોસિયા ને કાન-ડિયા, પનિહારી ને ભથવારી, જોગી ને વિજોગી, સતીઓ ને સ્નેહીઓ–અનેકોની પદાવલિઓનો ત્યાં મેળાવતો સમાજ રચપાયો હતો.

એ એક ઝાડની ઓથે ઊભો રહ્યો ને ડાળીઓએ હસીને મીઠો મલકાટ કર્યો ને જાણે પાંદડાની સમૂહ–વાણી ' પરબત ' ' પરબત ' ના લહેકારા ગૂંથી વળતી હોય એવા પડછંદા ઊઠવા લાગ્યા.

ભ્રાંતિની પકડમાં એ ભીંસાતો હતો. પકડવા આવનાર પોલિસના પડછંદા બોલતા હતા અને જાણે પાછો મુશ્કેટાટ બંધાઇને બહુચરભૂમિના યુદ્ધ મોખરા પર ખેંચાઈ જતો હોય તેવું તેને થયું.

પણ એણે ભ્રાંતિને એક ચક્કર ચોડી. એ ક્યાં ભાગ્યો હતો ? ઘરવાળી-ને મળવા આંજીજીની મથામણો કરી છૂટ્યા પછી, શિલ્લાપાટ જેવા દિલનો ઉપરી લશ્કરી અફસર માન્યો નહિં લડાઇમાં ખપી ખૂટવાની તમન્ના જેવી જીવનમેળાપની તમન્ના પણ એટલી જ ખમીરવંતી છે, એ બિનાની જાણ વાંઠા બિચારા સરદારને ક્યાંથી હોય !

અને રાંભી મઝામાં છે એ જોઇને એ કયાં રોટાવાનો હતો ! પછી તો સંચરતા મોખરાની ઓથ નીચે, દુશ્મનોના ભારેસલ ગોળા ખાઇને ધરબાઇ જવાનું છે. મેળા થવાની, ઉલ્લી મેળની, મકસદને પૂરી કરવા સિવાય કયો ઇરાદો હતો !

તે એકદમ દોડયો. ઘરે આવ્યો. ઓસરી પર ધૂળની તર વળી ગઇ હતી, ને ઓસરીની આડીએ જાળાં–આવાનો પડો ટીંગાતો હતો. ઘણા દિવસના અવાવરૂપણાના વાવડ દેતા એ અવશેષોએ પરબતને ખેતર ઢાળો વાળ્યો.

અંધકારના જલમાં ડુબેલી એક પાખી ઝૂંપડી ત્રણ માનવીઓને–રાંભી, બાળક ને મસરીને–પાંખા પાલવમાં ઢબુરતી પડી હતી. નગ્ન નિર્દોષતાને ચૌંધતી એ રત્નજડિત નભ–દીપાવલીને નિખાલસતાના સનકારા કરતી હતી.

ઝૂંપડીની પરવાડે એ ઊભો રહ્યો, ને માલીકોરથી એક બાળકનો સ્વપ્નિલ રુદનસ્વર આવ્યો. એણે હેરીને અંદર જોયું તો એક દીવો ઝોકાં ખાતો જીવનસંધ્યામાં ડૂબવાની તૈયારીમાં બળતો હતો.

બાળક માની સોડમાં હતું, ને રાંભી પડખાભર પડી હતી. ઉઘાડું રતન બાળકના કપાળને અડીને માની વત્સલતા સિદ્ધ કરતું હતું. સામે મસરી માથાઅંધણાનું ઓશીકું કરીને ધારણમાં ઘેઘૂર હતો. નિર્દોષ નિદ્રાના મરકતા મોગરા અસ્ખલિત સૌરભે મહેકતા હતા.

"રાંભી, મસરી ને બાળક !" એક અબોલ પણ કાતિલ સાટકાનો પ્રકંપ પરબતને વ્યાપી ગયો. પાતળા કાળમીંઢ પડની પાછળ પુરાયેલ પાણી ઉછળી પડે એમ વેરની સેરોને આ બાળકે ઉસરાવી મેલી.

એણે આસ્તેથી કમાડિયું ખોલ્યું, ને અંધારામાં પણ આવતી બીશરુ-તાને જોઇ કંપિત બની ગયાં.

પરબતે એક છરો કાઢયો. મ્યાનમાંથી નીકળેલ છરાને તિમિરચેતનાએ પણ ન ખુલ્લો પાડયો. ઊલટી એ ચેતના મદદરૂપ નીવડી. કાળાં કરતૂકને ઢાંકવાનું ને નિર્મળ જ્યોત્સ્નાને ઝગમગાવવાનું બેવડું કામ કરતી એ વિરાટ કાલિમા, માનવ–અંતર જેવી નિરંતર અકળિતના સમારે છે.

અને જ્યારે મસરીની પહોળી છાતી-છીપર પર મારકણો છુરાની છરો ઝીંકાયો ત્યારે કાગડાના માળામાંથી કકળાટનો, ને કૂતરાના રુદનનો અમંગલતા-સૂચક અવાજ નીકળી ઊઠ્યો.

સ્નેહાળ માનવ-તપસાની કસોટીનું સ્વરૂપ, ઊજળું થતું, વસુધાખોળામાં લુપાઈ ગયું.

ને પછી તો ખૂની પગલાં દોડતાં બની ગયાં. ખેતરાઉ દેશ, પાણીથી પલળીને ઢીલાં થનારાં આ અક્કડ માનવીનાં પગલાંને અશંગ રૂપે અપનાવવા ટક્કર ઝીલતાં.

સવારની કૂંપળ રાતના મનોભાવ પર ફૂટતી હતી ત્યારે મસરી એ જ ગામના સીમાડે ઝળુંબેલા ઝાડ નીચે જરા ઓથમાં ઊભો અને પાસે નજીકનું એક માનવ-જોડું વાતું કરતું હતું, "મસરી પણ મરદ ખરો, કોકે કરેલાં પાપને યે પોતાનું કરી પાળ્યું."

પરબતના અંતરમાંથી નિસાસાની નનામી નીકળી ગઈ, ને એ મૂઠિયું વાળીને ખેતરો ખૂંદતો ભાગી ગયો.

# વાસરિકા : ૧

## એચ. જી. વેલ્સ :

### એંશીમી જયન્તી

તા. ૨૧-૯-૪૬ : એ આજે છે એવું સવારના પહોરમાં યાદ આવ્યું. સવારમાં માસિકો વગેરેનાં પાનાં ફેરવવા બેસી જતો નથી. એ નિયમનો અપવાદ કાલે જ આવેલા આ માસના 'કુમાર'માંના આ વિષયના પરિચાયક, સુવાચ્ય લેખમાં (અશોક હર્ષ) નજરે પડેલી એમની જન્મતારીખે કરાવ્યો. તે ચાલીસેક દિવસ વધુ જીવ્યા હોત તો બાઇબલ-કથિત ખુશગીથી પણ દસકો વધુ આયુષ્ય-ને તો પછી, Three score years and score વર્ષો પૂરાં-કાળના હાથમાંથી પડાવ્યાના અધિકારી ઠર્યા હોત. પણ એ સિવાયનો ય આપણા લક્ષ, વિચારણા, લેખન-વર્તનાદિ પરનો એમનો અધિકાર ઓછો નથી એ વાતની પ્રતીતિ એમનું કે એમને વિશેનું જે જે આ દિવસોમાં વાંચીએ છીએ-નવું કે જૂનું શોધીખોળીને-ત્યારે તે પરથી થાય છે; જેમ, એમની હયાતીમાં ય એમના વાચકોને થયેલી.

ગયે મહિને એમના મૃત્યુ વિશે જાણ્યા પછી મારી પાસેનાં અંગ્રેજી સામયિકો તથા પુસ્તકોમાં વેલ્સિયન સાહિત્યની પૂછપરછ આદરી તો લેખો-અલેખો મળીને ડઝનથી ય વધુ વાનાં હાથમાં આવ્યાં. એમાં સૌથી પહેલું મૂકવા જેવું તો, અમારી વિલ્સન કૉલેજની લાઇબ્રેરીની છાપવાળું (પણ ત્યાંથી તફડાવેલું નહિ-' કરણઘેલા 'વાળા વેદાન્તી ભાઈઓની યાદ આપતા આજના કેટલા ય વિદ્યાર્થીભાઈઓની જેમ-પણ હરરાજીમાંથી ખરીદેલું )-છાપવાળું ૧૯૧૪ના એપ્રિલનું 'બુકમેન' છે. (એ જમાનો હવે તો, 'કુમાર'લેખ-

માંથી જ શબ્દો પ્રહેલી વાર જાણ્યા તેમ પરમાણુ સન–Anno Bombini–'ર'ની (બીજી) સાલ ચાલતી હોઈ, પ્રાગૈતિહાસિક જેવો નથી લાગતો ? એ નવા અક્ષે તો જગદુદ્ધાર માટે વાણી તથા કલમ દ્વારા અથાકપણે ઝૂઝનાર વેલ્સને ય એમનાં છેલ્લાં વર્ષોમાં કેટલા નૈરાશ્યવાદી કરેલા ! બીજી રીતે જોતાં, અણુબંબ જ આપણને શું નથી ભાન કરાવતો કે વેલ્સના જીવનસન્દેશની હવે તો અગાઉ કરતાં ય વધુ જરૂર છે?) ... પહેલા (૧૯૧૪–૧૮ના) મહાયુદ્ધમાં જ ઘણું કરીને ગત થયા તે ટૉમસ સેકોમ્બના એ 'બુકમેન'-માંના મોટાં બાર પાનાંના અને ૨૫–૨૭ ચિત્રોવાળા લેખ સાથેનાં ચિત્રોમાંનાં કેટલાંક ચિત્રો–ચન્દ્રલોક, ત્યાંનાં માનવજાતત્તર કહેવા જેવાં વસનારાં, મંગળ-ગ્રહનો પ્રદેશ, ત્યારે તો હજી બિલકુલ થઈ નહોતી એવી આકાશી લડાઈઓ વગેરે વિશેનાં વિલક્ષણ ચિત્રો–એમના વિસ્મયજનક, પ્રગલ્ભ કલ્પનાપ્રભાવ-ની કાંઈક પિછાન કરાવે છે.

એ લેખકની જેમ, ૧૯મી સદીના છેલ્લા દસકામાં જેઓ જુવાન કૉલેજિયનો હતા તેમણે ત્યારના નવા, બહુ પ્રોત્સાહક સાહિત્યકાર વેલ્સનાં 'ટાઈમ–મશિન' વગેરે વાંચી જે સંવેદન માણેલાં, જે એમની પછીની પેઢીના વીસમી સદીના પહેલા દસકાના જુવાનોનાં પણ સંવેદન હતાં, તેનો ખ્યાલ આપતાં મિ. સેકોમ્બ કહે છે કે–બૅરોમીટરના ચડતા પારાને તીવ્ર જિજ્ઞાસાવન્તો જેમ નિહાળે તેમ પૂજ્યભાવી એકાગ્રતાથી અમે એ નવલકારનો સાહિત્ય-સૃષ્ટિમાં ઉત્કર્ષ તેમ જ એની કૃતિઓને તથા શૈલીને, ભાવનારંગીઓની રીતે નિહાળતા. .... કેટલીક નવલોમાંનાં વેલ્સનાં સ્વાનુભવનાં આલેખન તાદૃશ બન્યાં છે એ ત્યારની એમની કિશોરવયની ઉત્કટ ગ્રહણધારણશક્તિને લીધે તેમ જ કુટુંબના તથા એ નાના દુકાનદારવર્ગના દારિદ્રયને લીધે–આ વાત પણ મોટાનાના ફકરા ટાંકી બતાવી છે. .... એ લેખ લખાયા પછીનાં ૪૦ વર્ષ સુધી વેલ્સે બજાવેલા કર્તવ્યની ત્યારે પણ ઝાંખી કરતાં લેખક સૂચવે છે કે જગત માટે ઉચ્ચભાવનાત્મક તથા અપ્રતપીન ધ્યેયનાં ('આઈડીઆ' માટે પ્રા. ઠાકોરનો શબ્દ) વિતરણ કરી દરેક દેશના સ્થિતિરક્ષક વર્ગોને ઉદ્‌બોધન કરનાર તરીકે વેલ્સનું કાર્ય બહુ મહત્ત્વનું છે.

મનસ્વી કાર્યાર્થી

તા. ૨૩–૯–૪૬ : ગઈ કાલના 'ભારતજ્યોતિ'એ પુનર્મુદ્રિત કરેલો

મિ. રૉબર્ટ લિન્ડનો લેખ વાંચ્યા પછી: (૧) ઘણા વિચારકો 'રાનો બંગે' જેવી સામાજિક નવલો કે 'વૉર ઑફ ધ વર્લ્ડ્ઝ' વગેરે વૈજ્ઞાનિક કાદંબરીઓ ('રોમાન્સીસ'; આ ઉચિત પર્યાય એક મિત્રની શોધ કે સંયોજન છે.)—એને વેલ્સના કાર્યના મુકુટમણિ સમાન ગણે છે; બીજા, એનાં 'મૉડર્ન યુટોપિયા' જેવાં બોધાત્મક કે આઉટલાઈન ઑફ હિસ્ટરી' વગેરે ઇતિહાસ, વિજ્ઞાનશાસ્ત્ર તથા સંપત્તિશાસ્ત્રનાં ત્રણ વિખ્યાત શિક્ષણાત્મક પુસ્તકોની તત્કાલીન અસર ઘણી પ્રબળ હોવાનું માને છે. (૨) જેઓ તેમની વિરુદ્ધ હોય તેમની તો તે સખત ખબર લઈ નાંખતા જ, પણ ફેબિયન્સ, સામ્યવાદીઓ કે (હવે મરહૂમ) પ્રજાસંઘના સંઘવીઓ જેવાં મનુષ્યો જેમની સાથે ન્યૂનાધિક અંશે તે સંમત થતા હોય, તેમની સાથે પણ વેલ્સને કલહ કે અણબનાવ થતો એમ કહેવાયું છે. પણ એ તો એમ જ થાય ને! मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम्। આ દુનિયામાં 'એચ. જી.' જેવા મોટા તેમ બીજા મધ્યમ કે નાના જે ભાવનાવન્તો હોય છે, જેઓ દુઃખસુખ બંનેને બને તેટલાં ઘોળીને પી ગયા પછી તેમની ભાવનાઓ પરત્વે માત્ર મનસ્વી કે ધૂની ગણાઈને બેસી રહેતા નથી પણ એનો લાભ પામી શકે અને સૌનું શુભ થાય એ માટે એ ભાવનાઓને વ્યવહારમાં યથાશક્ય સિદ્ધ કરવા કાર્યાર્થી પણ કટ્ટર વિરોધ સામે થતા થતા બનવા મથે છે, તેમની રીત એથી જુદી કઈ રીતે હોય?

અને પરાપૂર્વથી યુગે યુગે ચાલ્યા કરતા આ ગજગ્રાહ યુદ્ધની હાસ્યકરુણમિશ્રિત મોટી ખૂબી તો એ છે કે વ્યવહારકુશળો પોતે ભાવનાભક્તોનું દૃષ્ટિબિન્દુ ઘણી વાર તો સમગ્રપણે સાચું હોવાનું સ્વીકાર્યા પછી પણ તેમનો વિરોધ કરે છે, કોઈ વાર શત્રુ પે બને છે અને જાણ્યેઅજાણ્યે ભરી ઉદાસીનતા તો તેઓ હમેશાં સેવતા હોય છે. 'સંજોગો'ને નામે જે મુશ્કેલીઓ તેઓ આગળ કરે છે તે ખરી રીતે માણસજાતની પાપરૂપ જડતા સિવાય બીજું કાંઈ હોતું નથી. એ તમોમયતાની સામે લડવા જેટલી હિંમત વ્યવહારના જીવોમાં હોતી નથી, તેથી સુધારણાના થીગડિયા કે દહીંદૂધિયા ઉપાયોથી સન્તોષ માનવાનું તેઓ ક્રાન્તદર્શી ભાવનાદ્રષ્ટાઓને ઉપદેશ્યા કરતા હોય છે. એ કેમ ચાલે? જે અનિષ્ટ ઊંડાં મૂળ ઘાલીને બેઠાં હોય, જેને ઉખેડવા આકરા ઉપાયો લીધે જ છૂટકો થાય તેમ હોય, તેવો છૂટકો વ્યવહાર-

વિદા ખરા દિલથી (એટલે એમનામાં જડ ઘાલી બેઠેલી કોઈ ને કોઈ પ્રકારની સ્વાર્થપરાયણતા પરહરીને) ભાવનાપક્ષના સહચારી બને તો તો કેટલા ય દાખલામાં ઓછા શ્રમસમયના વ્યયે થાય તેમ હોય છે; તેના સંબન્ધી તો ભાવનાના ખેલંદા બંદાની છેલ્લા પાટલાની રીતો જ એકમાત્ર, માનપાત્ર પાટલાની હોય છે. આમ ભાવનાવીરો તથા એમના પૂજકોએ ગાઈવગાડીને સદૈવ કહેતા રહેવું પડવાનું–પછી ભલે, લિન્ડ વેલ્સને ગણે છે તેમ, અમારી ('અમારી'! આ ધૃષ્ટતાને પણ શું કહેવું!) આખી ય આગ્રહી જગદુદ્ધારકોની જમાતના જમાતીઓ સર્વ કાળ માટે આમ અકોણા ગણાયા કરતા:" He must have things done his own way or not at all.' '

પરલોકવિચાર

(૩) તેમની હમેશની ઉભરાતી સ્ફૂર્તિમયતા, એમાંથી નીપજતી અવિશ્રાન્તપણે (રાતમાં જાગી જાય ત્યારે પણ) લખવાની ટેવ, નૃત્ય, રમતગમતો વગેરેનો પ્રેમ: આનો ઉલ્લેખ કર્યા પછી રે. લિ. કહે છે કે જીવન માટે આટલી બધી તમન્ના એમને હોવા છતાં, મરણ પછી ફરીથી જીવવાની તેમની ઇચ્છા નહોતી. "નાનકડા એચ. જી. માટે એક જિંદગી તદ્દન પૂરતી છે" એમ પોતે એક વાર કહેલું.

અહીં પૃથ્વી પર થવાના પુનર્જન્મની એ વાત નથી, આપણને 'સ્મરણસંહિતા'એ પરિચિત કરી આપેલા ખ્રિસ્તી સ્વર્ગમાંના નવજીવનનું સૂચન છે એટલું સૌથી પહેલું સમજી લઈએ. તેમણે 'ગૉડ ધી ઈન્વિઝિબલ કિંગ'માં સર્વસામાન્ય રીતે પણ એમ કહ્યું છે કે મનુષ્યો મરણ પછીની જે વ્યક્તિગત અમરતાની ઇચ્છા (પ્રસંગોપાત્ત ફરીથી નોંધીએ કે 'સ્મ. સં.'માં સૂચિત છે તેવી) રાખે છે તેમાં સ્વાર્થીપણું રહેલું છે.....આ બધું ખરું, પણ બે વર્ષ પહેલાંનો વેલ્સનો જે લેખ 'લીડર'માં થી આદિતવારી, 'ક્રૉનિકલે' (તા. ૨૫–૮–૪૬) આપણને સુલભ કરી આપ્યો છે, જેનો થોડોક પરિચય "સંસ્કારમુકુર"માં (૨૨–૯–૪૬નું 'ગુજરાતી') અપાઈ ગયો છે તે પરથી ચોખ્ખું એમ જ સમજાય છે કે પરલોકવિષયક તેમની બુદ્ધિગત માન્યતા ઉપલા પ્રકારની હોવા છતાં, જીવનનાં છેલ્લાં વર્ષો અર્વાચીન યુદ્ધની બીષણતા દિવસે વેઠ્યા પછીની રાત્રિઓનો તેમનો સ્વપ્નવિહાર એટલો સુખદ

હતો કે આપણે સૌ સ્વપ્નમાં દરમ્યાન સૂક્ષ્મ દેહે, યથાકર્મ ને યથાપ્રસંગ, જે સ્વર્ગપ્રાય કે નરકવત્ લોકનો કે ભૂમિકાનો અનુભવ લેવા ત્યાં વિચરતા હોઈએ છીએ, તે જ વેલ્સ પણ પામતા. હવે એમનો જીવાત્મા એ સ્વર્ગીય સ્વપ્નોને સ્થૂલ બન્ધનોથી રહિત એ તેજોમય પરલોકમાં વાસ્તવ રૂપે માણતો હશે, ઈહલોકના વિવિધ અનુભવોને વિશેષ વિકાસાર્થ આત્મસાત્ કરતો હશે. આમ કહેવામાં વહેમીપણું લેશમાત્ર નથી; આ તો, દેખનારે દેખેલી વિશ્વ-રચનાના ક્રમની, એના મહાનિયમાનુસાર દીઠેલી બિનાઓ તથા હકીકતોનું સાદું કથન છે. આપણે સામાન્ય જનોએ ખરા સંસ્કારી નહિ તેટલે અંશે પામરજનો હોઈને, વળી હઠપૂર્વક એવા રહીને એ જ્ઞાન પામવાની વૃત્તિ તથા ફુરસદ વિનાની પોતપોતાની જાતને બનાવી નાંખી છે—એવી જ એને રાખવા વળી હોંસીલા છીએ, તેથી એ વસ્તુ વસ્તુ તરીકે ખોટી ઠરતી નથી. તે અપ કે 'નવા' માનસશાસ્ત્રને વહાલો વિભ્રમ તો હરગેજ નથી; એ તો છે સ્વાભાવિક શાશ્વત સત્યો, ઉચ્ચતમ માનસશાસ્ત્રને સમાવનાર યોગદર્શનના દ્રષ્ટાઓએ પ્રત્યક્ષ કરી સિદ્ધ ગયેલાં.

જૂના-નવા પ્રીસ્ટલી

તા. ૨૫-૯-૪૬: Benn-પ્રકાશિત ૭ પેનીની પુસ્તિકા ધી 'ઈંગ્લિશ નૉવેલમાં (૧૯૨૭) મિ. જે. બી. પ્રીસ્ટલીએ વેલ્સની પ્રતિભા તથા સેવાઓનું કેટલુંક ગુણદર્શન કરવા ઉપરાંત, લોકોની જગદ્વ્યાપક જડતાથી એમને જે ક્રોધ ચઢયો ને ચઢયો રહેતો, અધીરતા પણ એવું જ ચાલુ સ્વભાવલક્ષણ બનેલ, તેને લીધે શુદ્ધકલાવન્ત નવલકારની એમની શક્તિઓ બરાબર ખીલી, નહિ એવી ટીકા કરી હતી. તેને આશરે બે દસકા પછી (વચ્ચે બીજો, માણસ-જાતની ખેદકૂદીના મહોત્સવ જેવો વિશ્વવિગ્રહ આવી ગયો ને ! તેથી ) જાણે એ ટીકા ભૂલસરી લાગી હોય તેમ, વેલ્સનો સ્થૂળ દેહ ભસ્મીભૂત થતો હતો ત્યાં જ તેમણે આપેલ નિવાપાંજલિમાં એના અક્ષર-દેહગત એ ક્રોધાળ-પણાનો તથા અધીરાઈનો ખુલાસો શોધતાં કહ્યું છે કે " તે ક્રોધ કરતા, કેમ કે આપણા કરતાં ઘણે અધિક અંશે તે જાણતા હતા કે જીવન ક્ષુદ્ર અને લોભી જનોની પડાપડી હોવાની જરૂર નથી. તે અધીરા બનતા તે પણ આવી જાણ તેમને હોવાથી કે હમણાં આપણે પહોંચી શકીએ છીએ તેનાથી જરાક જ આગળ આપણ સૌને માટે શરીર, મન તથા આત્માની મહિમાવન્ત બક્ષિસો, મૂલ્યવાન ભેટો મોજૂદ છે."

મિ. ક્રીશ્ચીના એ પ્રસંગના ઉદ્‌ગારોમાંથી એ વાક્ય તો મૂળ રૂપે જ ઉતારવાં વધુ યોગ્ય લાગે છે. "This was a man whose word was light in a thousand dark places....At his worst, he never diminished and hurt us and at his best he made us feel as he did that we live on a star."

## ત્રિકાલદર્શી

તા. ૨૭–૯–૪૬ : સ્વ. ફિલિપ ગ્વેડાલાકૃત 'મેન ઑફ લેટર્સ' માંનો નાનો નિબન્ધ વાંચતાં વેલ્સના ચિત્તમાં એક વિશિષ્ટ પ્રકારની ત્રિકાલદર્શિતા હતી એવી છાપ મન પર પડે છેઃ વિવેકશીલ, સારગ્રાહી ઇતિહાસનિરૂપક હોઈ, તેમણે ભૂતકાલ યોગ્ય રીતે જાણ્યો હતો; સામાજિક નવલોમાંનું એમણે કરેલું સમકાલીનોનું આલેખન ચિત્રાત્મક, સ્થૈર્યયુક્ત તથા પ્રતીતિજનક છે. એ પરથી કહેવાય કે તેમણે વર્તમાનને બરાબર પિછાન્યો હતો; અને સાંપ્રતના આવા મર્મગામી, વાસ્તવિક દર્શનને પ્રતાપે જ, ૧૯૨૩ના જગતને તે અનુપમ વિશદતાથી નિરખી શકતા હોવાને લીધે જ, ૧૯૬૦ના જગતને સચોટ રીતે છતું‌જાગતું કરી બતાવવાની શક્તિ તેમનામાં આવી એ પયગંબર તરીકેની તેમની સાચી ગુણવત્તા છે.

સમગ્ર વેલ્સનું પ્રતીક કંઈક આવું હોયઃ "જગતને ચાંચલ્યપૂર્વક (alertly) વિલોકતી તેજસ્વી એક નયનજોડ." પણ alertly પછી "and not without malice" શીદ ઉમેર્યું હશે? મત્સર એમનામાં સંભવે પણ ખરો? ઊલટું, વેલ્સ વિશે જ વપરાયલા આ શબ્દો "And he has no malice" સાચા નથી? એ વાપરનાર મિ. ડબલ્યુ. જે બ્લાયટન (Blyton) નામે ધાર્મિક લેખકે એક વાર 'હિબર્ટ જર્નલ'માં (જાન્યુઆરી ૧૯૩૩) એ વર્ષોના નવલકથાસાહિત્યમાંનાં ભાવનાલક્ષી તત્ત્વોને વિચારતાં, બીજા કેટલાક સાથે એમને વિશે ઘણા સમભાવપૂર્વક લખ્યું છે કે વેલ્સની સામાજિક વિચારસરણી ન્યાયમૂલક, એકંદરે નીતિલક્ષી તથા ઊર્ધ્વગામી હોઈ માનવસાથિનો ધર્મદૃષ્ટિએ વિચાર કરનાર સર્વના તે સંગાથી ગણાય. લેખકે

એમનાં જ એ વાક્ય ટાંકીને બતાવ્યું છે કે ઉચ્ચ ધર્મભાવના તથા અર્વાચીન જ્ઞાનના પ્રકાશનું સંયોગીકરણ જગતનાં અનિષ્ટો ટાળવા માટે; શક્ય છે એમ તે માનતા.

આત્મકથા

તા. ૩૬૨ : 'કિપ્સ' વગેરે પોતાનાં અમુક બીજાં પુસ્તકો આત્મકથાત્મક હોવા છતાં તેમણે આત્મકથાલેખનનો પ્રયોગ કર્યો તે એટલા માટે કે: નવલોમાં આવું તત્ત્વ પ્રસંગવશાત્ જ આવવા દીધેલું તે હવે પોતાના ક્રમિક વિકાસ તરીકે બતાવી શકાય; ત્યારે આપવી અશક્ય એ કેટલીક નરી હકીકતો હવે અપાય; પોતાના જીવન તથા ઉછેરની ખરી ઊણપો શી હતી તે હવે જણાતાં, ભૂતકાળને દૃષ્ટિફલકમાં ગોઠવી દર્શાવાય.... પૂરું નિખાલસપણું, રંગદરિના સાથે સંવેદનોનું શાસ્ત્રીય આલેખન, અકાળે શિક્ષણ છોડી દેવું પડે તેવા એક-બે અકસ્માત ન થયા હોત તો પોતે કદાચ જિંદગીભર કાપડિયાના ગુમાસ્તા રહત અને આવા તો જગતમાં લાખો કિશોરો હશે એ વિચારે યુવાનીમાં માનવજાતિ માટે જાગેલ થઈ પછી વધેલી અનુકંપાનાં તાદશ આલેખવાં આદિકારણ: આ કેટલાંક એના પહેલા ભાગનાં ગુણલક્ષણ છે.... પોતાના મગજને રાંકડું ( a poor instrument ) કહે છે એ કદાચ માત્ર ધારણ કરેલી વિનયશીલતા તો ન હોય ?...માનવ-માનવેતર જીવનના ગૂંચવાઈ પડેલા ઘટના પ્રવાહોનું નિરીક્ષણ કરી, એને ઉકલવાનો યત્ન કરતાં કરતાં, જીવનવહેણની ભાવિ શક્યતા સમજવાની પોતાની નૈસર્ગિક શક્તિને પોતાનો ખાસ ગુણધર્મ સમજતા આ સંદર્ભમાં પોતે કહે છે : " The study and expression of *tendency* has been for me what music is for the musician." (નવેંબર ૧૯૩૪ના લંડન મર્ક્યુરી-માંના એ પુસ્તકના આર. સ્કૉટ-જેમ્સે લખેલા અવલોકનને આધારે.)

હિંદ વિશેનું અજ્ઞાન

૩૦-૯-૪૬ : ઘણા વિષયોના અગાધ જ્ઞાની કહેવા જેવા એ સુવિચારક તથા સત્પ્રચારકથી હિંદને એમની ઇતિહાસ તથા વિજ્ઞાનશાસ્ત્રની રૂપરેખાઓમાં પૂરતો ન્યાય અપાયો નહોતો. આગાંના પહેલાની આમી સ્વ. સર જ. સીને તેમને લખી જણાવ્યાનું મને સ્વ. પ્રો. વિક્રમરાયભાઈએ એક વાર પ્રસંગે નીકળતાં કહેલું. બીજા ગ્રન્થમાં પ્રાચીન ભારતના વિજ્ઞાનને અંગેની

એમની ત્રુટી તરફ વિદ્યાર્થી તરીકે પોતે ને સહાધ્યાયીઓએ ધ્યાન ખેંચતાં, વેલ્સે એ બીજી આવૃત્તિમાં સુધારી લીધાનું સર શા. ભટનાગરે હમણાં જ જાહેર કર્યું છે ('ભા. જ્યોતિ' : ૧૮-૮-૪૬)... આપણા દેશનાં મૂળ તેમને બ્રિટિશ સામ્રાજ્યવાદના માત્ર વિરોધમાં દેખાતાં; એ દૃષ્ટિએ (આ માસની તા. ૬ઠ્ઠીના 'સૌ. વેલ્ફેર'માંના અવતરણો મુજબ) તેમણે સૂચવેલું કે આપણાં સામાજિક બન્ધનો તથા કેળવણીની ઓછપો દૂર કરીને આપણે જો માનવબન્ધુતા અને માનવજાતિ માટેના સર્વસામાન્ય ભાવિની વિચારણાના પાયા પર આપણો રાષ્ટ્રવાદ રચીએ તો જગત-સુધારણા કાજે પણ કરી શકીએ. તેઓ આવો અભિપ્રાય ન દર્શાવત, જો રવીન્દ્રનાથ, ગાંધીજી, રાધાકૃષ્ણન ઉપરાંત વિવેકાનન્દનાં તેમ જ શ્રીઅરવિન્દનાં 'આર્ય'માંનાં સાંસ્કૃતિક લખાણોનો સહૃદયતાથી ઊંડો અભ્યાસ કરવાની તક એમને સાંપડી હોત તો.

## ઘણામાંના બે વિરોધી

તા. સદર: ક્ષણભંગુર પ્રકારના (એટલે, અલમસ્ત, મારા જેવા 'બુર્ઝવા'ને એવા લાગતા) બે વિરોધી ટીકાકારોની ચોપડીઓ પણ હાથ ચઢી છે. તેમનામાંના રાતાચોળ સામ્યવાદી, ૧૯૩૫માં પ્રકાશિત 'લિટરેચર એન્ડ એ ચેન્જિંગ સિવિલિઝેશન'ના કર્તા ફિ. હેન્ડર્સનનો વેલ્સ પરનો આક્ષેપ એવો છે કે ઘણા જેને સમાજવાદી માને છે તે વેલ્સ તો છે સ્વતઃ સ્વીકૃત (self confessed) 'લિબરલ-રેડિકલ.' તે 'વ. ઑફ વિ. ફિલસૉફર'માં માર્ક્સવાદનો ઉપહાસ ઉઘાડેછોગ કરે છે. ઇતિહાસકૃતિમાં તેણે માનવ ઇતિહાસને વર્ગવિગ્રહોરૂપે જોવો જોઈતો હતો પણ તેમ કરતાં તેને આવડ્યું નથી. ૧૯મી સદીના છેલ્લા પાદની રૂપરેખાના સમયથી તેમાં એ સામ્રાજ્યવાદી બને છે અને આખી કૃતિ તેણે "સ્વતંત્ર" ગુજરાન-સાધનવાળા સંસ્કારી સદ્‌ગૃહસ્થ તરીકે લખી છે. પહેલા મહાયુદ્ધ પછીના વેલ્સ એ લેખકને અસ્પષ્ટ (vague) ભાવનાવાદી તથા વિજ્ઞાનમાં, એ જગદ્રક્ષાની એકમાત્ર saving grace હોય તેમ, અગોચરવાદી (mystical) માન્યતા ધરાવનાર લાગ્યા છે, 'કૉન્ટેમ્પરરી મુવમેંટસ ઇન યુરોપીઅન લિટરેચર'માંનો (૧૯૨૮) ઇંગ્લિશ સાહિત્ય પરનો લેખ સંડન યુનિ.વાળા પ્રો. આઇઝાકસની કલમનો છે. તેમાં

તેમણે કરેલાં વિધાનં પણ વિચિત્ર છે. તે વેલ્સની અગાઉના ૧૯મી સદીનાં છેલ્લાં દસકાના "નામચીન દુર્વિકારીઓ–notorious decadents" હેન્રી જેમ્સ, સેન્ટસબરી તથા બેનેટ ભેગા કરે છે; વિજ્ઞાનને તો સેમ્યુઅલ બટલર વીસમી સદીના આરંભે જ તીક્ષ્ણ કટાક્ષબાણે વીંધી ચૂક્યો હોઈ, એ અરસાની વેલ્સકૃત વૈજ્ઞાનિક કાદંબરીઓમાં (જો કે એની સચોટ રસમયતા સ્વીકારાઈ છે.) તો તેણે વિજ્ઞાનની શોધો તથા શોધ–શક્યતાની કલ્પનાઓને અતિગંભીરપણે તર્ક–બુદ્ધિપૂર્વક વાપરી ખાધી (exploited) એટલું જ. એવી ટીકા કર્યા છતાં એ સમયના જે પાંચ વડેરા (લોકપ્રિયતા તથા પ્રતિષ્ઠાની નજરે), તેમાં કિપ્લિંગ, બેનેટ, ગાલ્સવર્ધી તથા કોન્રેડ, તેમાં તો તે એચ. જી. વેલ્સને પણ મૂકે છે.

## કેમ કરીને ?

ન જાણું શો મારું ઉર ધખધખે જોરથી બળે
ન જાણું શો મારે ઉર પ્રણયની ઝંખન જલે.
અરેરે ના કોઈ પ્રણયરસની વૃષ્ટિ કરતું
પછી શો છીપાતું તરસ ? તરસ્યું રોજ તરસ્યું.

અધીખ્યા હૈયાને ઊડું ઊડું થતાને પકડું ત્યાં
ઊડે ઝંખે ઝૂરે પટકાઈ જઈ પાછું પડતું.
છતાં ઘેલા હૈયા ! તરસ તુજની તો અણછીપી,
અરે, ધીમીધીમી બળબળત બપ્પોર શી ધખી !

પડે ટીપાં ટીપાં પ્રણયજળનાં ના સહી શકે,
બધા બંધો તોડી ધુધવતું મહા જોસભરમાં
વહે ગાંડું થૈને તુમુલ જલનું પૂર, કરી દે
બધે પાણી પાણી, રણ જતું રહે સિંધુ ગરજે

પ્રીતિગીતો ગાતો, જલલહરીની ખંજરી બજે,
—કહ્યું વાંછે એવું : રણ રહું જ કાં સાગર બનું.
બચલી સ્થિતિ તો સહ્ય ન તને,
તરસ છીપતું, કેમ કરીને ?

ઉપેન્દ્ર પંડ્યા

ગિરધરલાલ શેઠ ( પોંડિચેરી )

# સાધકની દૃષ્ટિએ

કહે છે કે શ્રદ્ધા હોય તો પંગુ ગિરિ ઓળંગે. તો સૌ ગિરિ કેમ નહિ ઓળંગતા હોય? શ્રદ્ધા લાવે ને ગિરિ ઓળંગે.

પણ એ કેમ કરીને લવાય? ચાંદીનો રણકાર તાંબું કે સોનાનો રણકાર ચાંદી આપે ખરાં?

શ્રદ્ધા આ રણકાર:જેવી વસ્તુ છે. પુંગુભાઇ શ્રદ્ધા લાવે ને ગિરિ ઓળંગે એ બને નહિ. હોય તો ઓળંગે. ના હોય તો પંગુ કે હજારપગું કોઇ ના ઓળંગે. હોય ત્યાં ને ત્યાં પડ્યું રહે.

રણકાર ઓળખતાં ના આવડે તો ધાતુપરીક્ષા ના થાય. માણસની શ્રદ્ધા શેમાં છે, તે ના પારખી શકાય ત્યાં સુધી માણસ ના પારખી શકાય.

બે જીવ ભેગા મળે ત્યારે બંનેની શ્રદ્ધા રણકે. શ્રદ્ધાનો રણકાર ઓળખતાં જે શીખ્યા હોય તે, નાણાંપારેખ જેમ નાણાં પારખવામાં ભૂલ નથી કરતા તેમ, માણસ પારખવામાં ભૂલ ના કરે.

માણસની ઓળખાણ એટલી એની શ્રદ્ધાની ઓળખાણ. ધાતુ અને એનો રણકો. માણસ અને એની શ્રદ્ધા પાડ્યાં છૂટાં પડાય નહિ..

જો કે કેળવ્યાં કેળવાય ખરાં. કેળવ્યાં કેળવાય ખરાં.

श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः

× × ×

હે મા ! આ દેહને એવો બનાવ કે તે તેજના શિખર પર પરા પ્રકૃતિના શુદ્ધ સુવર્ણની પાવડી પર ઘૂમતો રહીને, વિજ્ઞાનસૂર્યના તેજ-કિરણ અનંતદિશામાં વેરતો રહીને, તારા વિજયની ભૂંગળ બજાવે.

એવો બનાવ કે એનાં કિરણ જેની પર પડે તેમાં અમૃત ઉભરાય. જડ પથ્થર હોય તો તેનો સૂતેલો જીવ હાલે. વનસ્પતિ હોય તો તેનાં પાંદડાં માંહી માંહી વાતો માંડે.

પશુ હોય તો માણસને શરમાવે એવાં વિવેકશીલ ને બુદ્ધિમંતાં આચરણ કરે.

હે મા ! મને મર્ત્ય માનવીને એવો બનાવ કે તારો ઘડ્યો અમરતાની પ્રતિમા સમો પૃથ્વીની ઉત્તમોત્તમ પેદાશનો નમૂનો કેવો છે તે દેખાડવા ચૌદ લોક આગળ હું સગર્વ રજૂ થઈ શકું.

× × ×

ઘરઘરને રસોડે તાળાં વાગે. સેવમમરા ફાકી સૌ પેટ ભરે. કલ્પો સ્થિતિ, ઘડીવાર.

આજ બરાબર એ જ સ્થિતિ છે આપણી પ્રજાની, સાહિત્યના વિષયમાં.

વ્યાસવાલ્મીકિનાં સંજીવની સુધારસનાં ષડ્રસભોજન પીરસતાં રસોડે તાળાં વાગ્યાં છે. ચૌટે ને ચોકે આજ શું મળે છે ?

સીસકારા બોલાવતી જીભ ઊનાં ઊનાં ભજિયાં ખાઈ પેટ ભરે છે; એ ભજિયાં પ્રજાજીવનના ગાલની ગુલાબી કેટલા દિવસ ટકાવશે ?

ઘરઘરના રસોડારૂપ હજી સુધી તો વ્યાસ–વાલ્મીકિ આદિ જ રહેવા ઘટે છે.

મસાલા ચાટી–ચટાડી પેટ ભરવા–ભરાવવાનો આજ વા વાયો છે. જે સમજશે નહિ તો પ્રજા મોતના મુખમાં ભરખાવાની છે.

× × ×

મને ભાળ લાગી કે અંગ દેશમાં એક ટેકરી છે. એની માંહી અણમૂલ રત્નો છે.

મને થયું કે લાવ ખોદું.

પણ એ કાળમીંઢ પથ્થરની છે. મન-પ્રાણનાં કોદાળી લગાડું છું તો કોદાળા તૂટે છે. પથ્થર નથી તૂટતા.

મેં વિચાર્યુંઃ મારે રત્ન તો જોઈએ છે. કરવું શું? કયું બળ કામે લગાડવું?

અને મને સ્ફુર્યું કે અણકલ્પ્યા હૃદયાગ્નિના એક કેન્દ્રિત ઓઘથી એની પીઠ ભાંગશે.

મેં એવું કર્યું. એની પીઠ ભાંગી છે. માંહીથી અણમૂલ રત્ન સરી પડ્યાં છે. એણે મારો ખોળો ભર્યો છે.

× × ×

કોડિયાં ને દિવેલ ડૂલ થયાં છે. વીજળીની બત્તી રાજ્ય કરે છે. કાશીની જાત્રા ઓછી થવા લાગી છે. ઊડીને ચંદ્ર ને મંગળની જાત્રા કરવાનાં સ્વપ્નો સેવાય છે.

કોડિયાં ને દિવેલ ડૂલ થયાં. ગાડી ને ઘોડાં ડૂલ થવા બેઠાં છે. હવે આપણા દેહ જેવા પ્રાણ અને કોડિયાં જેવાં મન પણ ધીરે ધીરે ડૂલ થાય અને નવયુગને છાજે એવાં સૂક્ષ્મતર અને વિશેષ તેજોમય, અમૃતમય તત્ત્વો એ ગાદી પર આવે તો આશ્ચર્ય પામવાનું કારણ?

એક પછી એક બધું ડૂલ થવા બેઠું છે. ડાહ્યો હશે તે જરૂર આગળ દૃષ્ટિ દોડાવી જે કદી ડૂલ નથી થવાની એ વસ્તુને પોતાની કરી નિશ્ચિંતતાને પ્રથમ વરી લેશે.

આવતી કાલના ઉજાસમાં મોળા ન પડવું હોય, કાળા ના દેખાવું હોય તો આજથી જાગી જવું કામનું છે.

× × ×

જેમ પર્વત પર ઊભા રહી જોનારને નીચે મેદાનમાં ઊગેલાં બે તસુ ઊંચાં તણખલાં ને બાર હાથ ઊંચાં ઝાડ સરખાં દેખાય છે; મેદાનમાં વહેતાં ઝરણાં અને નદીઓ સરખાં દેખાય છે; જેમ નીચે ઊભા રહી જોનારને

એકબીજાથી હજારોગણા નાનામોટા અગનદીવડા તારા એકસરખા દેખાય છે; બહુ ઊંચે અગેલાં છાજ કે ટીચુકડા કનકવાઓ સરખા દેખાય છે—

આપણાં આસન અને તેમ, ઈશ્વરના આસન વચ્ચે એટલું અંતર છે કે આપણા મોટામોટા ધનંતરો અને ધનેરાં, સત્તાવાન સિકંદરો, સમશેરબહાદુરો અને સિપાઈસપરાં સૌ એને સરખાં લાગે.

વ્યવહારના નાનામોટાના ભેદથી ઘબાઈ જવાની કે બહેકી જવાની કોઈને ગુંદલે જરૂર નથી.

× × ×

સાચો યોગી શાંત સમુદ્ર જેવો છે. સંસારી પુરુષો—સંસારી મહાપુરુષો પણ—રમણે ચડેલા સમુદ્રનાં ઊંચાં નીચાં અનેક મોજાં જેવા છે. યોગીની સંગે જીવનનાવ પાર ઊતરવાની આશા છે. સંસારીના સંગે આપણી કિસ્તી આકાશપાતાળ હિલોળા લે તે માટે તૈયાર રહેવાનું છે. તારવાની ગુંજાશ સંસારીમાં ઓછી છે; ડુબાડવાની, હદપારની છે.

× × ×

હું હું હું ની વાત તો ખરી. પણ એ હું તે શું? તમને તમારા ખરા હુંની, મન–પ્રાણ–દેહમાં અવતરેલા તમારા સાચા સ્વની, તમારા અંતર્યામી પુરુષની અને તેની અસલ પ્રકૃતિની ઓળખ પડી છે?

એ નથી પડી ત્યાં સુધી, તમારાં કર્યાંકારવ્યાં તમારા સાચા હુંનો વિકાસ કર્યે જાય છે કે હ્રાસ એ ખાતરીબંધ બોલવાની તમારી શી હામ?

તમારાં કર્યાંકારવ્યાંની રચી અટવીમાં તમે અટવાઈ રહ્યા છો એ શું તમારા સાચા સ્વરૂપની અસલ પ્રકૃતિનું, સત્–તાનું પરિણામ છે?

જો એમ ના હોય અને તમારી આધિવ્યાધિ અને ઉપાધિ એ તમારી અધઃપ્રકૃતિના ભૂલભરેલા જ્ઞાનની રમતનું જ પરિણામ હોય તો તમે તમારા સાચા હુંને અને તેની અસલ પ્રકૃતિને શોધી કાઢ્યા વિના તમારા સ્વનો નક્કર વિકાસ કરવાની વાતો કરો એ નર્યું ગાંડપણ જ છે.

× × ×

ભગવાન માગ્યું આપે એ ભગવાન વિષેની સમજણ નથી. ગેરસમજણ છે.

× × ×

કચરામાંથી સારો કચરો વીણવો. ભાગેલા હાંલ્લાંમાંથી સારું જોઈને જુદું કાઢવું.

જીવનનાં સર્વ ક્ષેત્રોમાં આવાં તારણ કરનાર વ્યક્તિઓના પ્રમાણમાં સર્જક વ્યક્તિઓની સંખ્યા કેટલી?

આનંદ ને ઉત્કર્ષ સર્જનમાં છે. તારવણીમાં નથી.

× × ×

કર્મવીર, તું જાણે છે કે ભઠ્ઠીના તાપમાં વારંવાર તવાયા અને વારંવાર કસોટીને પથરે ચઢ્યા પછી જ સોનાનાં મહામૂલ અંકાયાં છે, એની ખ્યાતિ ચોદિશ ફેલાઈ છે?

વિચારક, તું જાણે છે કે કાળભઠ્ઠીના તાપમાં તવાયા અને અધ્યાત્મ—અનુભવની કસોટી પર નીવડ્યા પછી જ ગીતાનો શબ્દેશબ્દ જીવનોદ્ધારક મહામંત્ર ગણાયો છે—એનાં પારાયણ અખિલ વિશ્વમાં થાય છે.

તો પછી તું તારા કર્મ—સુવર્ણનાં અને વિચાર-મંત્રનાં જાતે મૂલ આંકવાં રહેવા દે. સબૂરી પકડ. એને ભઠ્ઠીના તાપમાં શેકાવા દે. કસોટી પર ચઢવા દે.

× × ×

એક વાર જાગી જવાય તો જે દેશમાં અમર થવાના ઉપાય દેખાડનારા પડ્યા છે તેને સશક્ત થવાના ઉપાય દેખાડનારનો તોટો નહિ પડે. જેમાં Death Controlના એકઠા પડ્યા છે તેને Birth Controlની આત્મવિહોણી વાહિયાત વાત પાછળ ઘેલે મોંએ ફરવાની જરૂર નહિ રહે.

એક વાર જાગી જવાય તો ........ .........

× × ×

ભીમ જેવી મહા કાયા, જરાસંધ જેવા વિપુલ પ્રાણ, શંકરાચાર્ય જેવી વિશદ તીક્ષ્ણ બુદ્ધિ જગતને મળ્યાં. છતાં જગતની આ સ્થિતિ છે.

તો જગતે હવે એથી યે આગળ પગલાં ભરવાં પડશે.

છોટાલાલ માનસિંગ કામદાર (સંપાદક)

# બે જમાના પહેલાં

## ઈંગરેજી રાજની બેદાદી

ઈંગરેજ સરકારની વરતણુંક હાલમાં ગણીજ વીલક્ષણ થવા લાગી છે. એ વરતણુંક એવી છે કે કાદવમાં ગળતો માણસ બાહાર નીકળવાને જેમ ઘણા જોરથી પગ પછાડે ને તે વધારે ગળતો જાય તેમ ઈંગરેજી રાજ ચલાવનારા કરતા જાય છે. કેટલુંક થયાં તે અવળાં ડગલાં ભરે છે ને ભરતા જાય છે કે જેથી રાજ અને રઈયતને નુકશાન થાય છે. રાજની નીતી બાબતમાં તેમની અકલ એવી તો ચાલવા માંડી છે કે તે ચલાવનારને માંડા અને છોકેલ કહીએ તો ચાલે. ફ્રાન્સને નીરબળ થવા દેઈ જાતે જ નીરબળ થયા. ટરકીને એકલી રડવા દીધી ને અમેરીકામાં પોરીયા વાગ્યા. જુઓ ઉભા રેહેવાનું ઠેકાણું રહ્યું છે. હિંદુસ્તાનમાં રોજ રોજ એક નહીને બીજા કારણસર કાં રઈયતને કાં રાજાઓને દુભવા લાગ્યા. આજ ગાયકવાડ તો કાલ નીજામ ને વળી કાઠીયાવાડનું તો કેહેવું શું. તેમના ઉપરતો એક રઈયત કરતાં પણ નફાટ હુકમ કરવા માંડયા છે ને કે કે મીઠા ફાંસીયા છે એટલે દુખ પડે તો પણ સારૂ મનાવ્યા વીના નાઈલાજે રેહેતા નથી. એક ગોરી ચામડી ગઈ કે એક મુખીને હુકમ કરે તેમ રાજાને હાજર રાખે છે.

સરકારે નોકરોનો મરતબો વધારવા તેમની ભિષતાઈ, મુરખાઈ અને લુચાઈ સામું પણ સરખું રીતે જોતા નથી. ઈગરેજો દેશીયો ઉપર અદેખાઈ કરી તેમને કચરતા જાય છે તો પણ તેની બુમ પોહોચતાને મુશકેલાઈ પડે છે.

સરકારી નોકરો પઈસા બરબાદ કરે છે. ખોટું નુકશાન કરે છે યા અણઘટતા મોટા પમાર ખાઈ જાય છે તેનું કોઈ પુછતું નથી, પણ પઈસા

નથી. ઈનકમટયાક્સ નાંખો, ન નાખો તો બીજી રીતે લોક પાસેથી કઢાવો ને રઈયતને કચરો એ જ હાલના ઈંગરેજોની સલાહો કબુલ કરવામાં આવે છે.

આગળના વખતમાં એક જ બાબતમાં જાદે લેવાતું હતું પણ આ રાજ્યમાં તો નાનામાં નાની બાબતોને નામે આગળ કરતાં દસ તો શું પણ વીસ ઘણું લેવામાં આવે છે. લોક છીંકતાં ડંડાય છે ને પમલું મુકવાના તેમને પઈસા પડે છે.

જારે ગાયકવાડના રાજ્યમાં દિવાની અરજીઓના કામમાં દાવાના આંક પર જારે છટકા લેવામાં આવતા હતા ત્યારે ઘણા ઈંગ્રેજ તે નીયમને ધીકારથી જોતા હતા. હવે પોતે જ જારે તેના કરતાં ડબલ કરવાની કળા છે ત્યારે તેમને શું કેહેવું એને વાસ્તે કોસમાં સોધવું જોઈએ.

કંપનીની કારકીરદીના વખતમાં જે જે બાબતો લેવામાં આવતી હતી તે કરતાં હાલ બમણો વધારો થઈ ગયો છે. જુઓ રાણીસાહેબે હિંદુસ્તાનનો કારભાર સારી રીતે ચલાવા લગામ હાથમાં લીધી ને તેના હર્ષમાં લોકે દીવા કરી ખુશી બતાવી તેનું જ પરીણામ હવે સાનસાબાનું [શહેનશા(હ) બાનૂ] થવાથી એમના સલાહકાર હવે એમને કેવી સાબાશી અપાવે છે.

હવે તો હિંદુસ્તાને એ જ કરવું જોઈએ કે વટલી વીલાયત જઈ પોતાની બુમ માથે બળતી શઘડી મુકી પાડવી જોઈએ કે ત્યાહાના ભલા પણ અંજાણ ઈંગરેજોની આંખ્યો ઉઘડે. મોટામોટા નીતીના અને કાયદાના થોથાં વાંચી પાસ થએલાની દ્યાનતનો દાખલો થોડા દીવસમાં મદ્રાસમાં બન્યો છે. કોણ જાણે કે ગાયકવાડની દાગીનાની પેટીની માફક આ કેસનું પણ કેવી રીતે ભુસાઈ જશે. (અમદાવાદ સમાચાર. ૨૬–૧૨–૧૮૭૭)

તા. ૧૧–૭–૩૬ જેતપુર

## ૨૫. ન્હાનાલાલ કવિકૃત
# દ્વારિકાપ્રલય–
## નો સવિસ્તર પરિચય

૧

શ્રીકૃષ્ણની વૃન્દાવનની વ્રજલીલા તથા કુરુક્ષેત્રની યુદ્ધનિમિત્તે થયેલી અપૂર્વ ધર્મધોષણાઃ આ ઉભયથી નિરાળું જેવું જે એમનું અલ્પ-જાણીતું સ્વરૂપ, "શ્રી કૃષ્ણદેવનો ઘોર-ઘોર નિર્ધાર", કે છપ્પન ક્રોડ યાદવોના માઝા મૂકતા દુરાચારને કારણે વધી પડેલો ભૂમિભાર પોતે ઉતાર્યો નથી, પોતે સર્જેલી દ્વારિકાનો પ્રલય પોતાને જ હાથે જ્યાંસુધી થયો નથી, ત્યાં સુધી સમગ્ર નિજ અવતારહેતુ સિદ્ધ થયો નથી તે એમના સ્વરૂપનું, કવિતા કે ઈતિહાસના જગતમાં અન્યત્ર જડવો દુર્લભ છે તેવા એ મહાભીષણ પણ કર્તવ્યરૂપ નિર્ધારનું આલેખન કવિશ્રીના જીવનકાળમાં છેલ્લી પ્રકટ થયેલી[1] આ કૃતિમાં થયું છે. શ્રીમદ્‌ભાગવતના અગિયારમા સ્કન્ધમાંથી લેવાયલા એના કથાબીજનો–શ્રીકૃષ્ણના દેહોત્સર્ગની કરુણ ને રૌદ્ર રસ નિર્ઝરતી કથાનો—પ્રારંભભાગ (પ્રસ્તાવનામાં મૂળ રૂપે ઉતારાયલા એ સ્કન્ધના પહેલા ત્રણ શ્લોક) વસ્તુસૂચન આ રીતે કરે છેઃ

આ પ્રમાણે ઘણી સેનાઓનો સંહાર કરાવ્યા પછી શ્રીકૃષ્ણ એક વાર વિચાર કરવા લાગ્યા: "લોકોની દૃષ્ટિમાં પૃથ્વીનો ભાર ઊતર્યો જણાય છે પરન્તુ હું હજી પૃથ્વીનો ભાર ઊતર્યો હોય એમ માનતો નથી, કોઈથી સહન ન થઈ શકે એવું યાદવોનું કુળ હજી ઊભું છે. મારા વિના કોઈ બીજાથી તેનો નાશ થાય તેમ નથી. તેમ આ યાદવો વૈભવોને લીધે ઉન્મત્ત થઈને ફરે છે માટે તેમનો સંહાર કર્યા

૧. ૧૯૪૪ની સાલમાં. કાવ્ય રચાયેલું ૧૯૪૧માં વ્હેલું. એ રચનાનો ઇતિહાસ પ્રસ્તાવનામાં રસભરી રીતે ને વીગતવાર આપ્યો છે.

વિના પણ છૂટકો નથી. હું પોતે જ યાદવોના કુળમાં ક્લેશ કરાવું એટલે મને શાન્તિ મળશે. પછી હું વૈકુંઠમાં પાછો જઈશ." શ્રીકૃષ્ણભગવાને આવો નિશ્ચય કરીને બ્રાહ્મણોના શાપને લઈને પોતાના કુળનો સંહાર કર્યો, અને ત્યાર પછી પોતે સ્વધામમાં પધાર્યા. ૨

૨

'દ્વારિકાપ્રલય' નું અર્પણ ઔચિત્યપૂર્વક, 'સાગરિયો શિરમોર' એવા શ્રીકૃષ્ણચન્દ્રને જ થયું છે. તે "સાગરલ્હેર સમો લ્હેરે લ્હેરખડો" છે, તેવો જ છે ગંભીર, રત્નાકર સમ રત્ન ઉછાળતો, વળી રસિયો ને રસધીર. તે વૈભવ માણી તો ય રહે 'જગનો જોગન્દર'; ઋષિવરનો અર્ધાંશ છતાં એનો ભક્ત તે છે. સાગરતીરના પૃથ્વીશ એવા એ દ્વારિકા–ધુરન્ધરનું એથી ય મનોહારી સ્વરૂપ તો આવું છેઃ

આનન્દજ્યોત એનાં મુખડું ને આખડી,
આનન્દ અંગનો પમરાટ;
પીયૂષપગલી એહ પાડે પરાગવતી,
પીયૂષપાણિ³ એ વિરાટ ?
હો ! માદરે સાગરિયો શિરમોર.

"વાંસળી વાય" છતાં "શંખ પૂરે ઘનઘોર" એવા, બ્રહ્માંડના એ સરજનહાર અને સંહારનહારની જીવનકથાના અન્તિમ પ્રકરણરૂપ આ કાવ્યના ચાર ખંડ છેઃ નિર્માણ, યદુસંહાર, દેહોત્સર્ગ તથા દ્વારિકાપ્રલય. તે (પ્રા. ઠાકોરે આપેલા નવા નામ) 'આન્દોલરચના' અર્થાત્ અપદ્યાગદ્યની ૩૦૭૫ પંક્તિઓનું છે અને ખંડદીઠ ત્રણ એમ ૧૨ સુન્દર ગીતો વડે અધિક આકર્ષક છે.

૩

સ્વર્ગમાંથી દ્વારિકા આવવા દેવવિમાનમાં પૃથ્વી પર ઊતરતા દેવર્ષિ નારદના તંબૂરમાંથી વહતી "હરિ ! ત્હારે કીકી–કીકીને હિન્ડોળ" એ

---

૨. નાનાભાઈ (નૃસિંહપ્રસાદ) કા. ભટ્ટનું 'શ્રીમદ્–લોકભાગવત' પૃ. ૫૬૫–૬૬.

૩. પુસ્તકમાં 'પાણી' એમ 'ણી' દીર્ઘ છે પણ એ છાપભૂલ લાગે છે.

ગીતપંક્તિથી શરૂ થતા 'હા. પ્ર.'ની આ ત્રણ પહેલી લીટીઓ જ—એ વર્ણવે છે કાંઇક બીજું એટલે દેવદેવીઓનાં નયનકિરણ, તો પણ-સમગ્ર કાવ્યવસ્તુના ભવ્ય-ભયાનક સ્વરૂપને ધ્વનિત કરે છે.

આભ ફાટયો
ને મહીંથી થયો ઉલ્કાપાત:
જાણે કાળના ઝર્યાં અગ્નિઓ.

વિમાન એ રીતે "અગમનિગમનાં ગીત ગાતું", અમૃતલોકમાંથી મર્ત્યોના લોકની નિકટ આવ્યું ત્યારે એ કેવું લાગતું હશે?—' જાણે ખરતો તારો ખર્યો." અને એ બધો ય સમય એમાંથી, બ્રહ્માંડ-સુરાવલિનાં જાણે સૂક્ષ્મ ને ઘેરાં ગર્જન સમાન, મનોહર, અર્થગંભીર ઋષિવાણી, (ફરીથી, અસ્તોદયની હરિલીલાને જ સૂચવતી) વહતી હતી:

સૂર્ય ને શશિયર આરતી કરતા
બોલે ગહનતાના બોલ;
અસ્તોદયની આ વિશ્વલીલામાં,
હરિવર એક અડોલ.
હરિ! હારી કીકીને હિંડોલ.

પરન્તુ એ અડોલ હરિવર જ શ્રીકૃષ્ણપ્રભુરૂપે આ ત્રિગુણાત્મક પ્રકૃતિમય જગતમાં લીલા કરવા અવતર્યા હતા ને? એમને દેવોનો એક સન્દેશ આપવા જ દેવર્ષિ આજે, અબરખના અપરંપાર થર સરખાં અન્તરિક્ષના થર વીંધીને, આકાશલોકમાંથી સૂર્યચન્દ્ર વડે તપતા–ચમકતા તેજલોકમાં અને ત્યાંથી વિરાટ–પાંખો સમા ઝંઝાનિલવન્તા વાયુલોકને વટાવી, પૃથ્વીની યાત્રાએ પધારતા હતા. વાયુલોકમાંથી, "વિશ્વવિરાટની પલવટ-કરચલીઓ" હોય તેવી મેઘમાલાની આરપાર સોહતી સાગરતીરની સ્વર્ણમયી દ્વારામતીની ઝાંખી તેમને થઈ:

દૂરથી દીઠી દેવર્ષિએ
સરોવરપાળે કો દેવદેરી;
કેદારાપ નીચે લલાટીલડી સમી
ને સુવર્ણતેજમાં ન્હાતીનમતી.

મેઘ એ મેઘમાલાના, કોઈ કુંકુમ કે કેસરના રંગના હતા તોબીજા નીલોત્પલવર્ણા. એ અદ્ભુત રંગોમાં સુભગ સ્નાન કરતા કરતા નારદજી નિમ્નતર અન્તરિક્ષ-દેશે પહોંચ્યા ત્યારે—

દેવર્ષિની પૂર્વ પાંખે હતી ધાત્રિ
ને પશ્ચિમપાંખે હતો સાગર.
ત્યહાં, આભને પૂર્વઆરે,
સૂર્યાસ્તસમયે દીઠો સૂર્યોદય :
ક્ષિતિજની પૃથ્વીપાળે વિરાજેલો
ને સહસ્ર કિરણાવલિઓ ઉછાળતો.
એ હતી કૃષ્ણદેવની સુવર્ણદ્વારિકા,

એક પાસ એમ, પ્રકાશપુંજ હતી એટલે દૂરથી સૂર્યોદય સમી ભાસતી દ્વારિકા હતી, તો બીજી પાસ કાંઈક જુદું જ હતું :

અને ઢડાળી પશ્ચિમપાંખે
દીઠો સહસ્રાક્ષ સૂર્યાસ્ત;
પ્રચંડ, મીનજળ,
સાગર સળગાવતો,
પ્રારબ્ધની ચિતા સમોવડો.

આ છેલ્લા શબ્દો જેમ આગમનાં એંધાણ દેનારા છે, તેમ દિશ દ્વયના દ્વૈતમાંથી પણ જે અદ્વૈતગર્ભ ચિત્ર રચાતું હતું તેનો પણ રહસ્યમય એક સન્દેશ હતો :

દ્વારિકાની પાછળ ઊગતો'તો અમૃતનિધિ :
પૂર્વની પૃથ્વીમાંથી જાણે પ્રગટતો.
પૂર્વપશ્ચિમ ચન્દ્રસૂર્યનાં છાબડાંએમાં
દેવર્ષિએ દીઠો ત્યહાં પૃથ્વીલોકને
કાળનાં પલ્લાઓમાં તોળાતો.

૪

જે દ્વારિકાનો 'સર્વમેધ યજ્ઞ' થોડા સમયમાં જ થનાર હતો, તે આ દિવસે તો હતી "સૂર્યતેજની શિખરમાળ સમોવડી" અને રત્નાકરનાં રત્નોથી મંડિત. શ્રીકૃષ્ણ પોતે તથા એ કૃષ્ણનગરીનાં યુવાન નરનારીઓ અતિથિ ઋષિવરોની મહેમાની મેઘ વરસે તેમ કરતાં અને પ્રેરણા પીવા આવતા પરાક્રમીઓ પ્રત્યે આભ જેવાં ઉદાર હતાં. એ સર્વ, ત્યાંના

યોદ્ધા તો કુરુક્ષેત્રમાં ખપી ગયા હતા એટલે નગરમાર્ગના સ્ફટિકપાટમાં 'આયુષ્યના ફુવારા' ઊડતા હોય કે પ્રફુલ્લતી સૌંદર્યવેલીઓ હોય તેવાં યુવકયુવતીઓ સોહામણી, "દ્વારિકા હતી ત્ય્હારે યૌવનનગરી." કૈલાસના શિખરેથી ઉતારીને અહીં સાગરતીરે સ્થાપી હોય તેવી જાણે એ અલકાવતી હતી; અને, "કૃષ્ણદેવ ત્ય્હાં રહેતા માયાના મંડપોમાં." તેમની એ પ્રાણ-પ્રિય પુરીની રક્ષા તો કરતું હતું 'સહસ્ર પાંખડી સુદર્શન' ચક્ર :

સૂર્ય-ફરતી ઘૂમે જે સૂર્યજ્વાળા
એવું ઘૂમતું'તું સુદર્શન-ચક્ર;
પ્રોજ્જ્વળ અને પ્રારબ્ધચક્ર સમું :
જાણે વીજળીઓનાં વમળો પક્ષપક્ષમાં.

જાણે વીજળીઓનાં વમળો પક્ષપક્ષમાં.

સુદર્શને નારદનું વિમાન જાણી, એને નમીપ્રણમીને પ્રવેશવાનો માર્ગ આપ્યો એટલે સાગરતીરના મહાવનમાંની 'હરિવરની વૃન્દાવનવાડી' માં,—એના

મોતીપ્રવાળની વેણુપાથર્યા વાટપટમાં
ઉતર્યા જઈને દેવર્ષિ
અવનીના અક્ષરોને વાચતા.

પરન્તુ એ ક્ષણે એમના વિમાનને સન્ધ્યાના "મહામાયાની આંધી સમોવડા" પરિમળો ઘેરી વળે છે એ ઘટના, ફરી એક વાર, આગામી આપત્તિનું સૂચક ચિન્હ છે.

૫

નામ એનું હતું વૃન્દાવનવાડી, પણ અહીં દ્વારકામાં ને આટલે વર્ષે, શ્રીકૃષ્ણની જીવનલીલાના અન્તિમ વર્ષે, તો એ 'પ્રૌઢરાણી ગોપિકાસ્મૃતી' જ હોય ને? એ ઊણપ તો પૂરી પુરાય નહિ તેવી; તો ગે, એ આઠરંગી વિશ્વવૈકુંઠ હતું એ દેવાધિદેવનું ધામ એટલે એને આંગણે હતા એ પારિજાતક, એનાં વૃક્ષોમાં દેવપંખી કલ્લોલતાં'તાં, નયનને એ નન્દનવનથી ય અધિક આનન્દ આપે તેવું હતું 'ગહનતાની કુંજ' સમું. ગોખમાંથી સાગર દેખાય તેવા એ ગઢાલયના એક ખંડમાં હાથીદાંતના પાયાવાળા અગરચન્દનના, ઉપર હારશણગારની ચાદર બિછાવેલી તેવા, સિંહાસને શ્રીકૃષ્ણ બિરાજ્યા હતા.

—અપૂર્ણ

પ્રા. ભાઈલાલ મ. કોઠારી. એમ. એ.

# ભુલાઈ જતાં સ્વજનો[1]

આ દેશમાં અંગ્રેજી કેળવણીના યુગને શરૂ થયે આજે લગભગ સો કરતાં વધારે વર્ષો થયાં છે, અને પશ્ચિમના સુવિકસિત સાહિત્ય અને સંસ્કૃતિ સાથે આપણી પ્રજાનો યોગ થવાના પરિણામે આપણા બહુવિધ અને એકમાર્ગી જીવનનો જે કાયાપલટો થયો છે એ તો આપણે આપણા અત્યારના જીવનવ્યવહારમાં સ્પષ્ટ રીતે અનુભવીએ છીએ. રાજકીય જાગૃતિનાં છેલ્લાં પચીસ વર્ષમાં ગુજરાતને જે નવા જ પ્રકારની અસ્મિતાનું ભાન થયું તેના પરિણામો આપણે આપણા સમસ્ત જીવનના પુનર્વિધાનમાં જોઈ શકીએ છીએ. સાહિત્યમાં પણ એ અસ્મિતાની સભાન સ્થિતિ વિવિધ સ્વરૂપે પ્રકટ થઈ છે. જેમ આપણે આપણા અવ્યવસ્થિત જીવનને વ્યવસ્થિત કરવાનો, નવા રંગે રંગવાનો પ્રયત્ન કરતા થયા તેમ આપણે આપણા અસ્તવ્યસ્ત વેરાયલા સાહિત્યને પણ સભાનપણે અને ચીવટપૂર્વક વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો. એનાં પરિણામો એટલે સને ૧૯૨૧ પછીના આપણા સાહિત્યની ગણનાપાત્ર અને વૈવિધ્યભરી ગ્રંથસમૃદ્ધિ.

આપણે સૌ જાણીએ છીએ કે પ્રજાજીવનમાં એક કાળે પ્રવેશતી કોઈ પણ મહાન પ્રાગતિક પ્રવૃત્તિ–ભલે પછી તે રાજકીય, સામાજિક, ધાર્મિક કે ગમે તે અન્ય ક્ષેત્રની-હોય પ્રજાજીવનનાં બીજાં સર્વ ક્ષેત્રોમાં એક જાતનો ક્ષોભ જન્માવે છે અને તેના પરિણામે એ સર્વ ક્ષેત્રોની પ્રવૃત્તિમાં ફેરફાર થઈ તે સૌ પેલી મહાપ્રવૃત્તિનાં જાણે પૂરક ન હોય તેમ તેના વેગને અનુકૂળ થવાનો પ્રયત્ન કરે છે. તેમ કરવામાં અંતરાયભૂત તત્ત્વો પ્રરક્ષક (conservative) તત્ત્વો તરીકે ઓળખાય છે. જગતની પ્રજાઓના ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે.

---

૧. ઓક્ટો.'૪૬માં રાજકોટમાં ભરાયેલા સાહિત્યસંમેલનના સોળમા અધિવેશન પ્રસંગે લખાયેલો નિબંધ

પરંતુ કેટલીક વાર એ જાગૃતિકાળને પરિણામે આવેલું નવું સંપ્રદાન જે જીવનક્ષેત્રને અનુલક્ષીને આવેલું હોય છે તેની ત્રુટીઓનું એટલી તો તીવ્ર રીતે આપણને ભાન કરાવે છે કે એના આઘાતના માર્યા આપણે જીવનનાં બાકીનાં સર્વ ક્ષેત્રોનું પણ એ જ સંક્ષુબ્ધ દૃષ્ટિએ મૂલ્યાંકન કરવા પ્રેરાઈએ છીએ અને પરિણામે આપણને જાણે આપણું સમસ્ત જીવન ત્રુટીઓથી જ ભરેલું ન હોય એવો ભાસ થાય છે. ધારો કે આપણા સંજોગોનાં પરિણામે આપણા રાજકીય જીવનમાં સૈકાઓ સુધી કોઈ પણ જાતની પ્રગતિ થયેલી ન હોય, તો આપણા સાહિત્યિક, સામાજિક, કે પછી ધાર્મિક જીવનમાં પણ કશી જ પ્રગતિ થયેલી નથી અથવા થયેલી હોય તો પણ તે અતિ અલ્પ મૂલ્યાંકનને જ પાત્ર છે. એવી લઘુતાગ્રંથિવાળી મનોદશાથી આપણે વિચારવા પ્રેરાઈએ છીએ. પણ આવી મનોદશા એ સંક્રાન્તિકાળનું એક અલ્પજીવી લક્ષણ હોઈ જીવનના બીજાં સર્વ ક્ષેત્રોની પેઠે પ્રવર્તમાન પ્રાગતિક પ્રવૃત્તિ સાથે સંવાદી બને તેની સાથે જ તેનો અંત આવે છે.

સને ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાની પ્રવૃત્તિને અંગે, સમસ્ત દેશમાં રાષ્ટ્રીય અસ્મિતાનાં જે આંદોલનો ફરી વળ્યાં તેની અસર ગુજરાતને પણ થઈ હતી. આપણા તે સમયના જીવનમાં જે નવજાગૃતિ આવી તેના પરિણામે એ જીવનધબકારના પ્રતીકરૂપ સાહિત્યમાં પણ ભરતીનાં પૂર આવ્યાં. આપણા પ્રાચીન અપ્રસિદ્ધ ગ્રંથોને પ્રકાશમાં આણવાના જે પ્રયત્નો આપણે આરંભ્યા તેના પરિણામે 'બૃહત્ કાવ્યદોહન,' વડોદરામાંથી પાંત્રીસ ગ્રંથોમાં પ્રકટ થયેલી 'પ્રાચીન કાવ્યમાળા' અને 'પ્રાચીન કાવ્યત્રૈમાસિક' વગેરે સાહિત્યસામગ્રી પ્રસિદ્ધ થઈ ચાલી એટલું જ નહિ પણ એ નવી ચેતનાની પ્રેરણાદ્વારા કેટલાય ઉત્સાહી ગ્રંથકારોના પ્રયત્નોદ્વારા નવી સાહિત્યસૃષ્ટિનાં પણ નિર્માણ થયાં જે સને ૧૯૨૧ સુધી એક યા બીજા સ્વરૂપે ચાલુ રહી.

સને ૧૯૨૧ની રાષ્ટ્રીય ચેતનાનું સ્વરૂપ કાંઈક જુદા જ પ્રકારનું હતું. એણે આપણા જીવનમાં ફરી વાર જોશ જન્માવ્યો અને આપણા જીવન અને સાહિત્યને નવો અવતાર આપવાની પ્રવૃત્તિઓ વધારે વેગપૂર્વક શરૂ થઈ જે હજી સુધી અવિરતપણે ચાલુ રહી છે.

આમ છેલ્લાં સાતે દસકાનો આપણો ઇતિહાસ કહે છે કે આપણે બબ્બે વાર રાષ્ટ્રીય ચેતનાનાં પૂર અનુભવ્યાં છે અને તેની અસર આપણા જીવને અને સાહિત્ય પર સ્પષ્ટપણે થવા પામી છે.

## પગદંડીમાંથી રાજમાર્ગ

હિંદની રાષ્ટ્રીય ચેતનાનાં આ છેલ્લાં પચાસ વર્ષમાં આપણે આપણા સાહિત્યનું વિશેષ સભાનપણે મૂલ્યાંકન કરતા થયા છીએ. આપણું વિવેચન-સાહિત્ય જે પૂર્વે એક સાંકડી પગદંડી જેવું હતું તે એક વિશાળ રાજમાર્ગની કક્ષાએ પહોંચ્યું. 'પુષ્કળ કવિત્ર માતા પોચટ આંસુ સારતી' હતી તેમાં ઔચિત્યપૂર્ણ વિચારમગ્નતા પણ પ્રવેશી, લોકગીતોનું વિશેષપણે સંશોધન થઈ તે લોકજીવનમાં પ્રવેશ પામતાં થયાં, કવિતાના કલેવરમાં મ વૈવિધ્ય પ્રવેશ્યું, ગદ્યનાં વિવિધ શૈલીસ્વરૂપો જન્મ્યાં અને વિકાસ પામ્યાં, કલ્પનાનેત્રના પરિપાકરૂપે વિવિધતાભરી નિબંધ-સામગ્રી શક્ય બની, તેમ જ સંખ્યાની દૃષ્ટિએ ભલે મર્યાદિત પણ ગુણવત્તાની દૃષ્ટિએ જુદી જુદી કક્ષાનાં અનેકાંકી અને એકાંકી નાટકોની રૂપસૃષ્ટિનાં સર્જન શક્ય બન્યાં છે. ગુજરાતની સાંસ્કારિક અસ્મિતાના સ્વરૂપનું ચોક્કસ ભાન થાય એ હેતુથી એ ગુજરાતનું રેખાદર્શન કરાવવાના અને તેનાં ગ્રંથ અને ગ્રંથકારોના પરિચયના પ્રયત્નો થયા. એનાં ભાષા અને સાહિત્યનો પરિચય કરાવવામાં સહાયભૂત બને એવાં પ્રકાશનો પણ અસ્તિત્વમાં આવ્યાં. એ સૌ પ્રયત્નોનું આજે મૂલ્યાંકન કરવામાં આવે તો આપણને જરૂર લાગે કે એ પ્રયત્નોની પાછળની કે કાળની સંક્ષુબ્ધ મનોદશાને કારણે કે પછી કેવળ માહિતીના અભાવના કારણે આપણા સાહિત્યના ઘણા ગ્રંથો અને ગ્રંથકારોને આપણે ઉવેખ્યા છે. એ સૌ સાહિત્યપિતૃઓનું આજના પ્રસંગે સ્મરણ કરી આપણા ભૂતકાલીન સાહિત્યની થોડી ઘણી અજ્ઞાત અથવા અલ્પજ્ઞાત જ્ઞાનસમૃદ્ધિને પ્રસિદ્ધિમાં આણવાનો આ પ્રયત્ન છે.

સૌથી પ્રથમ તો ગુજરાતના ગ્રંથો અને ગ્રંથકારોનો પરિચય કરાવનાર આકરગ્રંથ તરીકે 'ગ્રંથ અને ગ્રંથકાર'ને લઈએ. એનાં અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલાં નવ પુસ્તકોએ ગુજરાતી ભાષાસાહિત્યની એક અદ્વિતીય

સેવા કરી છે એમાં શંકા નથી. એની પ્રસિદ્ધિ થઇ ત્યારે એ દિશામાં એ સૌથી પ્રથમ પ્રયત્ન છે એમ સૌને લાગ્યું હતું અને એ દૃષ્ટિએ એ ગ્રંથને વધાવી લેવામાં આવ્યો હતો. પરંતુ એ ગ્રંથની પ્રસિદ્ધિ પૂર્વે અઠ્ઠાવીસ વર્ષ પહેલાં એટલે કે સને ૧૯૦૨માં જામનગરના વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીના પ્રયત્નદ્વારા 'ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો ભાગ ૧ લો' એ ગ્રંથ પ્રકટ થયો છે જેમાં પોણોસો જેટલા ગ્રંથકારો અને બસો જેટલા ગ્રંથોનો પરિચય કરાવવામાં આવ્યો છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ( હવે, ગુજરાત વિદ્યાસભા ) તરફથી પ્રકટ થયેલા 'ગ્રંથ અને ગ્રંથકાર'ના પહેલા પુસ્તકમાં આ ગ્રંથ વિષે ઈશારો સરખો નથી એટલું જ નહિ પણ તેને 'એક શરૂઆતના પ્રયોગ' તરીકે રજૂ કરવામાં આવ્યું છે. વૈદ્યશાસ્ત્રી મણિશંકર-રચિત ગ્રંથ સને ૧૯૦૨ જેટલો જૂનો હોવા છતાં ય એનાં સામગ્રી અને રૂપરંગ જોતાં ૧૯૩૦માં પ્રસિદ્ધ થયેલો' ગ્રંથ અને ગ્રંથકાર' જાણે એની ઢબે જ પ્રસિદ્ધ થયેલો ન હોય એમ લાગ્યા વિના રહેતું નથી. ગુ. વ સો. ના 'ગ્રંથ અને ગ્રંથકાર'ના ચોથા વર્ષથી તેમાં વિદેહ ગ્રંથકારોને પણ સ્થાન મળવા લાગ્યું છે જે અત્યાર સુધી ચાલુ રહ્યું છે. આ ગ્રંથનાં પ્રસિદ્ધ થયેલાં નવે પુસ્તકો જોતાં તેમાં જે વિદેહ ગ્રંથકારોનાં ટૂંકાં ચરિત્ર પ્રસિદ્ધ થયેલાં છે તેમાં ઘણા મથુનાપાત્ર ગ્રંથો અને ગ્રંથકારોનો પરિચય થવો બાકી છે. વૈદ્યશાસ્ત્રી મણિશંકર-રચિત 'ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો ભાગ ૧' માં આલેખાયલાં કાઠિયાવાડની એક સમયની વિદ્વદ્રત્નત્રયી તરીકે ઓળખાતા જામનગરના શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજી અને શાસ્ત્રી હાથીભાઈ હરિશંકર તથા મોરબીના શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર અને તેમના ગ્રંથો, સંવત ૧૯૩૭- (સને ૧૮૮૧ )થી પુનર્લગ્નના હિમાયતી તરીકે બહાર પડનાર અને 'જેસંગ કાવ્ય' તથા 'ગુજરાતી શબ્દસંગ્રહ' 'ઉખાણા સંગ્રહ' 'વિજયા-વૈધવ્યદુઃખદર્શક નાટક' વગેરે પુસ્તકોના કર્તા કવિ જેસંગભાઇ ત્રિકમદાસ પટેલ, પારસી જનતામાં પ્રિય થઈ પડેલા પચીસેક પુસ્તકોના કર્તા મિ. બહમનજી નવરોજી કાબરાજી, એક કાળે રાજકોટની એજન્સીમાં વકીલાત કરતા તત્ત્વજ્ઞાનના અભ્યાસી હરજીવન ભગવાનજી શુકલ, 'ચરિત્ર-ચંદ્રિકા' અને 'સતીમંડળ'ના લેખક કેશવજી વિશ્વનાથ ત્રિવેદી, 'શ્રીમદ્ ભગવદ્ગીતા' તથા 'દાસબોધ' જેવા હિંદુ ધર્મગ્રંથોનાં ભાષાંતર કરનાર શેઠ પેસ્તનજી

ફરામજી કામા, 'જ્ઞાનચક્ર યાને ગુજરાતી એન્સાઇક્લોપીડિયા' જેવા આકરગ્રંથના કર્તા શ્રી રતનજી ફરામજીના શોહના, 'તવારીખે નવસારી' તથા 'ગાયકવાડ અને પિંઢારીઓ'ના લેખક સોરાબજી મંચેરજી દેસાઈ, દંડીકૃત 'દશકુમારચરિત'ના વિદ્વાન ભાષાંતરકાર અને 'હેસ્ટિંગ્સની સોટી'ના લેખક શાસ્ત્રી પ્રાણજીવન હરિહર, અને 'મહાજન–મંડળ' જેવા બૃહત્કાય સમર્થ ચરિત્રગ્રંથના કર્તા મગનલાલ નરોત્તમદાસ પટેલ જેવા કેટલા ય લબ્ધપ્રતિષ્ઠ ગ્રંથકારોનાં જીવનચરિત્રોની ઊણપ આ પુસ્તકનો આશ્રય લઇ પુરાવાની ખાસ જરૂર છે.[1] આશ્ચર્યની વાત તો એ છે કે 'ગ્રંથ અને ગ્રંથકાર'ના નવમા પુસ્તકમાં જ્યાં મોડું મોડું પણ વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીના ચરિત્રને સ્થાન આપવામાં આવ્યું છે ત્યાં તેમનાં રચેલાં બીજાં સર્વ પુસ્તકોનો ઉલ્લેખ છે પણ તેમણે આટલા પરિશ્રમપૂર્વક તૈયાર કરેલ અને ગુજરાતી ભાષાના આ પ્રકારના સૌથી પ્રથમ પ્રયત્ન તરીકે રજૂ થતા આ વર્ગના એ ગ્રંથમણિનો ઉલ્લેખ નથી! અને છતાં ય 'ગ્રંથ અને ગ્રંથકાર'ના પાંચમા પુસ્તકમાં 'સામાન્ય-રેફરન્સનાં પુસ્તકોની યાદી' આપવામાં આવી છે તેમાં આ પુસ્તકનું નામ છે!

## 'મહાજનમંડળ' તથા 'કવિચરિત્ર'

આટલી વાત તો આપણી ભાષાના એક જ આકરગ્રંથની ઊણપો વિષે થઈ. હવે પશ્ચિમના સમૃદ્ધ સાહિત્યના નવસંસ્કારોએ આપણા તે સમયના ગ્રંથકારોની પરિશીલનવૃત્તિને કેટલે અંશે ઉત્તેજિત કરી હતી તેની પ્રતીતિ કરાવતા કેટલાક અલ્પખ્યાત ગ્રંથોનો નિર્દેશ કરું તો તે અસ્થાને નહિ ગણાય.

'ગ્રંથ અને ગ્રંથકાર' પુસ્તક પાંચમાના પૃષ્ઠ ૬૩ ઉપર 'સામાન્ય રેફરન્સ પુસ્તકોની યાદી'માં જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે મગનલાલ નરોત્તમદાસ પટેલ રચિત 'મહાજનમંડળ' નામનો ગ્રંથ આજથી અડધા સૈકા પૂર્વે સને ૧૮૯૬માં પ્રસિદ્ધિ પામ્યો છે. એમાં પુરાણકાળના વૈવસ્વતમનુ, ઇક્ષ્વાકુ, પુરુરવા, માંધાતા ઇત્યાદિથી માંડીને અર્વાચીન યુગના

---

૧. આ નામાવલિમાં, એ સમયના એક પત્ર 'સત્યવક્તા'એ પ્રકટ કરેલ 'ગુર્જરઅમીરઉમરાવચિત્રાવલિ' પણ ઉમેરી શકાય. ઉપરાંત, 'સમાલોચક'માં આવતી તે ચરિત્રલેખમાળા અને 'સચિત્રસાક્ષરમાળા' પણ યાદ કરીએ.—ઉ. માનસ

એલેક્ઝાન્ડર કે. ફોર્બ્સ તથા એની બેસન્ટ સુધીનાં સમક્રમ ત્રણસો પચાસ જેટલાં ધીપુરુષોનાં જીવનચરિત્રોનો રોયલ આઠ પેજ-કદનાં સવાતેરસો જેટલાં પૃષ્ઠોમાં સમાવેશ કરવામાં આવ્યો છે. એમાં ભારતના નૃપતિઓ, મંદલિઓ, ધર્મપ્રવર્તકો, મહાપંડિતો, કવિઓ અને સંતો, ઋષિપત્નીઓ અને રાજમહિલાઓ, વિદુષીઓ અને વીરાંગનાઓ, ભારતના ઇતિહાસપ્રસિદ્ધ રાણીઓ અને મહાઅમાત્યો, દેશનાયકો, નામાંકિત સાક્ષરો અને મહાજનો વગેરેને આ એક જ મહાગ્રંથમાં સંકલિત કરનાર આ ગ્રંથકારના પ્રયત્નની આજના ગુજરાતે યોગ્ય કદર કરી નથી. આ ગ્રંથ હવે ખૂબ જ પ્રયત્નસાધ્ય હોઈ ગુજરાત વિદ્યાસભા કે બીજી કોઈ સંસ્થાદ્વારા આ ગ્રંથનું અદ્યતન સ્વરૂપમાં પુનર્મુદ્રણ થાય એ ઘણું ઇચ્છવા યોગ્ય છે. અંગ્રેજી Who's who જેવા આકરગ્રંથો જોવા ટેવાયેલા આપણા શિષ્ટ વાંચકવર્ગને જ્યાં સુધી આ ગ્રંથનાં દર્શન થાય નહિ ત્યાં સુધી ગુજરાતી સાહિત્ય આજથી પચાસ વર્ષ પૂર્વે પણ આવા પ્રયત્નોમાં પછાત ન હતું એવી અભિમાન લેવા લાયક વસ્તુસ્થિતિનો સ્વીકાર કરતાં તેમને સંકોચ થાય એ સહજ છે. આ ગ્રંથના પ્રકાશન પછી વીતેલા અડધા સૈકા જેટલા લાંબા સમયના ગાળામાં આવો એક પણ ચરિત્રગ્રંથ પ્રસિદ્ધ થયો નથી એ હકીકત ધ્યાનમાં લઈએ તો ગુજરાતને આ અમયાપી મહાગ્રંથનું વિસ્મરણ કર્યે પાલવે તેમ નથી.

આ જ પ્રકારનો બીજો પ્રયત્ન ડાહ્યાભાઈ પીતાંબર પંડિત–રચિત 'કવિચરિત' નામના ગ્રંથરૂપે થયેલો છે. આ ગ્રંથ સને ૧૮૬૯માં પ્રસિદ્ધ થયેલો છે. કવિકુલગુરુ કાલિદાસથી માંડીને સંસ્કૃત યુગના અનેક કવિઓ અને કાવ્યમીમાંસકો તથા ગુજરાતી અને મરાઠી સાહિત્યના તો ખરા જ પણ તે ઉપરાંત તામિલ અને તેલુગુ કવિઓનો પણ શક્ય તેટલો જીવનપરિચય આ ગ્રંથમાં આપવામાં આવ્યો છે જે એની વિશિષ્ટતા છે. ગુજરાતી ભાષામાં આ પ્રકારનો બીજો ગ્રંથ જ્યાં સુધી અસ્તિત્વમાં આવે નહિ ત્યાં સુધી સત્તાવનસો જેટલાં કવિચરિત્રોનો સમાવેશ કરતો આ ગ્રંથ પણ અદ્વિતીય જ રહેવાનો. એ ગ્રંથ અત્યારે અપ્રાપ્ય છે એટલું જ નહિ પણ આપણા આકરગ્રંથોમાં ય કોઈ ઠેકાણે એનો ઉલ્લેખ થયેલો જોવામાં આવ્યો નથી.

## રૂઢિપ્રયોગકોશ

પચાસ વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થયેલા ગુજરાતી ભાષાના કોશો ભલે આજની દૃષ્ટિએ મહત્ત્વના ન લાગે, તે છતાં પણ એ કોશોએ ભાષાના વિકાસની એ કાલની સ્થિતિમાં ભાષા અને સાહિત્યની જે વિશિષ્ટ પ્રકારની સેવા કરી છે તે જોતાં તેવા પ્રકારના અદ્યતન કોશો આપણે જ્યાં સુધી ન રચી શકીએ ત્યાં સુધી આ કોશોના અસ્તિત્વનું મહત્ત્વ આપણે સ્વીકારવું જ રહ્યું.

આજથી લગભગ અડધા સૈકા પૂર્વે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલો 'રૂઢિપ્રયોગકોશ' (કર્તા ભોગીલાલ ભીખાભાઈ ગાંધી) ગુજરાતી ભાષાનો એ વિષયને લગતો એક જ ગ્રંથ છે. અંગ્રેજી ભાષાના 'ઇડિયમ્સ'ના અભ્યાસનું જે મહત્ત્વ આપણે સ્વીકારીએ છીએ અને તેમનો ઔચિત્યપૂર્ણ ઉપયોગ કરવામાં આપણે એ ભાષાથી સારી રીતે પરિચિત છીએ એ પ્રકારનો સંતોષ અનુભવીએ છીએ તે જોતાં આપણને લાગ્યા વિના રહેતું નથી કે આ બાબતમાં આપણે ઘણો પ્રમાદ સેવ્યો છે. છેલ્લા પચાસ વર્ષમાં આપણી ભાષાનું જે બહુવિધ ખેડાણ થયું છે એ જોતાં અને કેળવણીના એક માધ્યમ તરીકે ગુજરાતીનું નિકટનું ભવિષ્ય વિચારતાં ગુજરાત વિદ્યાસભાએ વહેલામાં વહેલી તકે આ ગ્રંથને તેના અદ્યતન સ્વરૂપમાં પ્રકટ કરવા માટેની વ્યવસ્થા કરવી જોઈએ, અથવા તો તે કાર્ય ફાર્બસ ગુજરાતી સભા કે ગુજરાતી સાહિત્યપરિષદે હાથમાં લેવું જોઈએ.

શ્રી લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ રચિત 'શબ્દાર્થભેદ' (synonyms) અર્થાત્ પર્યાય તરીકે વપરાતા શબ્દો વચ્ચેનો તફાવત દર્શાવનારું એક જ પુસ્તક ગુજરાતી ભાષામાં સને ૧૮૯૧માં પ્રસિદ્ધ થયું છે. એ એક જ પુસ્તકની રચનામાં કર્તાને સાત વર્ષ જેટલો સમય લાગ્યો હતો તે ઉપરથી તે કાળમાં આવાં પુસ્તકોની રચનાનું કાર્ય કેટલું દુષ્કર હતું તેનો સહજ ખ્યાલ આવે છે. આ પુસ્તકની અદ્યતન સ્વરૂપની પ્રસિદ્ધિ પણ આપણી ભાષાના અભ્યાસીઓને ઉપકારક થઈ પડે એ દૃષ્ટિએ ખાસ આવશ્યક છે.

# 'મેઘદૂત'નાં ભાષાન્તરો

મહાકવિ કાલિદાસરચિત 'મેઘદૂત'નાં આપણા સાહિત્યમાં એક ડઝન જેટલાં ભાષાન્તરો થયાં છે તેમાંનાં થોડાં જ સહજપ્રાપ્ય રહ્યાં છે. ડૉ. હ. હ. ધ્રુવ, શિવલાલ ધનેશ્વર, હરિકૃષ્ણ બલદેવ ભટ્ટ, નવલરામ, ભીમરાવ ભોળાનાથ, વિહારી, કીલાભાઈ ઘનશ્યામ, શ્રીજીજરકર, કવિ ન્હાનાલાલ, ત્રિભુવન ગૌરીશંકર અને મનહરરામ મહેતા જેવા રસજ્ઞોએ 'મેઘદૂત'નાં ભાષાંતરો કર્યાં છે.[1] એમાંનાં ડૉ. ધ્રુવ, શિવલાલ ધનેશ્વર, હરિકૃષ્ણ ભટ્ટ અને જીજરકરનાં ભાષાંતરો અપ્રાપ્ય બની ગયાં છે. શ્રી હરિકૃષ્ણ બલદેવરામ ભટ્ટે તો કાલિદાસના 'ઋતુસંહાર'નું પણ મર્મજ્ઞ રસિકોને આજે પણ આનન્દ આપે એવું મનોહર ભાષાંતર કર્યું છે.* આ વિષે આપણી ભાષાના આકરગ્રંથોમાં કોઈ ઠેકાણે ઉલ્લેખ થયેલો નહિ હોવાથી એનું સંપૂર્ણ વિસ્મરણ થાય એ પૂર્વે વિદ્વાન 'ઋતુસંહારભાષાન્તરનું' દ્વિતીય સંસ્કરણ ગુજરાતી જનતાને ઉપલબ્ધ થાય એ ઇષ્ટ છે.

---

૧. ઉપરાંત સ્વ. કેશવલાલ હ. ધ્રુવે આરંભના થોડા શ્લોક આપવાનના રાગ-ઢાળમાં ઉતારેલા. પ્રથમ પ્રકટ, 'વીસમી સદી' માસિકમાં. એ એમના 'સાહિત્ય અને વિવેચન' એ સંગ્રહમાં લેવાયું હશે. (આની જેમ, અમારી બીજી ટીપો પણ હાલ પૂરતા સાધનને અભાવે અધૂરી જેવી રાખવી પડી છે.)—સં. માનસી.

* 'ઋતુસંહાર' વિષે મારી સાંભળેલી હકીકત આ પ્રમાણે છે. સુરત તાબે હીરેણવાસી શ્રી હરિકૃષ્ણ બળદેવરામ ભટ્ટ અંકલેશ્વર મ્યુનિસિપલ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલના મુખ્ય શિક્ષક હતા. સંસ્કૃતના તેઓ સારા અભ્યાસી હતા. તેમણે 'કાવ્ય-નિમજ્જન' નામનો જૂના તથા ત્યાર લગીના નવા કવિઓનાં કાવ્યોમાંથી વીણણીરૂપ ગ્રંથ પણ પ્રસિદ્ધ કર્યો હતો, જેનાથી તે પ્રકાશમાં આવ્યા હતા. 'મેઘદૂત' સને ૧૮૯૬માં અને 'ઋતુસંહાર' સને ૧૯૧૩મા પ્રસિદ્ધ થયાં હતાં. સને ૧૯૧૩માં તેમનું અવસાન થવાથી 'ઋતુસંહાર'ની છપાયેલી નકલો પ્રસિદ્ધિમાં આવી નહિ. તેમના બાળકોએ મામીની પાસે એ પુસ્તકની નકલોના વેચાણની વાત રજૂ કરતાં મામીએ "મરનારનાં હાડકાં ન વેચાય" કહી એ નકલો રાખી મૂકી, જે અંતે ઉધાઈનો ભોગ બની.

આજથી સાઠ વર્ષ પહેલાં શ્રીહર્ષદેવપ્રણીત 'નાગાનંદ' નાટકનું ગુજરાતીમાં ભાષાંતર કરનાર રાંદેરના ભટ્ટ રાજારામ રામશંકરના[1] નામનો કે આ ભાષાંતરનો ઉલ્લેખ આપણા સાહિત્યગ્રંથોમાં થયેલો જણાતો નથી. તે કાળમાં પણ એમણે નાટકનાં શ્લોકોના ભાષાંતર પ્રાસનો નિયમ પાળ્યો નથી એટલું જ નહિ પણ યતિભંગ કે પ્રક્રમભંગનો બાધ પણ ગણ્યો નથી અને તેને માટે આધાર આપ્યો છે કે યતિપ્રક્રમ ભંગાશ્ચ કાવ્યે ન ગણયેત્કવિઃ–વળી તેમણે નાટકનાં જુદાં જુદાં અંશો વિષે જે વિદ્વત્તાપૂર્ણ પાદનોંધો આપી છે તે જોતાં તેમને ગણનાપાત્ર ગ્રંથકારોમાં સહેજે સ્થાન આપી શકાય તેવું છે. છંદો ઉપરાંત સાખી, ગીતિ, ઓવી, દિંડી, પદ, ઠુમરી, બિહાગ, કાલિંગડો, કાનડો, ભૈરવી, વગેરેનો એમણે શ્લોકોના ભાષાંતરમાં છૂટથી ઉપયોગ કરી નાટકના રસવૈવિધ્યને જાગ્રત્વાનો પ્રયત્ન કર્યો છે, એ એમની ઉલ્લેખનીય વિશિષ્ટતા છે. આ ગ્રંથ પણ અત્યારે અપ્રાપ્ય બન્યો છે.

## રંગભૂમિનાં હવે અલ્પજ્ઞાત નાટકો

પચાસ વર્ષ પૂર્વેનાં, સાહિત્યિક સ્વરૂપનાં અને પ્રતિષ્ઠિત સાહિત્યકારોએ રચેલાં પણ મોટા ભાગનાં રંગભૂમિ પર ભજવાતાં નહિ એવાં ગણનાપાત્ર નાટકો વિષે આપણે તો કાંઈક જાણીએ છીએ; પરંતુ તખ્તાલાયકીવાળાં અને જેમનું સાહિત્યિક સ્વરૂપ, જે સમયમાં તે પ્રસિદ્ધિમાં હતાં તે કાળના સામાન્ય જનસમાજની બૌદ્ધિક સંપત્તિનો ખ્યાલ રાખતાં, નિકૃષ્ટ કોટિનાં ન ગણી શકાય એવાં નાટકો વિષે આપણા સાહિત્યના ઇતિહાસનાં પુસ્તકોમાં પ્રમાણમાં ઘણી ઓછી માહિતી છે એ સ્વીકારવું જોઈએ. આપણી ભાષાના 'આદ્ય નાટકકાર'નું બિરુદ જેમને યોગ્ય રીતે જ આપવામાં આવ્યું છે તે દી. બ. રણછોડભાઈ ઉદયરામનાં તખ્તાલાયકીવાળાં ચૌદ નાટકો પ્રસિદ્ધ છે.

---

૧. ૧૯૪૩ (કે '૪૪)ના 'માનસી'માનો એમને વિશેનો ચરિત્રલેખ વાચકોના ધ્યાનમાં હશે જ. યાદ છે તેમ, એમના એ ભાષાન્તરનો ઉલ્લેખ પ્રો. બળવન્તરાય ક. ઠાકોરે થોડાં વર્ષ પરના, બીજા 'નાગાનન્દ' ભાષાન્તર (કર્તા રમણિકલાલ જે. દલાલ)ની પ્રસ્તાવનામાં ઉલ્લેખ કર્યો છે.—સં. માનસી.

એમના ખાસ આગ્રહથી એમનાં નાટકોની અત્યારે મળે છે તેવી કેવળ નાટકનો સાર અને ગાયનોવાળી નહિ પણ સંવાદ અને ગાયનો સાથે સંપૂર્ણ નકલો છાપવાનો રિવાજ શરૂ થયો હતો અને બીજા કેટલાક નાટ્યકારો તેને અનુસર્યા હતા. આજે તો એવાં સંપૂર્ણપણે છપાયેલાં નાટકો પણ અભ્યાસીઓને મળવાં મુશ્કેલ બન્યાં છે. તખ્તાલાયકી સાથે ભાષાનું ઊંચું ધોરણ જાળવનારા તે સમયના નાટ્યકારોમાં વાઘજી આશારામ ઓઝા, મૂળશંકર હરિનંદ મૂલાણી (જેઓ સદ્ભાગ્યે હજી વિદ્યમાન છે), ડાહ્યાભાઈ ધોળશાજી, રાજકવિ નથુરામ સુંદરજી શુક્લ, બેરિસ્ટર નૃસિંહ વિભાકર અને તે પછીના શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ સુધીના અનેક લેખકોનો સમાવેશ થાય છે. જેમનાં નાટકો પાછળ એક કાળે ગુજરાતની જનતા ગાંડી હતી તે વાઘજી આશારામ ઓઝાના 'ચાંપરાજ હાડો અને સોનરાણી' (૧૮૮૭) 'રાજસિંહ અને વિમળદેવી' (૧૮૮૭) 'ત્રિવિક્રમ નાટક' (૧૮૮૭) અને 'ભર્તૃહરિ નાટક' (સાતમી આવૃત્તિ ૧૯૨૩) એ સૌ સંવાદગાયનો સહિતનાં આખાં નાટકો જોતાં પ્રતીતિ થાય છે કે સાહિત્યના એક સ્વરૂપના અભ્યાસની દૃષ્ટિએ આ નાટકોએ આપણા વિવેચકોનું જોઈએ તેટલું ધ્યાન ખેંચ્યું નથી (જેનું મુખ્ય કારણ તેમની અપ્રાપ્યતા છે) જેના પરિણામે નાટકસાહિત્યના ઇતિહાસમાં એમનો ઉલ્લેખ કેવળ સામાન્ય સ્વરૂપનો થતો હોઈ એ સૌ આપણી સ્મૃતિમાંથી ધીરે ધીરે લુપ્ત થતાં જાય છે.

શ્રી મૂળશંકર મૂલાણીનું 'દેવકન્યા' વાંચવાથી આપણને પ્રતીતિ થાય છે કે એ સમર્થ લેખકનાં હજી સુધી અપ્રસિદ્ધ રહેલાં (જો કે ભજવાઈ ગયેલાં) આજે પણ સાદ્યંત સ્વરૂપે જળવાઈ રહેલાં પચાસ જેટલાં નાટકોનું યોગ્ય સંપાદન કરી તેમને ક્રમશઃ પ્રસિદ્ધ કરવામાં આવે તો આપણા સાહિત્યના આ નબળા અંગની પૂર્તિરૂપે તે જરૂર ઉપકારક થઈ પડે.

## ભાઇશંકરગ્રન્થમાળા

નાટક અને અલંકારસાહિત્યના ઇતિહાસમાં જેમનો સમુચિત ઉલ્લેખ થવો હજી બાકી રહ્યો છે એવા શ્રી ભાઈશંકર નાનાભાઇ ભટ્ટની સાહિત્યસેવા 'ભાઇશંકરગ્રંથમાળા' નામના દળદાર ગ્રંથનાં સવાછસો જેટલાં પૃષ્ઠોમાં

રજૂ થઈ છે. તેમાં તેમનાં રચેલાં 'સંસારદુઃખદર્શક નાટક' (૧૮૬૭), 'સુદામા નાટક' (૧૮૯૯), 'રંભા રતિવિલાસ ત્રોટક'(અલંકારપ્રધાન)નો તથા 'કામનાથ અને રૂપસુંદરી' અને 'શિવલક્ષ્મી અને દીપચંદશાની વાર્તા' એ બે વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ ગ્રંથ ગુજરાતી પ્રેસ તરફથી સને ૧૯૦૪માં પ્રસિદ્ધ થયો છે. શ્રી ભાઇશંકર ત્યારના પંડિતયુગના સાહિત્યકાર હોઇ સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ઊંડા અભ્યાસી હતા! તેમનાં નાટકોમાં સદુપદેશના તત્ત્વ ઉપરાંત સંધ્યંગો, વીથ્યંગો, નાટ્યલક્ષણો તથા નાટ્યાલંકારો સંસ્કૃત સાહિત્યશાસ્ત્રનાં પ્રમાણો સહિત દર્શાવ્યાં છે એટલું જ નહિ પણ રસ અને અલંકારો વગેરેનું પણ દર્શન કરાવ્યું છે જે તે વિષયના અભ્યાસીઓને અને અનુસ્નાતક વિદ્યાર્થીઓને અતિ ઉપકારક થઇ પડે તેવું છે. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ઉલ્લેખનના અભાવે આ ગ્રંથ સ્મૃતિલુપ્ત બન્યો છે એ શોચનીય છે. સદ્ભાગ્યે 'વિદેહ ગ્રંથકારો'ના શીર્ષક તળે 'ગ્રંથ અને ગ્રંથકાર'ના નવમા પુસ્તકમાં એ લેખકને હવે સ્થાન મળ્યું છે.

નાટ્યમીમાંસા કે કાવ્યમીમાંસાના ગ્રંથો આપણા સાહિત્યમાં કેવળ ગણ્યાગાંઠ્યા જ છે. 'ગ્રંથ અને ગ્રંથકાર'ના ચોથા પુસ્તકમાં 'ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસ અર્થે સહાયક ગ્રંથો'ની એક યાદી પ્રસિદ્ધ કરવામાં આવી છે, પણ એમાંના કેટલા ગ્રંથો અનુસ્નાતક વિદ્યાર્થીઓને સહજપ્રાપ્ય છે? મણિભાઇ તંત્રીકૃત ઉપયોગી 'ગુજરાતી નવલકથાનું સાહિત્ય' જવલ્લે જ જોવા મળે તેવું પુસ્તક છે. રાજકવિ નથુરામ સુંદરજી શુક્લના બે ઉત્તમ ગ્રંથો 'કાવ્યશાસ્ત્ર' અને 'નાટ્યશાસ્ત્ર' પણ હવે સહજપ્રાપ્ય તો નથી જ. તે જ સ્થિતિ દી. બ. રણછોડભાઈ ઉદયરામના 'રણપિંગળ'ની છે. આ ગ્રંથોની યાદીમાં કલાદીપ છોટાલાલ નરભેરામ ભટ્ટના અલભ્ય ગ્રંથ' 'રસશાસ્ત્ર'(૧૮૮૬)નો સમાવેશ પણ થવો જોઇએ. આ ગ્રંથની પ્રસિદ્ધિ પછી છેલ્લાં પચાસ-પંચાવન વર્ષમાં આ પ્રકારનો એક પણ ગ્રંથ પ્રસિદ્ધ થયાનું જણાતું નથી.

પણ આ સર્વ બૃહદ્ ગ્રંથોનું કાર્યક્ષેત્ર લક્ષમાં રાખી અત્યારના અનુસ્નાતક વિદ્યાર્થીની શક્તિઓ અને પ્રવર્તમાન સાહિત્યિક વલણોને ઉપ-

કારક થઇ પડે એવો એક ગ્રંથ રચવામાં આવે તો સામાન્ય વાચકથી માંડીને અનુસ્નાતક વિદ્યાર્થીઓનું કાર્ય સરળ બને એટલું જ નહિ પણ રસ અને અલંકારના અભ્યાસને વેગ પણ મળે એમાં શંકા નથી.

## 'વિચારસાગર'

તત્ત્વજ્ઞાનને અંગેના પચાસ વર્ષની આજુબાજુના અને તે પૂર્વે પ્રકટ થયેલા કેટલાક જાણીતા ગ્રંથોની માહિતી વિષે પણ આવી જ નૈરાશ્યજનક પરિસ્થિતિ છે. શ્રી. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી અનૂદિત મહાત્મા નિશ્ચલદાસજીનો 'વિચારસાગર' નામનો ઉત્તરમીમાંસાની છણાવટ કરતો વેદાન્તનો ગ્રંથ આજે લગભગ ભુલાઇ ગયો છે. આ ગ્રંથનું નામ 'ગ્રંથ અને ગ્રંથકાર'ના 'જાણવા જેવા ગ્રંથોની સાલવારી'માં નથી તેમ 'ગુજરાતી સાહિત્યની સાલવારી'માં પણ નથી. માત્ર 'ગ્રંથ અને ગ્રંથકાર'ના આઠમા પુસ્તકમાં શ્રી. મનઃસુખરામના જીવનની રૂપરેખાને અંતે એવો ઉલ્લેખ છે. મહાત્મા નિશ્ચલદાસજીનું સ્થાન તે કાળના તત્ત્વચિંતકોમાં અત્યંત પ્રતિષ્ઠિત હતું. વેદાંતના એક પ્રમેયગ્રંથ તરીકે 'વિચારસાગર'ની એટલી બધી પ્રસિદ્ધિ હતી કે તેનાં બંગાળી અને મરાઠીમાં પણ ભાષાંતરો થયાં છે. તત્ત્વજ્ઞાન સંબંધી આવા ઉત્કૃષ્ટ ગ્રંથો ભવિષ્યમાં આવશ્યક બનનારાં તત્ત્વજ્ઞાનના વિષયનાં પાઠ્ય-પુસ્તકોની રચનામાં કેટલા ઉપયોગી થઇ પડે એ તો સહજ સમજી શકાય એવું છે.

## અજાણ્યું સાચું સંસ્કારધન

અહીં તો સ્થળસંકોચને કારણે આ એક જ તત્ત્વજ્ઞાનવિષયક ગ્રંથનું સૂચન કર્યું છે પરંતુ આવા તો કેટલાય ગ્રંથો યોગ્ય પ્રકાશના અભાવે અણુકતા રહ્યા છે. એ સૌની પ્રાપ્તિ અને તેમનું ઉચિત મૂલ્યાંકન થવાની આજે ખૂબ જરૂર છે.

આજે આપણું સાહિત્ય ગમે તેટલું વિશાળકાય, વૈવિધ્યપૂર્ણ કે સમૃદ્ધ થતું જતું હોવા છતાં ય તેનાં જે અંગો હજી વિકાસની અપૂર્ણ સ્થિતિમાં છે તે અંગેની પરિપુષ્ટિ અર્થે પુરોગામી ગ્રંથો અને ગ્રંથકારો વિષે જે પ્રસિદ્ધ સામગ્રી હજી અંધકારમાં રહી છે તેના સંશોધનનો વધારે

વેગપૂર્ણ પ્રયત્નો થવાની ખાસ જરૂર છે. અંગ્રેજી સાહિત્યની સીધી અસર વિનાનાં અને તેના સંપર્કના પરિણામે પ્રસિદ્ધ થયેલાં જુદા જુદા વિષયોને સ્પર્શતાં એ મૂલ્યવાન પુસ્તકો આપણી પ્રજાનું સાચું સંસ્કારધન છે; અને આપણું સાહિત્ય ગમે તેટલું સમૃદ્ધ થાય કે ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોંચે છતાં પણ આપણે આપણા એ સાહિત્યપૂર્વજોને ભૂલી શકીએ નહિ.

આ લેખમાં તો પચાસસાઠ વર્ષો પૂર્વેના ગાળાના અને તેની આજુબાજુના જે ગ્રંથો ગણનાપાત્ર હોવા છતાં ય અત્યારે અજ્ઞાત બન્યા છે તેમાંના જે કોઈ ગારા જોવામાં આવ્યા તેમાંના થોડાનો જ ઉલ્લેખ થઈ શક્યો છે, પરંતુ આવા કેટલા ય ગ્રંથો આપણને હજી અજ્ઞાત છે. સાહિત્ય-પરિષદે, ભારતીય વિદ્યાભવને, ગુજરાત વિદ્યાસભાએ, ફોર્બ્સ સભાએ તથા વડોદરા સરકારની ભાષાંતરશાખાએ સહકાર્ય દ્વારા આવા ગ્રંથો પ્રાપ્ત કરવાની અને તેમનું વિષયવાર એક જુદું જ આકરગ્રંથ-પુસ્તકાલય Reference Library સ્થાપી જેમ પાશ્ચાત્ય કે પ્રાચ્ય વિદ્યામંદિરોમાંના હસ્તલિખિત ભંડારોની વ્યવસ્થિત સૂચીઓ બહાર પાડવામાં આવે છે તેમ આવા એક કાળે સુલભ હોવા છતાં અત્યારે અપ્રાપ્ય બનેલા ગ્રંથોની સૂચી પ્રસિદ્ધ કરવાની ખાસ જરૂર છે જેથી ગુજરાતી જનતા પોતાના સાહિત્યિક ભૂતકાળને સવિશેષ અસ્મિતાના ભાન સાથે નીરખી શકે. અને આજે જ્યારે આપણે માતૃભાષાના માધ્યમવાળું ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થાપવાનાં સ્વપ્નોને સાચાં બનાવવાની તૈયારીઓ આરંભી છે ત્યારે આપણને જોઈતા નવા ગ્રંથોના રચનાકાર્યમાં આ સાહિત્યસંપત્તિ ઘણી ઉપયોગી થઈ પડે.

આ લેખના વિષયની દિશામાં જે કાંઈ બીજું નોંધપાત્ર કાર્ય અત્યાર સુધીમાં કરવામાં આવ્યું છે અને જે કાર્ય આજે પણ ચાલુ રહ્યું છે તેને ઓછું આંકવાનો આ પ્રયત્ન નથી, પરંતુ તે કાર્યના વેગને વધારવા માટેના પ્રયત્નોની દિશામાં આ લેખ એક નમ્ર સૂચન માત્ર છે.*

* આ લેખની ગ્રંથસામગ્રી માટે હું વડોદરામાં મને દુષ્પ્રાપ્ય ગ્રંથોને સુપ્રાપ્ય બનાવનાર ભાઈ રમણિક શ્રીપતરાય દેસાઈનો ઋણી છું.

આ. ઉપેન્દ્ર છગનલાલ પંડયા

## રાંજકોટનું
# સાહિત્યસંમેલન

પ્રિય મિત્ર રમેશ

ગઈ તિથિ જોષી યે ન વાંચે, એ ન્યાયે ગઈ ઘટનાને સંભારનારા બહુ થોડા હોય છે, ખરું ને! પણ તેં મારી પાસેથી આ પ્રસંગે પત્ર પઠાવવાનું વચન લીધું છે ને મેં દીધું છે તેથી, તેમ જ સ્મૃતિની ચાળણી-માં ચળાતાં પણ જે જે વિભૂતિમત્ સત્ત્વ છે તે તો જીવવાનું જ છે ને એનું જતન કરીને આપણે પણ એને જાળવવાનું છે, એવી કૈંક ભાવનાથી આજે આ પત્ર તને લખું છું.

પણ ભાઈ! રાજકોટખાતે ભરાયેલા સોળમી સાહિત્યપરિષદના આ સંમેલન વિશે કશું પણ કહેતાં પહેલાં, એટલું તને. અવશ્ય કહી દઉં કે હું મંત્રીનો લેબાસ પહેરીને આ પત્ર તને લખતો નથી. તેથી જ તો ઈચ્છું છું કે આ પત્રમાં અહંતા કે સ્વાર્થસાધુતાની ગંધ તને લગીરે ન આવે તો કેવું! પછી તો જેવી તારી અંતઃપ્રતીતિ!

આ સંમેલનની સફળતાનો યશ ઘણે ભાગે તો ધર્મેન્દ્રસિંહજી કોલેજ-ના ભાવનાશીલ કાર્યદક્ષ પ્રિન્સિપાલ ને આ સંમેલનના સ્વાગતપ્રમુખ ડૉ. યાજ્ઞિકને ઘટે છે, એમ કહું તો સાનમાં સમજી જશે ને? અલબત્ત રાજકોટના ઠાકોરસાહેબ શ્રી પ્રદ્યુમ્નસિંહજીની સંપૂર્ણ સહાયતા અને કચ્છ-કાઠિયાવાડનાં રાજ્યોના ઉદાર ને સંગીન સહકાર વગર આ સંમેલન અશક્ય જ બન્યું હોત. પણ ભાઈ, એ તો છે જ એવું ને! ગોવર્ધનપર્વતને જેમ સૌ ગોપબાલોએ આંગળીટેકો આપ્યો હતો, તેમ નાનાથી માંડી મોટા સુધી સૌની મદદ આવાં સંમેલનોમાં અનિવાર્ય બને છે. પણ યોજકસ્તત્ર દુર્લભ: એવા સુંદર યોજક બનીને આ પર્વત ઊંચક્યો હતો તો ડૉ. યાજ્ઞિક, એમ હું તને કહું, તો તું મિથ્યાસ્તુતિ નહીં ગણે, એમ માનું છું.

નહીંતર ભલા, તું જ વિચારને, અખિલ ગુજરાત ને કચ્છકાઠિયાવાડને આવરી લેતું આવડું મોટું સંમેલન માંડ પૂરા બે માસમાં સર્વાંગી સફળતાથી યોજાયું કયાં ય સાંભળ્યું છે. પરિષદના બંધારણમાં પણ છ માસની મહેતલ નક્કી કરી છે, કેમ કે પૂરતો લાંબો ગાળો ન હોય તો આવાં સંમેલનોમાં 'આંધળાને પાથરતાં વહાણું વાય' એવું થઈ જવાને પૂરો સંભવ છે. અરે, આ સંમેલનની જાહેરાત કરતી પહેલી પત્રિકા જ છેક ૨૧-૮-૪૬-ને દિવસે તો પ્રગટ થઈ; ને માંડ પૂરા બે માસમાં તો જાણે એક રૌનકદાર ઇંદ્રનગરી ઊભી ન થઈગઈ હોય એવો દેખાવ થયો...'બાકી રાત થોડી ને વેશ ઝાઝા' જેવું તો હતું જ. માંડ બે માસની મુદતમાં સૌને કયાંથી પહોંચી શકાય? એથી તેમ જ બહુ વિભાગો રાખવાથી સંમેલનનો કાર્યક્રમ અટપટો ને અતિવિસ્તૃત બની જશે એ બીકથી, માત્ર ત્રણ વિભાગ આ સંમેલનમાં રાખવામાં આવ્યા. પણ એમાં યે અમારે તો, ચોઘડીઉં કેવું હશે પ્રભુ જાણે, પહેલે જ પગલે મુશ્કેલી આવી. મેઘાણીભાઈને સાહિત્ય-વિભાગના અધ્યક્ષ નીમ્યા, પણ એમણે નાદુરસ્ત તબિયતને લીધે એનો અસ્વીકાર કર્યો. એ જાણી અમારા તો હોશકોશ ઊડી ગયા. હવે? પણ પછી તો એ મીઠા માણસ સૌના સ્નેહથી ભીંજાયા, આ સંમેલનમાં પધાર્યા ને અમે કરેલી વરણી સ્વીકારી અમને કૃતકૃત્ય કર્યાં. વળી, મુદ્રણાલયની મુસીબતને લીધે તો ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી ને શ્રી. એન સી. મહેતાનાં વ્યાખ્યાન આ સંમેલનમાં મુદ્રિતસ્વરૂપે રજૂ થઇ ન શક્યાં. આવી આવી નાની મોટી ત્રુટીઓ કોઇને સંખ્યાબંધ દેખાઈ હોય તો તેની ના નહીં. પણ આવા કઠણ કાળમાં અધૂરાં ગોરસને નભાવ્યા વગર બીજો શો આરો?

રમેશ! આ સંમેલનમાં હાજર રહેલી નામાંકિત વ્યક્તિઓ ને સાક્ષરો કવિઓનો યા સંદેશા મોકલનારાઓનો સાથે તું સરવાળો કરે તો બૃહદ્-ગુજરાતમાંથી ભાગ્યે જ કોઈ બાકી રહે, જેમણે એક યા બીજી રીતે આ સંમેલનમાં પોતાનો સૂર ન પુરાવ્યો હોય. સૌથી મોટી વાત તો એ હતી કે અહીં આવેલા સાહિત્યકારોની જબરી મોટી જમાત સંતૃપ્ત અને પ્રસન્ન હતી. અત્યારસુધી ઘણાંયે સાહિત્યસંમેલનો ભરાયાં ને ભરાશે; પણ આતિથ્યથી માંડી કાર્યક્રમના-વૈવિધ્ય સુધીનાં એનાં અંગોમાં સંમેલનનો ચંદ્ર સોળે કળાએ તો આ સમેલનમાં જ ખીલ્યો એમ ઘણાનું માનવું હતું.

અને રમેશ ! તને અમને સૌને ધારેલી હતી, તેવું કાંઈ બન્યું નહીં. શરૂશરૂમાં આ સંમેલનના પ્રમુખપદે ચયેલા શ્રી રામનારાયણ પાઠકની વરણી સામે યે જોને, કેવો તો વિરોધનટોળ ઊભો થયો હતો ? પણ કશા જ ઝંઝાવાત કે ઉલ્કાપાત, વગર આ વિદ્વાનના પ્રમુખપદે સંમેલનનું કામકાજ બહુ આસાનીથી પતી ગયું. એટલું જ નહીં પણ આવા સમર્થ વિદ્વાન ચિંતક અને વિવેચકને પ્રમુખપદે સ્થાપીને પરિષદ્‌ની ઉચ્ચ ભાવના વિશેષ બલવતી ને ફલવતી બની. એમનું વ્યાખ્યાન એક જ મુદ્દાને દોડતા શરની જેમ વીંધે છે; એમાં કશી લાંબી લપછપ નથી, અંતર આડંબર નથી, ગુજરાતી સાહિત્યના પ્રવાહોની અગાઉ જેવી પુનરપિ પુનઃ આલોચના નથી. કાવ્ય અને સત્યના એક જ મુદ્દાને તાકીને તાત્ત્વિક સૈદ્ધાંતિક રીતે, વિવેચકની, ચિંતકની, પંડિતની, વિચક્ષણ જીવનદ્રષ્ટાની અદાથી સુક્ષ્મ સુંદર આલોચના એમાં કરવામાં આવી છે. એમની દલીલો પરિપૂર્ણ પ્રતીતિજનકતાથી કીડીની હારની હાર જેમ સીધેસીધી ચાલી જાય છે. અય દોસ્ત ! આવા એક માત્ર વિદ્વત્તમ વ્યાખ્યાતાને યે જો સાહિત્યપરિષદ મેળવી શકતી હોય તો "અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલાઃ ક્રિયાઃ" એમ પરિષદ ન કહી શકે શું ? એ જ પ્રમાણે બીજા પ્રમુખો તથા વિભાગાધ્યક્ષોનાં વ્યાખ્યાનો કે ભાષણો વિશિષ્ટ ને મહત્ત્વનાં હતાં. આવાં ભાષણોમાં ઔપચારિકતા વત્તેઓછે અંશે દેખાય, સળંગસૂત્રતા પણ ઓછી દેખાય, છતાં એમાંના મહત્ત્વના મુદ્દાઓ આપણે રખે વીસરીએ. સાહિત્યનો ઊંચો માનદંડ રજૂ કરવું, એ રીતે અર્વાચીન ગુજરાતી સાહિત્યને માપવા મથવું, "ટાગોરને ભલે નહીં પણ ગોવર્ધનરામને તો ગુજરાતને ટીંબે માગું છું" એ ભાવનાનો ઉદ્દેશ કરવું શ્રી. મેઘાણીનું ભાષણ કોના દિલમાં રણકાર નહીં ગજાવી ગયું હોય ?

આ સંમેલનમાં પસાર થયેલા ઠરાવો પણ નોંધપાત્ર હતા. સાહિત્ય, શિક્ષણ, સંસ્કૃતિ, ભાષા, રાષ્ટ્ર, ગુજરાતની અસ્મિતા, એ સઘળા મુદ્દાઓને સ્પર્શીને ઠરાવો રજૂ થયા હતા. એની વીગતો તેં અખબારો દ્વારા જાણી હશે ધારી અહીં સમારંભના એ અંગ વિશે ન લખું તો ચાલે ને ? તારે મિત્રોની પણ નામાવલિ જોઈએ છે ખરું ? પણ ભાઈ ! એની સળંગ માહી અહીં ઊતારું તો તો ગાથા કરતાં પાઘડી મોટી થઈ જાય. અને

જોને ? નિબંધોની સંખ્યા કાંઇ નાનીસૂની હતી ? સાહિત્ય, વિજ્ઞાન, ધર્મ, કળા, ઇતિહાસ, સંશોધન આદિ વિષયોને લગતા સાઠથી યે વધુ નિબંધો માંડ બે માસના ગાળામાં આ સંમેલનમાં રજૂ થયા હતા એ જેવું તેવું છે ? હા, એમાંથી વંચાયા તો માત્ર અગીઆર જ; પણ એ નિબંધોમાંના ઘણા સંગીન ને સત્ત્વશીલ ગણાય તેવા હતા. આ નામાવલિ આપું છું તે પરથી એટલું તો તમને અવશ્ય જણાશે કે પરિષદના અહેવાલોમાં દટાયલા શાખાપ્રશાખી વિષયોને લગતા આ નિબંધો સત્વરે ગ્રંથાકારે રજૂ થાય તો આપણું નિબંધસાહિત્ય અનેકગણું સમૃદ્ધ બન્યા વગર રહે નહીં.—લલિતવાઙ્મયનું સાહિત્ય (લલિતજી), પ્રેમાનંદ એક, બે, ત્રણ ( કે. કા. શાસ્ત્રી ), નાનાલાલ–સુંદર, ભવ્ય અને અતીન્દ્રિય ( ચ. શં. પરેખ ), નૂતન ગુજરાતને કેવા સાહિત્યની અપેક્ષા છે (હ. વિભાકર), મેતા નરસિંદની ચિઠ્ઠી ( મં. ર. મજમુદાર ), અર્વાચીન ભારતની ભવ્ય ત્રિમૂર્તિ ( શાં. સૌ. ઠાકર ), લેખનકળાની પ્રાચીનતાના પુરાવા (ભ. ભા. મહેતા ), રસમીમાંસા ( જ. જો. પંડ્યા ), ભૂલાઇ જતાં સ્વજનો ( ભા. કોઠારી ), ભારતીય જ્યોતિર્મંથિતશાસ્ત્ર ( શાં. શિ. ત્રિવેદી ), ઇસ્લામી સંસ્કૃતિ અને હિંદી રાષ્ટ્રીયતા ( હ. મુ. ગાગનાની ), કાઠિયાવાડ–ઇતિહાસસંશોધનનું ક્ષેત્ર ( ક. ન. જોષી ), માર્કંડ–લોકકલ્પનાનું પક્ષી ( ભો. જ. સાંડેસરા ), જીવ અને જગતનું મૂળ ( મા. બી. મચ્છર ), ગુજરાતીમાં અનુસ્વર અને અનુનાસિક ( હ. રં. માંકડ ), કાઠિયાવાડનું પુરાતત્ત્વ ( જ. કા. શાસ્ત્રી ), ગુજરાતના અક્ષપટલિકો ( ક. જ. દવે ), ભારતના પ્રાચીન સિક્કાઓ ( ભા. લા. માંકડ ), ગુજરાતના ઇતિહાસમાં ઊતરીનું લેખોનું સ્થાન ( હ. શાસ્ત્રી ), વિશ્વમાં વિદ્યુતનું સ્થાન ( ધ. ફકીરભાઇ ), યુરેનિયમ ( ધ. ગુ. નાયક ), ગુજરાતી ભાષાના રૂઢિપ્રયોગો ( ત્રિ ઑ. વ્યાસ ) વગેરે અનેક નિબંધો સ્વહસ્તના હતા. ઉપરાંત ' મૃત શરીરનો અન્તિમ સંસ્કારવિધિ' નામે વિષય પર ૫૦ જેટલા ઇનામી નિબન્ધ હતા. તે તો જુદા.

પત્રનો આ વચલો ભાગ સૂકા ટોપરા જેવો લાગે તો નભાવી લેજે. પત્રની શરૂઆત તો ગમે તેમ હોય તો ય સૌને ગમે જ. એટલે હવે તારો રસ મંદ ન પાડે માટે, બંને બાજુ ક્રીમ ચોપડેલી બિસ્કીટની જેમ તને

ઇનામો જાહેર થયાં ! અને દીવે દીવો પ્રગટે તેમ, ગોંડલનાં નામદાર મહારાજા સાહેબ ને મહારાણી સાહેબ તરફથી તેમજ રાજકોટનાં રાણી સાહેબ તરફથી આ કાર્યક્રમથી પ્રસન્ન બનીને રૂપીઆ બે હજારનાં અને, રૂપીઆ પાંચસોના ઇનામો જાહેર થયાં.

આ ઉપરાંત, લોકનાટ્ય સંઘ તરફથી શ્રી. જશવંત ઠાકરે આ સંમેલનના આશ્રયે ' અલ્લાબેલી ' ને " હંસી " પણ ભજવી બતાવ્યાં હતાં. મૃચ્છકટિકનું દિગ્દર્શન પણ કુશળતાથી રજૂ કરનાર આ યુવાન કલાકાર જ હતો.

આ સંમેલનમાં શ્રી. શયદા, શ્રી. બેકાર, શ્રી. અમીનઆઝાદ વગેરે મુસ્લીમ ભાઇઓ પણ આવ્યા હતા ને પાદપૂર્તિઓનો કાર્યક્રમ પણ યોજવામાં આવ્યો હતો.

આ બધું જોતાં તને નથી લાગતું, રમેશ ! કે ભારે મોટો કામગરો બનીને તું આ સંમેલનમાં ન આવ્યો તેથી તેં જીવનનો ધન્ય પ્રસંગ જતો કર્યો ?

ચાલ ત્યારે, આ પત્રનો પ્રત્યુત્તર જરૂર લખજે. અને, અમારા આ યાદગાર સમારંભમાં તને પરોક્ષ રીતે તો હાજર રાખવાના મારા આ નેકદિલ યત્નથી સન્તોષ માની, ત્યાં ન આવ્યાનો અફસોસ ના કરતો.

ઉપેન્દ્ર પંડયાનાં વંદેમાતરમ્.

પ્રા. રસિલાલ જગન્નાથ જાની

# તેરમી પ્રાચ્ય—

## વિદ્યાપરિષદ

નાગપુર વિશ્વવિદ્યાલયના નિમન્ત્રણથી પ્રાચ્યવિદ્યાપરિષદનું તેરમું અધિવેશન એ શહેરમાં ઓક્ટોબર ૧૯૪૬ની તા. ૧૯–૨૦–૨૧ના દિવસોમાં ભરાયું હતું; ભાવનગર રાજ્યના આશ્રયથી સામળદાસ કૉલેજ તરફથી ત્યાં જવાનું સદ્‌ભાગ્ય આ લેખકને પ્રાપ્ત થયું હતું. તા. ૧૮મીની સવારે પ્રમુખશ્રી મહામહોપાધ્યાય પાં. વા. કાણેને તથા પ્રતિનિધિઓને સત્કારવા નાગપુર યુનિવર્સિટીના કુલનાયક ડૉ. પુરાણિકની યોજના મુજબ સ્થાનિક કાર્યકર્તાઓ તથા સ્વયંસેવકદળ હાજર હતાં.

મધ્યપ્રાંતમાં આ અધિવેશન પહેલી જ વખત ભરાતું હોવાથી, સર્વેને અપૂર્વ ઉત્સાહ હતો. વ્યવસ્થાશક્તિ અને કાર્યદક્ષતા કેટકેટલું સાધી શકે છે તેના ઉત્તમ નમૂનારૂપ તેમની કાર્યપદ્ધતિ હતી. પ્રતિનિધિઓને પોતાને ઉતારે પહોંચતાં જ, જૂના અને નવા નાગપુર વિશેનું અંગ્રેજી પુસ્તક, પ્રતિનિધિનો બિલ્લો, પરિષદનો કાર્યક્રમ, પરિષદ માટેના નિબંધોની સારરૂપ મુદ્રિત નકલ, રંજનાદિ કાર્યક્રમ વખતે પાસે રાખવાની નિમન્ત્રણપત્રિકાઓ આ બધું સુપરત કરવામાં આવતું હતું. બપોરે, શિલાલેખો–તામ્રપત્રો–સિક્કાઓ–પોથીઓ–ચિત્રો દ્વારા ઉપયોગી માહિતી મળી શકે તે સારુ પરિષદના દિવસો માટે પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

પરિષદના પ્રારંભદિન તા. ૧૯મી શનિવારે, ધ્વનિવર્ધક યંત્રવાળા સુશોભિત શમિયાણામાં પ્રતિનિધિઓ, આશ્રયદાતાઓ અને નિમન્ત્રિત

અતિથિઓ સુસ્થિત થયા પછી પ્રમુખશ્રીને સરઘસરૂપે શમિયાણામાં લાવી સન્માનિત કરવામાં આવ્યા હતા. પ્રો. સોમલવારે તે પ્રસંગ માટે જ સંસ્કૃતમાં રચેલ ‘શારદાસ્તવન’ કુમારિકાઓએ એવા સુંદર રાગરાગણીમાં ગાયું હતું કે “यत्सत्यं चिरनेऽपि गीतसमये गच्छामि शृण्वन्निव —“ Still vibrates in the memory ”—નો સાક્ષાત્ અનુભવ થયો. પરિષદને સફળતા ઇચ્છતા સંદેશાઓના વાચન પછી સ્થાનિક મંત્રી પ્રો. આગા હૈદરે તેમની મીઠી ઝબાનમાં તે પ્રસંગનો યથાસ્થિત ખ્યાલ આપતું સ્વતઃરચિત સ્વાગતકાવ્ય જ્યારે લલકાર્યું ત્યારે તે ભાષાના નિત્યપરિચય રહિત સભ્યો પણ તેમના વક્તવ્યનો સાર કંઈક અંશે ગ્રહણ કરી શક્યા અને કવિતા ગેય નથી પણ પાઠ્ય છે એ સિદ્ધાન્ત આપોઆપ ફલિત થયો. પ્રસંગોચિત ભાવવાહી કાવ્ય કેટલું સભાને આકર્ષક બને છે તેનો ખ્યાલ તો આ ઉપરથી આવશે કે પ્રમુખશ્રીને પરિષદના ઉપસંહાર વખતે આ કાવ્યની ભાષાન્તર સાથે એક એક મુદ્રિત નકલ પ્રતિનિધિઓને મોકલવા પ્રો. આગા હૈદરને વિજ્ઞપ્તિ કરવી પડેલી.

ત્યારબાદ સ્વાગત સમિતિના પ્રમુખ ડૉ. પુરાણિકે, નાગપુર યુનિવર્સિટીના મરાઠી કે હિન્દીને માધ્યમ તરીકે રાખવાના ઠરાવને સુસ્તપણે વળગી રહી, હિન્દીમાં તેમનું સ્વાગત-પ્રવચન કર્યું હતું. તેમણે સ્વાગત સાથે કાલિદાસ અને નાગાર્જુનને પ્રેરણા આપનાર મધ્ય પ્રાન્તના ઇતિહાસનો, પ્રાચ્યભાષાના અભ્યાસના કોયડાના ઉકેલનો, આવી પરિષદની ઉપયોગિતાનો, અને માધ્યમ તરીકે પ્રાંતીય ભાષાઓની અગત્યનો ઉલ્લેખ કર્યો. મુખ્ય પ્રધાન પંડિત રવિશંકર શુક્લને અચાનક દિલ્હી જવાનું બનવાથી તેમને બદલે પરિષદનું ઉદ્‌ઘાટન કરતાં પંડિત દ્વારકાનાથ મિશ્રે સંસ્કૃતિના વિકાસમાં મધ્ય પ્રાન્તે આપેલ ફાળાનો નિર્દેશ કરી કેટલાંક ઉપયોગી સૂચનો કર્યાં હતાં. પ્રમુખસ્થાન માટેની દરખાસ્ત અને અનુમોદન પછી પ્રમુખ મહામહોપાધ્યાય કાણેએ સાહિત્યના ક્ષેત્રમાં અભ્યાસીઓને ઉપયોગી માહિતી આપતું, કરાયેલું-કરાતું-કરવાનું કાર્ય સૂચવતું, અંગ્રેજીમાં લખેલું, છત્રીસ પાનામાં મુદ્રિત થયેલું તેમનું વ્યાખ્યાન વાંચ્યું હતું. સર્વ દેશ અને દિશામાંથી પ્રાચ્ય ભાષાઓ તથા સાહિત્યના અભ્યાસ માટે

ઉપયોગી વાર્ષિક સૂચીપત્ર પ્રસિદ્ધ કરવાનું, છેલ્લા દાયકાઓમાં સંશોધનને આધારે મળેલ માહિતીને લક્ષમાં રાખી એક નવો સંસ્કૃત શબ્દકોષ તૈયાર કરવાનું, જૂનાં અપ્રસિદ્ધ પુસ્તકોની પ્રતો મેળવવાનું, પશ્ચિમના વિદ્વાનોની ક્ષતિઓનું નિરસન કરવાનું, હિન્દની જુદી જુદી સંસ્થાઓએ પોતાની ઈતિહાસલેખનની શક્તિઓ વ્યક્તિગત પ્રયાસમાં નિષ્ફળ વેડફી નાખવાનું બંધ કરી, એકત્રિત થઈ, હિન્દનો અને હિન્દી સંસ્કૃતિ તથા સાહિત્યનો ઈતિહાસ લખવાનું કામ સહકારથી હાથ પરથ રવાનું, પૂનાની મહાભારતની આવૃત્તિને મદદ કરવાનું, સત્યની શોધ એ જ ધ્યેય રાખવાનું—આ બધું તેમના ભાષણના નિષ્કર્ષરૂપ છે. અત્યારનાં યુગબળો પ્રાચ્યવિદ્યાઓ જેવા વિષયના અભ્યાસ માટે કેવી રીતે વિઘાતક છે તે દર્શાવી આપણી સંસ્કૃતિનું રહસ્ય સમજવા તથા સાચવવાનું યોગ્ય માર્ગદર્શન તેમણે કરાવ્યું હતું.

તેમણે ગણાવેલ આધુનિક સૂચિપત્રમાં પ્રાચ્યભાષાવિશારદોની ટીપમાં મુંબઈમાં વસતા એકાદ બે અપવાદ સિવાય કોઈ પણ ગુજરાતીનું નામ નથી તે સખેદ નોંધ લેવા જેવું છે. ગુજરાત શું વિદ્યા–વિહોણું છે કે ગુજરાતની વૈશ્ય વૃત્તિ સાચા અભ્યાસને બાધક છે ? વળી, અહીં વિદ્વાન અધ્યાપકોને જ્યારે અન્ય સંસ્થાઓને પોતાનાં પુસ્તકો ખરીદવા આવા પ્રસંગે કાકલુદી કરતા જોયા ત્યારે "अनाश्रिता न शोभन्ते पण्डिता वनिता लता" એ ઉક્તિમાં રહેલ તથ્યાંશ સમજાયો. અગ્રગણ્ય વિદ્વાનોના અવસાનની શોક-નોંધ અને તેમને માટે મૂક પ્રાર્થના પછી 'वन्देमातरम्'ના ગીત સાથે બપોરનો કાર્યક્રમ સમાપ્ત થયો. સાંજે At home વખતે બધાને મળવા હળવાનો લાભ થયો. રાત્રે નવ વાગ્યે વિદ્વાનોના મનોરંજનના કાર્યક્રમાં 'માલવિકાગ્નિમિત્રના' બે અંકો ભજવાયા હતા અને નૃત્ય, ગીત, વાદ્ય વગેરે પણ હતાં. સૂર્ય અને ચન્દ્રવિકાસી કમળનો સૂર્ય અને ચન્દ્ર સાથે સંબંધ, રાત્રિ–ચન્દ્ર–તારકગણનું પરસ્પર સોલ્લાસ મિલન જ્યારે નૃત્ય દ્વારા દર્શાવવામાં આવ્યું ત્યારે કલા કેટલું સાધી શકે છે તેનો ખ્યાલ આવ્યો.

તા. ૨૦મીની સવારે અને બપોરે સાયન્સ કૉલેજના જુદા જુદા ઓરડાઓમાં વિભાગીય અધ્યક્ષોનાં વ્યાખ્યાનો, એક પછી એક અર્ધા કલાક સુધી પોત-

પોતાના વિભાગમાં વાંચવાનો અને નિર્દિષ્ટ સમય દરમ્યાનદૂરાથી કાર્ય ઉકેલી શકાય તે માટે નિબંધવાચનનો કાર્યક્રમ એક સાથે ગોઠવવામાં આવ્યો હતો.

વિભાગો, એ દરેકમાંનાં નિબંધોની સંખ્યા સહિત આ પ્રમાણે હતાઃ Vedic (nine essays); Iranian (12); Islamic (2); Arabic and Persian (2); Classical Sanskrit (32); Philosophy and Religion (15); Pali & Buddhism (8); Prakrit & Jainism (13); History (16); Archaeology (10); Philology and Linguistics (4); Technical Sciences (4); Dravidian Languages and Culture (8); Hindi (4); Marathi (13); Urdu (2). આ પરિષદ મધ્ય પ્રાંતમાં હોવાથી, ગુજરાતી વિભાગ રાખવાનું ઉચિત નહિ મનાયું હોય. પ્રમુખશ્રી કાણે તથા પરિષદમાં અગ્રગણ્ય તરીકે તરી આવતા ડૉ. બેલ્વેલકર વિભાગીય અધ્યક્ષોનાં વ્યાખ્યાનો વખતે એક પછી એક ઓરડામાં અર્ધો કલાક હાજરી આપતા હતા.

વિભાગવાર નિબંધવાચનની આ પદ્ધતિ એવી છે કે પ્રતિનિધિઓને એક જ વિભાગનો લાભ મળે અને બીજા વિભાગોની ઉપેક્ષા કરવી પડે. કાર્યની સરલતા માટે આમ કરવું પડતું હશે એ ખરું પણ પરિષદનો મુખ્ય ઉદ્દેશ સરતો નથી એ વિચારવા જેવું છે. વળી વિભાગીય અધ્યક્ષોનાં વ્યાખ્યાનોમાં હાજરી આપવા કે અન્ય નિમિત્તે પ્રતિનિધિઓની અનિયન્ત્રિત અવરજવર નિબંધવાચનમાં વિક્ષેપ પાડે છે. અલબત્ત, હાજર રહેલાઓમાંથી મોટા ભાગે પોતાના નિબંધો વાંચ્યા હતા. નિબંધવાચન એક રીતે શુષ્ક જેવું હતું તો પણ કેટલાક વિદ્વદ્વર્યો, પરિષદ માટેની ચોક્કસ મુદત દરમ્યાન પોતાના નિબંધો પહોંચતા નહિ કરાયેલ હોવાથી, જ્યારે પોતાને માટે તક મેળવવા તલસતા હતા ત્યારે તે દૃશ્ય રમૂજ ઉપજાવે તેવું તો હતું જ. વૈદિક વિભાગના પ્રમુખ પ્રો. એચ. ડી. વેલણકરનું વ્યાખ્યાન અભ્યાસીને શોભે તેવું અને વિચારપ્રેરક હતું. ભક્તિમાર્ગનું મૂળ વેદમાં છે અને સાચી પ્રાર્થના ઋગ્વેદના વરુણસૂક્તો કરતાં ઈન્દ્રસૂક્તોમાં અધિક અંશે સમાયેલી છે એમ જ્યારે તે પ્રતિપાદન કરતા હતા ત્યારે તેમની સાથે સંમત નહિ થનારાઓને પણ તેમના અભ્યાસ માટે માન ઊપજતું હતું. પ્રાકૃત અને જૈન વિભાગના

પ્રમુખશ્રી મુનિ જિનવિજયજી હાજરી નહિ આપી શકે તેમ હોવાથી ડૉ. બનારસીદાસે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. આંગ્લ ભાષાનું જ્ઞાન હોય તો પંડિતોનું સ્થાન અનોખું જ હોય. એક વિભાગમાં જૂની પદ્ધતિના પંડિતોની પરિષદ હતી. કેટલી સૂક્ષ્મતાથી વસ્તુની છણાવટ થઈ શકે છે તેનું ધ્યાન પંડિતોની ચર્ચા આપતી હતી. બપોરે લોકપ્રિય પ્રેમીજીને કાકા કાલેલકરના પ્રમુખપણા નીચે ગ્રન્થ અર્પણ કરવાનો વિશિષ્ટ કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. સાંજે ડૉ. કુન્હન રાજાને ગ્રન્થાર્પણ વિધિનો એક સ્વતન્ત્ર સમારંભ યોજાયો હતો.

આ બીજે દિવસે રાત્રે નવ વાગ્યે ભાસકૃત 'स्वप्नवासवदत्तम्' ભજવાયું હતું. આટલી સફળતાથી સંસ્કૃત નાટક ભજવાયેલું જોયું કે સાંભળ્યું નથી; કલા તેની અવધિએ પહોંચી હતી તેમ કહીએ તો ચાલે. મિતભાષી પ્રમુખશ્રીએ મુક્તકંઠે તેની પ્રશંસા કરી તે સ્થાને હતી. ચેટી અને વાસવદત્તાની ભૂમિકામાં ઊતરનાર કુમારિકાઓને અનેક અભિનન્દનો મળ્યાં હતાં અને વાસવદત્તાના "भावो भावं नुदति विषयाद् रागबन्धः स एव"ની પ્રતિતિ કરાવતા અભિનયને ,,સાક્ષનાટકચક્રના અભ્યાસી ડૉ. 'લક્ષ્મણસ્વરૂપે ચન્દ્રક આપ્યાનું જાહેર કરવામાં આવ્યું હતું. અહીં એટલું કહેવું જોઈએ કે 'रसाश्रयं नाट्यं' એમ દશરૂપકમાં કહેલ છે. આ રસનિષ્પત્તિ માટે કે સામાજિકોની સુષુપ્ત લાગણીના ઉદ્‌બોધન માટે નાટકમાં સંગીતની અનિવાર્ય જરૂર છે એવી પ્રતીતિ પ્રો. સોમલવરે પોતે સંસ્કૃતમાં રચેલ રાગરાગણીવાળાં ગીતો નાટકમાં મૂકી કરાવી હતી.

તા. ૨૧ મીએ બપોરે સમાપ્તિ વખતે પ્રમુખશ્રીએ ઔચિત્યપુરઃસર ઉપસંહાર કર્યો અને કાર્યવાહી સમિતિએ કરેલ ઠરાવો વાંચી સંભળાવ્યા. પ્રતિનિધિઓને માત્ર ઠરાવો સાંભળવાનું છે તે આ લોકશાસનના જમાનામાં વિચિત્ર જેવું લાગે છે. નિમાયેલ બંધારણસમિતિએ કેટલાક ફેરફાર કર્યા છે એવું ગોષમ કહી અને પરિષદની કાર્યવાહી સમિતિએ તેને મંજૂર રાખ્યા છે એટલું જાહેર કરી પ્રમુખશ્રીએ સંતોષ અનુભવ્યો. બંધારણના ઘડતરમાં, ઘડતરની ચર્ચામાં પ્રતિનિધિઓની સમતિ હોવી જોઈએ અને ઠરાવો પણ ચર્ચાને અંતે પસાર થયેલ ગણાવા જોઈએ એવું કરાય તો સારું એમ મોટાભાગના પ્રતિનિધિઓની માન્યતા હતી. પરિષદનું ચૌદમું

અધિવેશન પોતાને આંગણે નોતરવા માટે કરાંચી સંસ્કૃત એસોસિએશનની ઇચ્છા હતી. આપણા પ્રસિદ્ધ વિદ્વાન પ્રા. ડોલરરાય માંકડના પ્રયાસ અને ઉત્સાહથી પોતાના કાર્યને વેગ આપી રહેલ કરાંચી એસોસીએશન પરિષદને નિમંત્રણ આપી શકે તેવી સ્થિતિમાં હોય એ મગરૂર થવા જેવું છે. પરન્તુ, ચૌદમું અધિવેશન દરભંગાનરેશના નિમન્ત્રણથી ૧૯૪૭ના ઓક્ટોબરમાં કે એ વર્ષે ત્યાર પછી દરભંગામાં રખાયાનું પ્રમુખશ્રીએ જાહેર કર્યું હતું.

તા. ૨૨ મીએ સવારે રામટેક ( રામગિરિ ) ઉપર જવા માટે પ્રતિનિધિઓને મોટરબસમાં જવાની ગોઠવણ હતી. કાલિદાસને મેઘદૂત લખવાની પ્રેરણા આપનાર, 'जनकतनयास्नानपुण्योदक' વાળા આ રામગિરિનું દર્શન આહ્‌લાદક અને રમ્ય છે. ટેકની નીચે ગામના લોકોએ શ્રદ્ધાથી પ્રતિનિધિઓનું સ્વાગત કર્યું હતું. રામટેક ઉપર ચઢતાં, ફળફૂલથી લચી રહેલ વનસ્પતિઓનું નિરીક્ષણ કરતાં પ્રતિનિધિઓને પરસ્પર છૂટથી મળવા તથા વાતચીતની અને અનેકવિધ ચર્ચાઓની અલભ્ય તક મળી હતી. આવી અવિધિસરની ચર્ચાઓમાંથી ઘણું જાણવાનું મળે છે. રસ્તામાં જ્યારે રામસાગર નામે ઓળખાતું સરોવર જોયું ત્યારે બાણની 'કાદમ્બરી'માં અચ્છોદનું વર્ણન કલ્પના નથી એમ લાગ્યું. આવી જગ્યાએ અમારા બપોરના જમણની જે સગવડ હતી તે વિસ્મયકારક હતી અને જંગલમાં મંગલ કરતાં કેટલો શ્રમ લેવો પડ્યો હશે તેનો સહજ ખ્યાલ ત્યારે આવ્યો. અમારી 'બસ'માં પ્રમુખશ્રી, ડૉ. લક્ષ્મણસ્વરૂપ ( જે પરિષદ પછી પાંચમે દિવસે લાહોરમાં દેવલોક પામ્યા. ), પ્રો. ચેટરજી વગેરે હતા; અચાનક અમારી બસ અટકી પડી અને બીજી બસો ચાલી ગયેલ હોવાથી અમે રસ્તે જ પડી રહેશું કે શું એમ લાગ્યું. મુસાફરીમાં આવું અણધાર્યું ન બને તો તેમાં આનન્દ શો ? સદ્‌ભાગ્યે બીજો પ્રબંધ થઇ શકયો અને અમે વખતસર ટ્રેનમાં પહોંચી શકયા.

આવી પરિષદો અભ્યાસીઓને પ્રેરણા આપનાર છે. તેથી સ્વ. પ્રો. જયસવાલની જેમ માઘનો શ્લોક આપણને પણ યાદ આવે છે કેઃ—

हरत्यघं संप्रति हेतुरेष्यतः शुभस्य पूर्वाचरितैः कृतं शुभैः ।
शरीरभाजां भवदीयदर्शनं व्यनक्ति कालत्रितयेऽपि योग्यताम् ॥

# નિ ક ષ

## બે પરિષદ-પ્રકાશનો

(૧) ગુજરાતી સાહિત્યપરિષદના પંદરમા સંમેલનનો (વડોદરા, ૧૯૪૩) "અહેવાલ[1] અને વ્યાખ્યાનો" (ભારતીય વિદ્યાભવન મુંબાઇ; રૂ. ૨॥ (૨) ગુજ. સા. પરિ.નાં સંમેલનો અને રાજકોટ. સંભારણું (૧૬મું સા. પરિ. સંમેલન, રાજકોટ; રૂ. ૧)

૧ •

આમાંના પહેલા પુસ્તકમાં વડોદરામાં ૧૯૪૩ના ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં લેડી વિદ્યાગૌરી ર. નીલકંઠના પ્રમુખપદે ભરાયલા સાહિત્ય-સંમેલનનો બે વિભાગે વૃત્તાન્ત છે; અને બીજામાં, ૧૯૦૫-૪૩ દરમ્યાનની પરિષદોની (પછીથી 'સંમેલનો' કહેવાતી થઈ તેની) સારસંક્ષેપરૂપ માહિતી ઉપરાંત, પરિષદના સોળમા ઉપવેશનને ('અધિવેશન' કે સંમેલનને) અંગે એના રાજકોટના કાર્યકરોએ ઑગસ્ટ-ઑક્ટોબર ૧૯૪૬ દરમ્યાન કરેલી પ્રવૃત્તિનો તપસીલવાર અહેવાલ આપવામાં આવ્યો છે. એમાંના પહેલામાંનું વૃત્તાન્ત-લેખન માત્ર વ્યાવહારિક દૃષ્ટિએ થયું હોઈ, એમાં હકીકતોનાં કથન સાદાઈથી જ કરાયાં છે પણ બીજામાંનું લખાણ એક ઉદીયમાન સાહિત્યકાર પ્રા. ઉપેન્દ્ર જ પંડ્યાની લેખનીનો લાભ પામ્યું હોઇ તે યથાસ્થાન, યથોચિત રીતે (વિશેષ કરી, એનાં પૃ. ૭-૧૪) સાહિત્યરંગી અને તેથી

---

૧. એમાં જે 'નાણાવિષયક સ્થિતિ પાછળ મુજબ' હોવાનું પૃ. ૭ મે છાપ્યું છે તે પાનું કે પાનાં અમારી પ્રતમાં નથી.

સાહિત્યની પ્રવૃત્તિના વૃત્તાંતને છાજે તેવું રસિક બન્યું છે.[2] એના બીજા વિભાગમાંનું ગત પરિષદો તથા સંમેલનનોના કાર્યનું તારણ પણ કર્તવ્યનિષ્ઠાથી થયું છે. એ વિહંગાવલોકન અભ્યાસીઓની ઊગતી પેઢીને માર્ગદર્શક જો એક રીતે, તો બીજી રીતે પ્રોત્સાહક બને તેવું છે; કેમ કે, તેમાંથી તેઓ પરિષદ દ્વારા થએલો ગુજરાતી વાઙ્મયવિકાસ જાણશે તેમ કેટલું કાર્ય એ દિશામાં થયું છે તે આ પરથી જોઈ, એ જ ક્ષેત્રોના તેઓ નવા ક્ષેત્રપાલ (ત્યાં સ્થપાયલી ઉચ્ચ પરંપરા–ખાસ કરી, ૧૯૨૪ સુધીની–લક્ષમાં રાખી) બનવાની યોગ્યતા કેળવી શકશે. આ વિષયમાં પરિષદની પોતાની ફરજ એ છે કે (તેણે પ્રમુખ-વ્યાખ્યાનો[3] છપાવ્યાં છે તેમ), સંયોજકે પ્રસ્તાવનામાં વાજબી સૂચના કર્યા પ્રમાણે, એ જૂના ૪૦૦થી ય વધુ નિબંધોમાંના જેટલા જુદી જુદી દૃષ્ટિએ અગત્યના હોય તેને ગ્રન્થસ્થ કરવામાં નિરર્થક વિલંબ હવે કરવો નહિ.

આ પ્રત્યેક પ્રકાશનની પ્રત પ્રકટ થતાં જ ખાસ કાળજીથી 'માનસી'ને પહોંચાડનાર મંત્રીદ્વયનો ઉપકાર અમારા પર થયો છે.

## ૨

વડોદરાના સંમેલનવાળા પુસ્તકનું ઉત્તમાંશ એ સ્વાભાવિક રીતે જ એમાંનાં છમાંનાં (બે તો માત્ર પ્રાસંગિક હોઈ) ચાર વ્યાખ્યાનો છેઃ

---

૨. આ સંદર્ભમાં, પ્રા. ઠાકોરે (પરિ. ૩જી) તથા સ્વ. માનશંકર ભાઈએ (પરિ. ૭મી) લખેલા નમૂનેદાર વૃત્તાન્ત અવશ્ય યાદ કરવા જોઈએ.

૩. પ્રસંગોપાત અહીં એક ટીપ મારવી પડે છે. એ વ્યાખ્યાનસંગ્રહને કોઈકે ૧૯૪૮-૪૯ના બી. એ. ના વિદ્યાર્થીઓને ગળે પાઠ્યપુસ્તક તરીકે ઓળગ્યો છે: તે પણ, પાસકોર્સના વીગતવાર કરાવાતા અભ્યાસ માટે. આવી વસ્તુસ્થિતિનાં સર્વ અંગ સમજનાર કહે છે કે પરિષદે યુનિવર્સિટી પાસે કરાવેલું આ કૃત્ય કડક ટીકાને પાત્ર છે, કેમ કે એ વર્ગને એ જાડી ચોપડી બધા અર્થમાં ભારે પડવાની છે. પૈસાદારોની સંસ્થાએ પણ પોતાની ચોપડી ખપાવવાની આવી રીત વિદ્યાર્થીઓ પ્રત્યેની તેની અક્ષમ્ય બેજવાબદારી સિવાય બીજું કાંઈ નથી, એમ કડા ખેદથી કર્તવ્યધર્મ તરીકે કહેવું પડે છે.

અમુખનું ગુજરાત યુનિવર્સિટી વિશેનું અને ત્રણે વિભાગાધ્યક્ષોનાં 'સાહિત્ય, સાહિત્યકાર અને સમાજજીવન' ('ધૂમકેતુ'); 'કલાકારનાં મનોમન્થનો' (કનુ દેસાઈ); તથા 'આપણું વિજ્ઞાનસાહિત્ય અને વૈજ્ઞાનિકો' (સ્વ. ભોગીલાલ પટવા.) પરિષદ જો સંમેલનો ભરતી હોત નહિ તો ન્યૂનાધિક અંશે સ્થાયી ઉપયોગના આવા વ્યાખ્યાનનિબન્ધો આપણને કદાચ મળત નહિ; આ મુખ્ય બાબતનો તેમ, નવા સંમેલનના અવસરે તો તેણે એ સર્વને એકત્ર રૂપે ભેગા કરી પ્રસિદ્ધ કર્યા છે એ મુકાબલે ગૌણ બાબતનો યશ એ સંસ્થાને બેશક ઘટે છે અને તે આપીએ. બીજી દૃષ્ટિએ જોતાં, એમાંના પહેલા, ત્રીજા તથા ચોથામાં (ગુજ. યુનિ. તથા નવ-નવ સૂચનાઓ) વ્યાખ્યાનકારોએ જે ઉજ્જવલ ભાવનાઓ, વિવિધ વ્યવહારક્ષમ યોજના ઈત્યાદિ ગુજરાતી વિચારકો તરીકે પ્રજા સમક્ષ મૂકયાં છે, તેને વિશેષ વિચારવાની કે વ્યવહારમાં મૂકવાની કોશિશ સુદ્ધાં પરિષદે પરિષદ તરીકે કરેલી કોઈએ જાણી નથી એટલું પણ સખેદ નોંધવું જોઈએ. આવું હોય ત્યાં એટલો જ બીજા દરજ્જાનો સન્તોષ લેવાનો રહે છે કે એ વ્યાખ્યાનો વર્તમાન તથા ભવિષ્યના વાઙ્મયપ્રેમીઓને પ્રોત્સાહક કે માર્ગદર્શક થાય એવી આશા વ્યક્ત કરી વિરમવું.

૩

એ જ પુસ્તકનો પહેલો વિભાગ નામે 'અહેવાલ' છે. આ શબ્દ વિભાગનામ તરીકે વાપર્યાનું ઔચિત્ય જળવાયું નથી; કારણ, એમાં સંમેલન તરીકે સંમેલનના ટૂંકા વૃત્તાન્ત ઉપરાંત ત્રણ (વડોદરાનરેશનું તથા સ્વાગત-ને મુખ્ય પ્રમુખનાં) વ્યાખ્યાનો-અને આ ત્રીજું તો એના વિષયને કારણે અનિવાર્ય રીતે સુદીર્ઘ બનેલું એવું-વચ્ચે વચ્ચે મૂકી વાંચનારને અગવડમાં મૂકયા જેવું કર્યું છે. ગ્રન્થ-ઘડતરની આવી ત્રુટી ઘણા વ્યવહારદક્ષ મનાય છે તેવા કાર્યકરોને હાથે રહી જવી જોઈતી નહોતી. તે તે સ્થળે એ વ્યાખ્યાનનું બે ત્રણ લીટીમાં સૂચન કરી, વ્યાખ્યાનોને વિભાગીય વ્યાખ્યાનોવાળા બીજા વિભાગમાં છાપવાં એ જ સાચી રીત છે. પૂંઠા પર પણ 'સંમેલન' તેમ જ 'અધિવેશન' શબ્દો ત્યાંયે વમરવિવેકે, કઢંગો પુનરુક્તિદોષ થાય તેવી રીતે, વાપર્યા છે; અને, ત્યાં સંમેલનની

સાક્ષ આપવી જોઈએ તે આપી નથી. આ પ્રકારની ટીકાઓને અંગે ગુજરાતી પ્રકાશકોને આબરૂ-ગેરઆબરૂ જેવું તો કાંઈ છે નહિ, પણ એટલું તો કહેવું પડે છે-અહીં પ્રકાશક વિદ્વાનોની સંસ્થા હોવાથી-કે સહેજે ટળાય તેવી ખામીઓ તેઓ ટાળવાની પરવા કરે તો પ્રજાએ તેમને જે પૈસો તથા પ્રતિષ્ઠા આપ્યાં છે તેનો અધિક સારો ઉપયોગ તેમણે, અભ્યાસીઓના ભલા ખાતર, કર્યો ગણાશે.

૪

પરન્તુ આનાથી ય મહત્ત્વની સાધકબાધક ચર્ચા તો એ વિભાગમાંનાં બીજાં બાર-ચૌદ સ્થાનોની કરવા જેવી છે. એમાંની બને તેટલી પૃચ્છા હવે કરી લેવી જોઇએ.

પૃ. ૫: 'શાહનામું' તથા અર્નેસ્ટ ટૉલરનાં નાટકોનાં ભાષાન્તર તૈયાર થયાં છે એ સન્તોષની વાત; (ત્રીજું નામ જે 'કાવ્યપરિચય' છે તે તો પ્રગટી ચૂકેલ 'કાવ્યવિચાર' હશે); પણ 'કાગળની અનુકૂળતા' હવે જેમ પહેલાં કરતાં કાંઈક વધુ છે, તેમ બીજું એ પણ લાગ્યા વિના રહેતું નથી કે જ્યાંથી કાગળો (મળવા ઘટતા હતા તેમ) રા. મુનશીકૃત 'The Glory that was Gurjardesha' માટે મળ્યા ત્યાંથી જ આ બે (બિન-મુનશી એવા) ભાષાન્તરકર્તાનાં ગુજરાતી બે પુસ્તકો માટે પણ આવી સમૃદ્ધ સંસ્થા (ને તેને એનો હાલનો ધનસંગ્રહ ઓછો પડતો હોય તો તે જાણે ચપટી વગાડતાંમાં લાખો રૂપિયા-જો ખરેખર મન પર લે તો-ઊભા કરી ક્યાં નથી શકતી?)-સંસ્થા મેળવી શકી હોત.

આવાં જ ટીકાવચન પૃ. ૬૨ા ઉપરના પરિષદપત્રિકા વિશેના ઉલ્લેખ વિશે કાઢવાં પડે તેવું છે. એનું દૂબળાપણું તથા અલ્પસત્ત્વપણું કોણ ક્યારે મટાડશે? કાગળનું બહાનું તો ઉપલા જ કારણે અહીં પણ ચાલે તેવું નથી. ગુજરાતને મુકાબલે અલ્પધન મહારાષ્ટ્રની સાહિત્યપરિષદ જો એ વર્ગના ઢિંઢમરના! સામયિકોમાં પ્રથમ પંક્તિનું ત્રૈમાસિક ચલાવી શકે છે તો કરોડપતિઓના ગુજરાતની સા. પરિ.ને અર્વાચીન સરસ ત્રૈમાસિક પ્રકાશમાં આણતાં કયો તરિયો ચોથિયો કે મુદતિયો તાવ ચઢી આવે છે!

હમણાં રાજકોટ-સંમેલનમાં અખબારી પરિષદ જેવું કાંઇક થયું ત્યારે આ વિષયને અંગે, લેખકો મળતા નથી એવો જવાબ ઉપપ્રમુખશ્રીએ આપ્યો હતો. એ તો માત્ર પોતાના પક્ષની નિર્બળતા ઢાંકવાનો પ્રયાસ હતો. ખરી વાત એ છે કે જ્યાં પણ પરિષદે સંગીન કાર્ય કરવાની વાત આવે ત્યાં એ માટે દિલ દઈને તેમણે કે તેમના સહાયકોએ કામ જ કરવું નથી. એ બધાની દાનત ચોખ્ખી નથી તેટલી ખોરી છે. તેમને ઓછામાં ઓછી મહેનતે વધુમાં વધુ જશ ખાટી જવો છે. એવી સિદ્ધિ સાધવી એ, જમાનો ઢમઢોલિયા પ્રચારનો હોવાથી, તેમને માટે સહેલું પણ છે. તેમને સર્વને પોત-પોતાની વ્યક્તિગત ઉપાધિઓ-જબ્બર કમાણીરૂપ પૈસાલોભની, સામાજિક માનમતંબાની, કોલાહલી રાજ્ય-પ્રકરણની-એવી એવી ને એટલી બધી વળગેલી છે કે આજને દહાડે ગુજરાત સરખા ભરતખંડના દેશની ભાષા, એનું વાઙ્મય, એની સંસ્કારિતા-આ સર્વ માટે જે પુષ્કળ જ ચિરસ્થાયી કાર્યો કરવાનાં પડ્યાં છે, થવાની રાહ જાણે આતુર આંખે જોઇ રહ્યાં છે, તેનો નિરાંતે, પૂરી એકાગ્રતાથી, સુપાત્ર વિદ્વાનો તથા તથા સુશિક્ષકોને શોભતી રીતે વિચાર કરવાની વૃત્તિ જ તેમનામાં નથી અને ફુરસદ પણ નથી, કશા યે વદીલા પ્રચારથી અલિપ્ત એવા ગુજરાતી પ્રૌઢ વિચારકો તથા યુવાન સારા લેખકો પ્રાન્તમાં ઠીક સંખ્યામાં છે તેમનો સંપર્ક સાધવાની, સાધીને ટકાવવાની, પછી એમને તથા સંસ્થાઓના કાર્યકરોને, સૂત્રમાં મણિગણ જેમ, પરોવીને એમની દ્વારા ત્રૈમાસિકનાં, કોશ-વ્યાકરણનાં, ઇતિહાસ ને વિશ્વકોશનાં પત્રકારત્વવિકાસનાં, લેખકપ્રકાશક :સંબન્ધનાં કાર્યો કરાવવાની કનવાર જ કર્યાં છે, મોટે ઉપાડે ગુજરાતી સાહિત્યપરિષદનું નામ ધરીને બેઠેલી એ સાક્ષરો નહિ તેટલે અંશે ધન-સત્તાના ઉન્માદી કીર્તિભૂખ્યાની ટોળ-બંધીને-Cliqueને ? ( અપૂર્ણ )

. વિ. કૃ. વૈ.

## પરિચાયિકા

અર્ધ્ય: રજનીકાન્ત મોદી ( શ્રીઅરવિન્દ આશ્રમ-પ્રેસ; રૂ. ૧ ) -શ્રી અરવિન્દપ્રણીત પૂર્ણયોગમાર્ગની દૃષ્ટિ સમજીને સ્વીકારનાર જે ચાર ગુજરાતી કવિઓ,-પૂજાલાલ, ' સુન્દરમ્,' દેશળજી પરમાર તથા નાથાલાલ દવે-તે વર્ગમાં આ ( અમારી જાણ પ્રમાણે ) નૂતન કવિને આપણા કવિતામન્દિરમાં આવકાર આપતાં ઘણો આનન્દ થાય છે. જેની પરથી ( આવશ્યક પણ સંક્ષિપ્ત અર્થદર્શિની સહિતની ) આ પુસ્તિકાનું નામ અપાયું છે તે શતશ્લોકી પ્રથમ કાવ્ય, બીજાં નવ તથા અર્પણનું મનોરમ કાવ્ય, સર્વમાં કવિનું સિદ્ધાન્તજ્ઞાન બુદ્ધિગૃહીત છે તેમ અનુભૂતિની પણ મીઠી લહરે અનુપ્રાણિત વર્તાય છે. આ કારણે, આરંભના કવિમાં હોય તેના કરતાં અધિક પ્રમાણમાં વિભાવના તથા રચના ઉભયની દૃષ્ટિએ, પકવતા આવી શકી છે તેથી ભાવકનો કાવ્યાનન્દ પણ ગાઢ બને છે. કવિનિવેદનમાં યોગ્ય રીતે કહ્યું છે તેમ પૂર્ણયોગના સમ-ભાવનાવન્ત ભાગો ઉપરાંત આધ્યાત્મિક કવન[1]ના પ્રેમીઓ પણ આ સન્દર રચનાઓ મળી વળશે તો ખોરી કશું નહિ પણ પામશે ઘણું એમ નિઃસંકોચ કહી શકાય તેમ છે.

ગીતાઽઽલોચન: સ્વામી દિગંબરજી ( કૈવલ્યધામ-સ્વાધ્યાયમન્દિર; રાજકોટ ).—" વ્યાસ ભગવાનની એક પ્રતિભાશાળી કૃતિ " ગીતાનું આ અધ્યાયવાર વિવરણ એ ગ્રન્થ જીવનમાં વારંવાર માર્ગદર્શક અને તેથી નિશ્ચિત તથા વિચાર પ્રધાન દૃષ્ટિથી થયું છે. તે અન્ય હિંદુ ધર્મ ગ્રન્થોના પરામર્શપૂર્વક લખાયું હોઈ વિદ્વત્તાયુક્ત છે; વિશેષમાં, સરળ પણ છે.

---

૧. પ્રસંગોપાત્ત ઉમેરીએ કે પૂર્ણયોગિક કવન ( શ્રી અરવિન્દનું, અન્ય કવિઓનું ) ઇંગ્લિશમાં પણ ઘણું છે. એ વિષય સમજવાના અધિકારી ગુજરાતી વિવેચકો એનો અભ્યાસ કરીને આપણા વાચકવર્ગને એનાથી પરિચિત કરે અને કવિઓ એનાં સારાં ભાષાન્તર પણ કરે એ કવનને સાહિત્યની દૃષ્ટિએ ઈષ્ટ છે.

રામપ્રર્ણાભિનિષ્ક્રમણ: રાજહંસ (સુરસાગર સાહિત્યાલય, લાઠી; રૂ. ૪). રામાયણને આધારે રચાયેલું આ સુશોભિત પુસ્તક વાલ્મીકિ ઉપરાંત તુલસીદાસ, ગિરધર આદિનું પણ ઋણી છે. કર્તાનો જ શબ્દ લઈએ તો, એ સર્વના 'રસાયન'માંથી તેમને જે સન્દેશ લાધ્યો તે તેમણે આ પ્રથમ ખંડના ત્રણ મંડલોમાં ઉતાર્યો છે. અપદ્યાગદ્યમાં થયેલા આ નવીન પ્રયોગોમાં ઉત્સાહ, નિષ્ઠા તથા આર્યત્વપ્રેમ ચમકે છે.

૧. જગતનાં મન્દિરમાં: ગુણવન્તરાય આચાર્ય; રૂ. ૪।।.–૨. ઉલ્કા, વિ. સ. ખાંડેકરકૃત: ગો. જ. વિદ્વાંસ, રૂ. ૪।।.–૩. રૂપાં: બચુભાઈ શુક્લ; રૂ. ૩ (આર. આર. શેઠની કં. મુંબાઈ).

(૧) આશરે ૧૫૦ વર્ષ પરના કાઠિયાવાડના ઇતિહાસમાંથી વસ્તુ લઈને લખાયલી વારતા. સમય, તથા પાત્રો પહેલાં જે વાઘેરોનું બંડ કહેવાતું, કર્તા જેને "વાઘેર સ્વાતંત્ર્ય-સંગ્રામ" તરીકે ઓળખાવે છે, તેનાં; અને ત્યાંની જનકથામાં વિખ્યાત છે તે (પ્રહેલો) મૂળુ માણેક, કથાનાયક. ભૂતકાલીન વાતાવરણ વાણી દ્વારા પુનર્જીવિત કરવામાં કર્તાને રસ નહિ, તથા તેમણે ઇતિહાસમાંના પ્રસંગોનો અર્થવિસ્તાર કલ્પનાની સહાયતાથી એવી રીતે કર્યો છે કે એમાંથી વર્તમાનકાળની પ્રજાને ઉદ્બોધન કે ચેતવણી મળે. વતનપરસ્તી, સાહસ, વેર તથા પ્રેમ જેવાં ભાવ-ભાવનાયુક્ત આ દૃષ્ટાન્ત ને સરલ વહેણે વહી જતી વારતા, (એનો પ્રવર્તક હેતુ કલાસર્જન નહિ તથા કહીશું કે) એનો ઉદ્દેશ બર આણે તેવી હોવા ઉપરાંત વાંચવી પણ ગમે તેવી છે. (૨) "દુનિયામાં ખરો ધર્મ એક જ છે: સમતા! જગતમાં જીવતુંજાગતું દૈવત એક જ છે માનવતા!" (રા. ખાંડેકર). આ માન્યતાનુસાર લખાયલી 'ઉલ્કા' સમકાલીન મહારાષ્ટ્રીય જીવનની નમૂનેદાર સામાજિક નવલકથા છે. સાંપ્રત સમયમાં તો હરકોઈ સમાજમાં વધારે આગળ પડી આવે છે-હિંદમાં તો કેટલીક વાર ઉત્કટ રૂપે-તે અનેકવિધ ભેદભાવમાંથી (સ્ત્રી પુરુષભેદ, વર્ણભેદ, જ્ઞાતિભેદ, એ સર્વમાંથી) ઉપજતા મહાપ્રશ્નોની પીઠિકા પર રચાયલી આ કૃતિ ધ્યેયલક્ષી ગણાય; તો પણ કલાદૃષ્ટિ એમાં એકંદરે જળવાઈ છે. નાયિકા તારા ઊર્ફે ઉલ્કા, એના પિતા ભાઉસાહેબ તથા ગરીબોના બેલી ચન્દ્રકાન્ત એ ત્રણે મુખ્ય પાત્રો જુદી જુદી રીતે રસસ્પર્શી બને તેવાં આલેખાયાં છે.

કોઇ વાર, વાક્યારંભે 'સિવાય' 'નવલાઈ' (પૃ. ૯; 'નવીનતા'ને બદલે;) તથા 'ગુજરી ગયેલા'ના અર્થમાં 'વળી ગયેલા' (પૃ. ૧૧) જેવી મરાઠીની અસર ભાષાન્તરમાં ક્યાંક ક્યાંક રહી ગઇ છે. આવા જૂજ અપવાદ બાદ કરતાં, જાણે ગુજરાતી લખાણ વાંચતા હોઇએ એવું લાગે છે એ ભાષાન્તરકર્તાની અનુકરણીય સફળતા છે. (૩) વલભીસમયનું આ નાટક હશે સારું, પણ એના કર્તાએ પ્રસ્તાવનામાં વિવેચકોને 'તસદી' લેવાની મનાઈ અમુક રીતે કરી હોઈ, એની ઉપર મુજબ પહોંચ જ બસ છે.

**રાંકનાં રતન :** પુષ્કર ચંદરવાકર (પદ્મપ્રકાશન કિ. રૂ. ૨). જે ગણ્યાગાંઠ્યા યુવાન સાહિત્યકારો ગ્રામજીવનના પ્રત્યક્ષ અનુભવથી બલ્કે એની વચ્ચે જ ઊછરી, વસીને સારી સાહિત્યરચના કરી શકે છે તેમાંના એક (એકાંકી નાટકો રચનાર તરીકે આપણને પરિચિત) આ 'લઘુ નવલ'ના કર્તા છે. ગ્રામજનોના સ્વભાવ તથા દુઃખ-સુખથી માંડી એમની બોલી સુધીનાં એ જીવનનાં મુખ્ય અંગોનો એમનો નિકટ પરિચય લખાણને આ વયે પણ બહુધા સુવાચ્ય બનાવી શકે છે એટલે, વિકાસ માટે પોતે પૂરતી ચીવટ રાખશે તો ભવિષ્યમાં વધારે સુંદર કૃતિઓ આપશે એવી આશા રાખીએ.

**વિહારી-સ્મરણ:** 'અભિલાષી,' સુલતાનપુર; ગોંડલ. મુનિશ્રી વિદ્યાવિજયજી જેવા સાત્વિક વિદ્વાન ધર્માચાર્યને હસ્તે પણ 'ગૃહસ્થયોગી'નું બિરુદ પામનાર 'વિહારી' એટલે સ્વ. બહેચરલાલ પટેલ: ગોંડલ રાજ્ય (જ્યાંના વિદ્યા અધિકારી રા. ચંદુલાલના તે પિતા થાય) તથા કાઠિયાવાડ બહારના સાહિત્યપ્રેમીઓને તો તેમની પિછાન આપણા થોડા સારા 'મેઘદૂત'-ભાષાન્તરકાર તરીકે છે જ. અર્ધી સદીના સાહિત્યજીવનમાં મુખ્યત્વે ધાર્મિક પચીસ પુસ્તકો તેમણે આપ્યાં છે. એ સાધુપુરુષ, કેળવણીકાર તથા સાહિત્યસેવકના જીવન, ચારિત્ર ઇત્યાદિ વિશેનું આ નાનું પુસ્તક રસિક તથા બોધપ્રદ થાય તેવું છે.

આત્મરચના અથવા આશ્રમી કેળવણી: જુગતરામ દવે (નવજીવન પ્ર. મન્દિર, અમદાવાદ; રૂ.૪॥). કુલ સરવાળે સાડાચારસોથીય વધુ મોટાં પાનાંના આ ગ્રન્થમાં ૭૬ પ્રવચનો છે 'સ્વચ્છતાની ઇન્દ્રિય' 'આશ્રમ માતાનું પ્રભાતિયું'

'રાજનીતી લખવાની કળા' 'મોટા અલંકાર' 'ખેતીમાં રહેલાં રસાયણો' 'ફરજિયાત ખાદીનો નિયમ' 'ધ્યાનયોગ' 'સત્યાગ્રહી રાજરમત' 'આત્મરચનાનો અભ્યાસક્રમ': આ એમાંનાં થોડાં પ્રવચનનાં મથાળાં પરથી વાંચનારને એમાંના વિષયોના તત્ત્વ તથા સ્વરૂપનો ખ્યાલ આવશે. જેને ગાંધીવાદ કહેવામાં આવે છે, જેનું વધારે સારું નામ ગાંધીદર્શન, ગાંધીમાર્ગ (the Gandhian way) એવું કંઈક આપી શકાય તે આ મન્તવ્યના મૂળમાં હોવાથી જીવનની સર્વદેશી ચિત્તશુદ્ધિને ખાતર એ એક જ માર્ગ જેમને જીવનયાત્રામાં સ્વીકારવો હોય તેમને માટે આના કરતાં વધારે સારું પુસ્તક ગુજરાતીમાં નથી. તે આવતા દોઢ બે દસકા સુધીના મહમસેવકોની ગીતા બને તો પણ નવાઈ નહિ. આ એની એક મર્યાદા પણ બનશે; કેમ કે આશ્રમી કેળવણીની ભાવના એ દેશસંસ્કૃતિની અમુક રચનાકાળ માટેની એક ભૂમિકા, એક stage અથવા તબક્કો બની શકે; એની ચિરકાલીન સ્થાયી ભાવના નહિ. ભારતીય સમાજના અમુક એક જ વર્ગ–ગ્રામીણ પ્રજાવર્ગ–વચ્ચે જીવનનો મોટો ભાગ વીતાવનાર એક ધીર અને સામાન્ય રાષ્ટ્રસેવકની આ કૃતિ હોય, જેમ એવા સેવકની અસામાન્ય ગુણસંપત્તિ વડે તેમ, એમની અનિવાર્યપણે મરજાદી બનેલી ('પ્યુરેટનિક') દૃષ્ટિથી લખાણ સારી રીતે રંગાયલું હોય એ સમજાય તેવું છે. શહેરોના સર્વ પ્રજાવર્ગના નાગરિકો પણ ઝાઝું નહિ તો ઠીક ઠીક પ્રમાણમાં માર્ગદર્શન એમાંથી ચરિત્રવિકાસ માટે મેળવી શકશે એટલું પણ ઉમેરવું જોઈએ. શ્રી. કાલેલકરે 'નવી સંસ્કૃતિનો જૂનો પાયો' એ પ્રવેશકમાં એમની વિશિષ્ટ ચિન્તનશીલતાથી કર્તા તથા એમના દૃષ્ટિબિન્દુ વિશે જે લખ્યું છે તે આશ્રમભાવનાના ભક્તો તેમ નીરક્ષીરવિવેકી વાચકોને જુદી જુદી રીતે ઉપયોગી થશે.

## પ્રકીર્ણ:

(1) 'સાહિત્યવાર્તા'માં (ઉમેશ-કવિ), પ્રતાપી ને બન્ધનમુક્ત જીવન વિના ઉત્તમ કે પ્રાણપ્રદ સાહિત્ય નહિ એ સત્યનું પ્રોત્સાહક આપવામાં નિરૂપણ છે.

(૨) સામાહિક પત્ર જેવડો બત્રીશ પાનાંના 'ભગવદ્ગોમંડલ'માં સ્વ. ગોંડલનરેશ ભગવતસિંહજીનું ચરિત્ર તથા તેમણે આરંભી કેટલો અંશે પાર ઉતારેલી શબ્દકોષ-પ્રવૃત્તિની વીગતવાર માહિતી છે તે સર્વ ગુજરાતી-ભાષાપ્રેમીઓને રસ પડે તેવી છે. આ પુસ્તકનો પ્રશંસનીય અંશ એટલે રાજકોટના ૧૬મા સા. સંમેલન પ્રસંગનો એક મોટો ખંડ, જે બંને શ્રમસાધ્ય પ્રવાસો માટે એ રાજ્યના વિદ્યા-અધિકારી રા. ચંદુલાલ બ. પટેલની સેવા નોંધપાત્ર છે. (૩) એ પ્રસંગે રાજકોટમાં જ મળેલી પુસ્તિકા 'વડોદરા અને સાહિત્ય'નાં (રમેશ ર. ગૌતમ) ચાર ટૂંકાં પ્રકરણોમાં નામસૂચિત વિષય ઉપરાંત, નવ્વુ વર્ષ પરના ત્યાં ભરાયેલા સાહિત્યસંમેલનનો પરિચય પણ (ઉપલક કે માથાઉતાર રીતે નહિ પણ) પૂરતી વીગતો સાથે અપાયો છે. પૃ. ૪૮મા પરના સંમેલન-ઠરાવ અનુસાર રાજ્યની વતી અપાયલી મોટી આશા મુજબ, પ્રેમાનંદ-સ્મારક હવે સિદ્ધ વસ્તુ છે એવું આ પુસ્તિકામાં જાહેર કરવાની ઇષ્ટ સ્થિતિમાં મુંબાઇગરી સા. પરિ. એ (સર 'વી. ટી.' દીવાન હતા તે દૂર ગયેલ 'માઠું' બન્યાં પહેલાં જ) વડોદરાને મૂક્યું હોત તો કેવું સારું!

વિ. ક. વૈ.

## પ્રાપ્તિ-સ્વીકાર

૧. સાહિત્યવિહાર: પ્રા. અનંતરાય મ. રાવળ (ભારતી સા. સંઘ; મુંબાઇ, અં'વાદ: રૂ. ૩).—૨. ઓળાં હૈયાં : મગનલાલ ધ. મેઘાણી (જૈન પુસ્તકસંઘ, મુંબાઈ; રૂ. ૩).—૩. આચાર્તાં મન્થન : ચાંતકચન્દ્ર ના. દ્વિવેદી, કલોલ (રૂ. ૩).—૪. વિભૂતિ : વિષ્ણુપ્રસાદ વે. બક્ષી, રાજકોટ.—૫, ૬. હૃદય-પોકાર શ્રી ગંભાચરણે : (સં.) ન. મો. શાહ [શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ: રૂ. ૧ ને ૦॥) —૭. શ્રી સદુપદેશશ્રેણી, ૬૪; આષાઢી પૂર્ણિમા, ૨૦૦૧ (શ્રી શ્રેયઃસાધક અધિકારિ વર્ગ, શ્રી નૃસિંહ આશ્રમ, વડોદરા: દસ આના)—૮. ચિનગારી હરિલાલ પંડ્યા (હમારા હિન્દુસ્તાન, મુંબઇ: રૂ. ૦।). ૯. હિન્દુસ્તાની બાલપાઠાવલી : બે લિપિમાં (નવજીવન કાર્યા. અં'વાદ; આના ૭).—૧૦ મિલાપનાં : ઝ. મેઘાણી (પ્રજાબન્ધુ કાર્યા. અમદા. રૂ. ૩). ૧૧-૧૩. ભડકા : નાથાલાલ દવે;

શ્રીકાન્ત શેષપૂર્ણ, બંગાળી પરથી : બચુભાઇ શુક્લ; મળામણું આ. ૨૭; પૂનાભાઇ પટેલ (આર. આર. શેઠની કં. મુંબાઈ; કિંમત, અનુક્રમે રૂા. ૩ા, રૂા. ૩ા તથા રૂા રૂ. ૨).—૧૪. કાવ્યાંગનાઃ જટિલ (જટિલરાય કે. વ્યાસ, પોરબંદર; રૂા. ૧ાા).—૧૫ ગુજરાતી ભાષા, વ્યાકરણ અને લેખનઃ પ્રા. મનસુખલાલ મ. ઝવેરી, (વોરા એંડ કં. મુંબાઈ; રૂા. ૨)—૧૬, અધ્યયન, 'આપણી કવિતાસમૃદ્ધિ'નું: અનુવાદી (ઇન્દ્રધનુ બુક હાઉસ, અમદાવાદ; રૂા. ૨).—૧૭ હળપતિમુક્તિ: જુગતરામ દવે (નવજીવન પ્ર. મં. અમદાવાદ; ૭ આના).—૧૮. ગુજ. સાહિત્ય સભા કાર્યવાહી, ૧૯૪૪-૪૫(અમદાવાદ. રૂા. ૩)—૧૯. નવલિકા-સંયોજનઃ ફિરોઝશાહ રૂ. મહેતા, કરાચી.

# ધ્વનિ

## ઉપધ્વાન

**દશકો પૂરો :** ઑગસ્ટ ૧૯૩૫માં શરૂ થયેલી આ ગ્રન્થશ્રેણીનો આ છે દશમા પુસ્તકનો (છેક ડિસેંબર ૧૯૪૬માં પ્રકટ કરી શકાતો) છેલ્લો ગ્રન્થાંક. આ લાંબા ગાળાનો વિપરીત–હાલ તો તેવો વધુ બન્યે જતો–દેશ-કાળ જોતાં, 'માનસી'એ આટલું આયુષ્ય ભોગવ્યું એ પણ આશ્ચર્યકારક બિના ગણાય. એને પોતાનું ગણી જેમણે લખાણો દ્વારા તેમ જ પૈસાની મદદ કરી છે, તેમણે એક ભાવનાત્મક કાર્ય આવા કપરા કાળમાં ટકાવી રાખ્યા બદલ તેમની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. અગિયારમા વર્ષમાં પ્રવેશતા 'માનસી' તેમની સૌની પાસેથી એટલો, બલ્કે આપણું કાર્ય અધિક દીપી નીકળે માટે એથી યે વિશેષ સહકાર, સાહિત્યિક ને આર્થિક, મળે એવી માગણી એક વધુ વાર કરે છે—એ પૂરી પડશે જ એવી પાકી આશા (કહો કે ખ્વાહેશભરી) ઇચ્છા સાથે.

**રાજકોટમાં સુખી સપ્તાહ :** સાહિત્યસંમેલનના ત્રણ દિવસ દરમ્યાન ઉપરાંત પહેલા તથા પછીના દિવસોએ પણ કાર્યકર્તાઓની એવી તો ઉમદા દિલની સેવા તથા સરભરાનો લાભ આ લખનારને સન્માનિત અતિથિ તરીકે મળ્યો હતો કે તે જીવનના મીઠા અનુભવોમાંના એક તરીકે

સદા ૫ રમરણાંકિત રહેશે. તેમનો, અને ત્યાંના તા. ૨૦મીની સાંજના સમસ્ત નાગર વ્યાયામ સંઘે યોજેલા પ્રસંગ અંગે તેના સર્વ કાર્યકરોનો એ માટે અન્તઃકરણપૂર્વક આભાર માનતાં ઘણો આનંદ થાય છે.

એ પ્રસંગ વિશે 'ગુજરાતી'માંના સંસ્કારમુકુરમાં લખ્યું છે, પણ છપાયલી વ્યાખ્યાનનું વિવેચન ઘણું ખરું બાકી છે તે આવતા અંકે થઈ શકશે. જેમ એ વિષયે તેમ 'વાસરિકા: ૨'માં લખવાનું હતું તે, બીજા ત્રણ માસમાં બાહ્ય દષ્ટિએ જૂનું કદાચ ગણાય, પણ 'વાસી' તો નહિ જ થાય, તેથી સ્થળ-સમયના અભાવે મુલતવવું પડ્યું છે.

**સ્વ. પ્રા. ગોહીલવાળા:** આ પૃષ્ઠ પ્રેસમાં જવાને જ દિવસે સુરતની એમ. ટી. બી. કૉલેજના ઇંગ્લિશના પ્રોફેસર, પ્રા. હીરાલાલ ઝ. ગોહીલવાળાનું અકાળ અવસાન થયાની ખબર આવી છે. એમના જવાથી ગુજરાતની સંસ્કારિતાએ એક ઉમદા દિલનો ઉત્સાહમૂર્તિ સેવક, કૉલેજે એક સમર્થ આજન્મ સાહિત્યાનુરાગી કાર્યકર, વિદ્યાર્થીઓએ એક વિરલ સહાનુભાવક રે 'માનસી'એ (એમનો ગંગોત્રી વિશેનો સુન્દર લેખ તથા બીજાં આ સિકમાંનાં બેત્રણ લખાણ વાચકો નહિ જ ભૂલ્યા હોય.) તથા આ ખે એક સાચો મિત્ર ગુમાવ્યો છે. સૌ સ્નેહીઓની જેમ, અમારી પણ મર્નાં પત્ની શ્રી ઉમાબહેન તથા બન્ધુ રા. ઠાકોરભાઈ અને અન્ય બીજનોના દુઃખમાં દિલસોજી છે.

## મન્દિરવૃત્ત

### આભારદર્શન

**સૂરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીએ** આ માસથી તેની કૉલેજમાં આ લેખકને પ્રોફેસરની ગ્રેડ આપી છે એ માટે તેનો અને તેને રાજકોટના ૧૬મા સાહિત્યસંમેલનમાં જવાનું ભાવનગર રાજ્યના પ્રતિનિધિમંડળમાં થયેલું તે માટે તેનો (બંને લાભ ખરી રીતે વ્યક્તિ કરતાં વધુ અંશે તેની સાહિત્યપ્રવૃત્તિને થયા હોઈ) અન્તઃકરણપૂર્વક આભાર માનતાં ઘણો આનન્દ થાય છે.

ગયા અંક પછીના પાંચ માસમાં મળેલી વિશેષ મદદની રકમો: શેઠ નાનજી કાળીદાસ, પોરબંદર, રૂ. ૧૦૧; શેઠ ભોગીલાલ મ. શાહ, ભાવનગર, રૂ. ૧૦૦; રા. વિદ્યુતરાય યશવન્તપ્રસાદ દેસાઈ, ભાવનગર, રૂ. ૧૦૦; રા. વીરેન્દ્રરાય ચન્દ્રશંકર મહેતા, નાગપુર, રૂ ૧૦૦; ગગનવિહારી લ. મહેતા, કલકત્તા; રૂ. ૫૧; એક બન્ધુ. રૂ. આ રીતે કાઠિયાવાડ ને ગુજરાત ઉપરાંત બૃહદ ગુજરાતના ઇશ્વરકૃપાએ ધનસંપત્તિમાન તેમ સંસ્કારસંપન્ન ગુજરાતીઓ 'માનસી'ના કાર્યની કદર આવતાં વર્ષોમાં પણ કરતા રહેશે એ શ્રદ્ધા એ જ અમે બીજા દસકામાં પ્રવેશ કરીએ છીએ.

આ અંક તો ઘણો મોડો થયો. માર્ચ ૧૯૪૭નો અંક બે માસની આખરે લગીમાં થશે. ત્યાર લગીમાં નવાં લવાજમો (રૂ. ૫) નહિ આવ્યાં હોય તેમને વી. પી. નિયમ મુજબ રૂ. ૫–૮–૦નાં થશે.

ભાવનગર: તા. ૧૨-૧૧-૧૯૪૬. વિ. ક. વૈદ્ય

સં. 'માનસી'

# મંજૂષા

## ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા

સંગ્રાહક: પ્રા. હીરાલાલ ર. કાપડિયા

ઇ. સ. ૧૯૨૮–૨૯માં શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રયાસથી મુંબઈ વિદ્યાપીઠ ઉપર્યુક્ત વ્યાખ્યાનમાળા માટે રૂ. ૩૫૦૦૦ની રકમ મેળવી શકી અને એ મળતાં એણે નીચે મુજબના નિયમો ઘડ્યા:

(૧) વ્યાખ્યાનમાળાનું નામ The Thakkar Vassonji Madhavji Lecturership રાખવું.

(૨) ગુજરાતી સાહિત્ય અને ગુજરાતનો ઇતિહાસ એ બે વિષયો પૈકી ગમે તે વિષય ઉપર વ્યાખ્યાનો આપવા માટે સિન્ડિકેટે દર વર્ષે સમર્થ ભારતીય વિદ્વાનને નિમંત્રણ આપવું.

(૩) સિન્ડિકેટે નક્કી કરેલી સંમયે મુંબઈમાં ઓછામાં ઓછાં પાંચ વ્યાખ્યાનો અપાવાં જોઈએ.

(૪) વ્યાખ્યાનમાળાને અંગે બક્ષિસ તરીકે મળેલી રકમના વ્યાજમાંથી વ્યાખ્યાતાને રૂ. ૧૦૦૦ ( એક હજાર ) પુરસ્કાર તરીકે આપવા અને બાકી રહેલી રકમ વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવા માટે જમે કરવી.

(૫) વ્યાખ્યાનોને લગતો હક્ક ( Copy-right ) મુંબઈ વિદ્યાપીઠનો રહેશે.

(૬) વ્યાખ્યાનો અંગ્રેજીમાં કે ગુજરાતીમાં આપવાં એ વ્યાખ્યાતાની મરજી ઉપર રાખવું; સિવાય કે એ ગુજરાતીમાં જ આપવાનું સિન્ડિકેટનું સૂચન હોય.

(૭) વ્યાખ્યાતાએ સિન્ડિકેટને પોતાનાં વ્યાખ્યાનોની હસ્તલિખિત પ્રતિ ( manuscript ) આપવી; જો એ વ્યાખ્યાનો નોંધ ઉપરથી અપાયાં હોય તો એ નોંધોનો સમુચિત વિસ્તાર કરી તે લખાણ વિદ્યાપીઠને આપવું.

(૮) વ્યાખ્યાનમાળાના પ્રકાશન માટે નિયત કરેલી રકમમાંથી વખતોવખત વ્યાખ્યાનો કે એનો કોઈ ભાગ પ્રસિદ્ધ કરવા જેવો સિન્ડિકેટને લાગે તો તેઓ તે પ્રસિદ્ધ કરે. એ પ્રકાશનને અંગે જે ખર્ચ થાય તેમાં કોઈને પોતાનો ફાળો આપવો હોય તો તે આપી શકશે.

(૯) પ્રકાશિત વ્યાખ્યાનમાળાનું નામ Thakkar Vassonji Madhavji Lectures રહેશે.

આ નિયમોને માન આપીને સૌથી પ્રથમ સ્વ. પ્રો. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાને ઇ. સ. ૧૯૨૯માં નિમંત્રણ અપાયું અને તેમણે ઇ. સ. ૧૯૩૦ના પ્રારંભમાં વ્યાખ્યાનો આપ્યાં, ત્યારથી આ કાર્ય અત્યાર સુધી ચાલુ છે. એની સામાન્ય રૂપરેખા નીચે મુજબ છે.

| વ્યાખ્યાતા | વિષય | નિયત વર્ષ | વ્યાખ્યાન-વર્ષ | પ્રકાશન-વર્ષ |
|---|---|---|---|---|
| પ્રો. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા | Gujarati Language and Literature | ૧૯૨૯-૩૦ | ૧૯૩૦ | ૧૯૩૨ |
| દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | પદ્યરચનાની ઐતિહાસિક આલોચના | ૧૯૩૦-૩૧ | ૧૯૩૧ | ૧૯૩૨ |
| પ્રો. એમ. એસ. કોમિસેરિયેટ | *Studiges in the History of Gujarat | ૧૯૩૧-૩૨ | | ૧૯૩૫ |
| જિનવિજયજી | ગુજરાતનો ઇતિહાસ | ૧૯૩૨-૩૩ | | |
| દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | The Present State of Gujarati Literature | ૧૯૩૩-૩૪ | ૧૯૩૪ | ૧૯૩૪ |
| પ્રો. બળવંતરાય ક. ઠાકોર | નર્મદ, કલાપી અને ગોવર્ધનરામ | ૧૯૩૪-૩૫ | ૧૯૩૫ | |
| રામનારાયણ વિશ્વનાથ પાઠક | અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો | ૧૯૩૫-૩૬ | ૧૯૩૬ | ૧૯૩૮ |
| કનૈયાલાલ માણેકલાલ મુનશી | The Early Aryans in Gujarat | ૧૯૩૬-૩૭ | ૧૯૩૯ | ૧૯૪૧ |
| અરદેશર ફરામજી ખબરદાર | ગુજરાતી કવિતાની રચનાકળા | ૧૯૩૭-૩૮ | ,, | ,, |